૪૯૯૯

THE EXCELLENCE OF

# THE ZOROASTRIAN RELIGION

OR

THE OPINIONS EXPRESSED BY THE *Savants* OF VARIOUS CREEDS AND NATIONALITIES ON THE PROPHET ZOROASTER AND HIS RELIGION.

COMPILED FROM VARIOUS SOURCES

BY

**ERVAD DADABHAI CURSETJI DORDI**

THE AUTHOR OF "PRINCE-NI-PADHRAMANI," "DADGHA-E-NOSHIRVAN," "PURATUM ATASH-KHANA" OR THE ANCIENT FIRE TEMPLES, &c., &c.

**( THIRD EDITION REVISED & ENLARGED. )**

Bombay :

Printed at THE BOMBAY VARTMAN PRESS.

1892.

*Price 8 Annas.*

# જરથોસતી ધરમની મોતેબરી,

અ થ વા

પેગંમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા પરકોમોના વીદવાંનોએ આપેલાં મત.

( જુદાં જુદાં પુસ્તકો ઉપરથી સંગ્રહ કરીને )

લ ખ ના ર

**એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડી.**

[સુધારા તથા વધારા સાથે આવૃતી ત્રીજી.]

મુંબઈ મધે:

મુંબઇ વર્તમાંન છાપાખાનામાં મંનચેરજી હોશંગજી જાગોસે છાપ્યું છે.

યઝદેજરદી સને ૧૨૬૧—ઇસવી સને ૧૮૯૨.

કીંમત ૮ આના.

# પેગંમબર જરથોસ્ત વીશે અવસ્તામાં આવેલી સ્તુતિ.

અવસ્તા.

૧. સ્તુતો. ઓર્યેને. વએજહિ. તુમ જરથુશ્ત્ર.
(ઇજ. હા. ૯. ૧૪. વે. જં. તે. પાને ૨૬.)

૨. યેહેજાંથએચ. વખ્ષએચ. ઉર્વાસેન. આપો. ઉર્વરાએસ્ચ. યેહેજાંથએચ. વખ્ષએચ ઉખ્ષીન આપો ઉર્વરાએસ્ચ. યેહેજાંથેએચ. વખ્ષએચ. ઉશ્તતાતેંમ. નિમ્રવંન્ત-વીસ્પાઓ સ્પેન્તો–દાતાઓદામાંનૂ.
(ફરવરદીન ઇમ્અશત ૯૩. વે. જં. તે. પાને ૨૩૬.)

૩. ઉસ્ત. તે. અપવતહિ. પૉરૂ–વચાંમૂ. ઍરેજુખ્ધનાંમૂ. ઉસ્ત. તે. નાઇતિ. પઇરિ. ક્રાસ. ઍરેજુખ્ધેમૂ. પૅરેસહિ. વાચેમૂ.
(ઇજ. હા. ૯. ૨૫. વે. જં. તે. પાને ૨૮.)



અરથ.

૧. ઇરાંનવેજમાં વખાણાયલો તું છે અએ જરથોસત !

૨. જેહના જનમવા (શીખવવા) તથા વધવામાં (બોલવામાં) પાણી તથા ઓરવરો ખુશાહાલ થયાં, જેહના જનમવા તથા વધવામાં પાણી તથા ઓરવરો ઉગયાં, જેહના જનમવા તથા વધવામાં બીજી તમામ સપેનતોમીનોના ફાએદાવાલી પેદાએશે આબાદીની દુવા ચાહી.

૩. શુકરાના તાહરે વાસતે કે તું રાસત બોલેલા સખુનોના પુરા વચન શીખવે છે, શુકરાના તાહરે વાસતે કે તું રાસત બોલેલા સખુનને આડા સવાલે કરી પુછતો નથી. (ઇઆને કે રાસત સખુનોને જે રીતે સમજાવા જોઇએ તેજ રીતે તું સમજાવે છે, આડી અટાડી વાત લાવીને તેને ગુંચવાવી નાંખતો નથી.)

# અર્પણ પત્ર.

**ભરૂચવાસી મરહુમ દીનચાશીદાર નામાંકીત**

**દસ્તુર અસફંદીયાર દસ્તુર કામદીન,**

જેઓનું અશો નામ બીજા અશો મરદોનાં નામો સાથે હીંદુસ્થાનના

તમામ જરથોસ્તીઓને ત્યાંની ધરમની ક્રીયાઓમાં યાદ

કરવામાં આવે છે તેઓની પાક યાદમાં

આ પુસ્તક તેના રચનારે ધાર્મીક ભાવથી

અર્પણ કર્યું છે.

# દી બા ચો.

—:o:—

અશો અહુરમજદ શાહેબ જે બંધે દુનીયાંની કુલ હસતીનો પીતા છે, તેનું પરથમ મુબારક નામ યાદ કરવા પછી, અશો સપેતમાન જરથોસત જે એક માહા પ્રતાપી બુધીવંત પેગંમબર થઈ ગયો છે, અને જે પેગંમબર આ દુનીયાંમાં બુત પરસતી જેહેવી ખરાબ શકતીવાલી રસમની પરસતેસ કરનારાઓને વાલીને એક ખરા નીરમલ ખોદાની પરસતેસ કરવાના ભલા મારગ ઉપર પોતાના ટોલાના લોકોને મેલી ગીઓ છે તેવા માહતમાં નરનાં પવીતર રૂહ ઉપર શદા હજારો હજાર દરૂદ અને આફ્રીન કરવા બાદ; વાંચનારા દાનેસમંદ શાહેબો આગલ આ રેશાલો લખવાના કારણમાં ખોલાશો કરવાની રજા લેઉં છું કે આપણો પુરાતમ માજદીયસની જરથોસતા ધરમ કે જે આ દુનયાંમાં હજારો વરસ થયાં જાહેર થાએલો છે, અને જે વીશે પરકોમનાં નામાંકીત વીદવાન ગરંથકારો અને પુરાતમ વખતમાં થઇ ગયલા નામીચા ફીલસુફો વતીક પોતાની શોધો ઉપરથી વખાણ કરી ગયા છે, તેવો પુરાતમ નીતીવંત ધરમ આપણે જરથોસતીઓ પાલીએ છીએ, અને તે માટે આપણે ખરાજ ભાયગશાલી ગણાઇએ છીએ. અસો જરથોસત અને તેના આવા માહાભારત માજદીયસની ધરમ વીશે પરકોમના કાબેલ વીદવાંનો અવલથીજ શું મત ધરાવી ગયા છે અથવા હાલ ધરાવતા જાય છે તે આપણ જરથોસતીઓને જાણવું ઘણું અગતનું છે. એ વીશેના વીચારો આજ ઘણુંક થયું માહારા મન ઉપર આવેઆ કરતા હતા તેથી તે વીશેની ખોલ કરવાનું મેં સહરૂ કરેઉં હતું અને જેહારે માહારા મોબેદીના ધંધામાંથી મને ફરશુદ મલતી તેહારે ઉપલી બાબદને મલતી વીગતોને લગતાં પુસતકોમાં હું ખોલ કરતો હતો, તેમ કરતાં ઘાણીક મેહનત કરવા પછી આ રેસાલો તઇયાર કરવામાં આવેઓ છે અને તેને જુદા જુદા તરણ ભાગોમાં વેંહેંચી નાખી છાપી પરગટ કીધોછે. એ ફકત એક અથોરનાન તરીકે માહરી નાકેસ સકતી પરમાણે જે ફરજથી હું બંધા એલોછું તે પરમાંણે માહારા પુરાતમ પીઆરા ધરમની શેવા આ સાથે બીજી વેલા બજાવેલી હું સમજુંછું. બીજીવારની એટલા માટે કહુંછું કે મેં એકવાર આગલ "પુરાતમ આતશખાના" નામનો રેસાલો બનાવેઓ હતો, તે માહારા કદરદાંન વાંચનારાઓને યાદ હશે. તેની તરીજી આવરૂતી કાહાડી હતી, તેમાં મને જોઇતી મદદ અને ફતેહ મલીઆથી તથા તે માહારા હમદીન ભાઇઓને શારી રવેશે પશંદ પડે આથી આ બીજીવારની કોશેશ કરવાની મને હીંમત થાઇ છે. બીજું આ રેશાલામાં પરકોમના વીદવાંનોએ અસો જરથોસત અને તેના સથાપેલા માજદીયસની ધરમ વીશે જે ઉમદાં મતો આપેલાં શમાવેઆમાં આવેઆં છે તેમાં કેટલાંક એવાંતો મોતેબરછે કે તે વાંચીઆથી માહારા હમદીન ભાઇઓનાં હઇડાં હરખાયા વગર રેહેશે નહીં એવી ઉમેદ રાખવામાં આવે છે.

## દીબાચો.

આ રેશાલો અતરે પરગટ થતાં ઝોરાસટરીઅન કાલેંનડરના યઝદેજરદી સને ૧૨૫૮ નાં અંકમાં પેહેલીવાર છપાઇ ચુકો છે અને તે પછેનાં છુટાં ચોપાનીયાં પેહેલીવાર તેજ વરશમાં છાપી પરગટ કીધાં હતાં, તે ખપી ગયાથી તે પછે તેની બીજી આવરૂતી છપાઇ હતી, તેપણ ખપી ગયાથી આ ત્રીજી આવરૂતીમાં કેટલાક ભાગોના ફેરફાર શાથે શુધારો અને વધારો કીધો છે, તેમજ કેટલાંએક અંગ્રેજી પુસતકોમાંથી ખાસ તરજુમાઓ કરાવી દાખલ કર્યા છે અને વાંચનારાઓની સગવડ કીજે હમારા કેટલાએક મીતરોની સલાહ ઉપરથી આ વેલા ત્રણદે ભાગોના અંગ્રેજી તથા ગુજરાતી સાંકલીઆં દાખલ કરવા ઉપરાંત, એ ચોપડીનું તાઇટિલ પેજ પણ અંગ્રેજીમાં આપ્યું છે, તેથી એવી આશા રાખીઆમાં આવેછે કે જરથોસતી કોમના શાહેબો તરફથી એને જોઇતો અને ઘટતો આશરો મલેઆ વના રેહેશે નહીં.

આએ રેસાલો લખતાં જે જે પુસતકોની મદદ લેવામાં આવી છે તેનાં નામની ટીપ નીચે આપી છે:—

તવારીખે કદીમ ઇરાંન, તવારીખે સાસાનીયાન, તારીખે જરથોસતી, તાલીમે જરથોસતી, તજકરતોલ હોકમા, તવારીખે મલુકે તવાયફે જરથોસતીઆંન, ચુંટી કાહડેલાં લખાંણો—પુસતક ૧ લું તથા ૨ જું, જરથોસત નામું શેઠ ખ. રૂ. કાંમાજીવાલું, જરથોસતી ધરમ વીશે રેસાલો, હેવાલે ઝંદ અવસતા, દીને માજદીયસની, આઇને દીનમેહ માજદીયસની, હેકાએતે દીને જરથોસતી, ફરમાને જરથોસત, ઇરાંનની તવારીખ, દબેસતાંન, દસાતીર, ગુલજારે નસીએત, તકવીએતે દીને માજદીયસની, નર્મ કાવ્ય, જરથોસતી અભીયાસના અંકો, પારસી પ્રકાશના અંકો, પારસી મીતરના અંકો, જગત મીતરના અંકો, નુરેએલમના અંકો, ગ્નાન વરધકના અંકો, ખાંમદાદનાં અંકો, કરનલ ઓલકાતનું જરથોસતી ધરમ ઉપર કીધેલું ભાશાંણ, રાહાનોમાએ માજદીયસનાનનાં અંકો, પારસીઓના વારસા હીસા તથા લગન તલાકનું પુસતક, મુંબઇ સમાચારની ફાઇલો, મુંબઇના ચાબુકની ફાઇલો, મુંબઇનાં જામે જમશેદની ફાઇલો, અખબારે સોદાગરની ફાઇલો, રાસત ગોફતારની ફાઇલો, સુર્યોદએની ફાઇલો, સતીઅ મીતરની ફાઇલો, કૈસરે હીંન્દની ફાઇલો, ભરૂચ મીતરની ફાઇલો, યજદાં પરસતની ફાઇલો, સંદેરીવીયુની ફાઇલો—ઇત્યાદી.

રોજ ૧ લો માહ ૧૧ મો શેહેનશાહી શને ૧૨૬૧. યઝદેઝરદી.

**લા૦ એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડી.**

# CONTENTS.

## PART I.

### In the praise of the Prophet Zoroaster.



## PART II.

In the praise of the Zoroastrian Religion for Monotheism.



## PART III.

The opinions expressed by the learned persons of different religions that the Zoroastrians only give reverence to the fire and therefore they cannot be called the Fire-Worshippers.

---:o:---

## THE APPENDIX.

# સાં ક લી યું.

—:o:—

## ભાગ ૧ લો.

---

### પેગંમબર જરથોસતની તારીફમાં.

## ભાગ બીજો.

### જરથોસતી ધરમ એકજ ખોદાને માનનારો છે તેની તારીફમાં

## ભાગ ૩જો.

જરથોસતીઓ આતશને માન આપે છે, તેની ખુબીમાં, અને તેનેથી કંઈ જરથોસતીઓ આતશના પુજકો તરીકે ગણાતા નથી તેની તારીફમાં, બીજી જ્ઞાતના મોટા વીદવાંન અને માનવંત ગ્રંથકારોએ આપેલા વીચારો.

વધારો.

# જરથોસતી ધરમની મોતેબરી,

અ થ વા

## પેગંમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા પરકોમોના વીદવાંનોએ આપેલાં મત.



### ભાગ ૧ લો—પેગંમબર જરથોસતની તારીફમાં.

જરથોશતી ટોલાના પેગંમબર અશો સપેંતમાન જરથોસતની પોતાની, તથા તેના પાક માજદીઅસનાન ધરમની તારીફમાં દુનીઆની શઘલી વરનના મોટા વીદવાંન અને કાબેલ ફીલશુફો ઘણાં સરસ અને મોતેબર મતો આપી ગયા છે. આ વાંચવા લાયક અને જાંણવા જોગ મતોનો એકંદરસંગરહ કરીને ઉપજાવી કાહાડેઓ છે; જે હમારા તમામ જરથોસતી વાંચનારાઓને ઘણો ઉપઓગી ધારીને નીચે જણાવીઓ છે :—

પેગંમબર જરથોસત શાહેબ કેહવો ખુબીવંતો પેદા થાયો હતો તે એટલાજ ઉપરથી શાબેત થાય છે કે એ પાકજાદ પેગંમબરની શીફત આપણા ખુદ અવસતા કલાંમ મધે પણ આવી છે. ફરવરદીન યશતનાં ૯૪ માં ફકરામાં આ અવસતા છે કે—"ઉસતાનો જાતો આ-થરવ યો સપીતામો જરથોશતરો"—એનો અરથ એમ થાય છે કે—"શુકરાના ! આપણે વાસતે એક અથોરનાન પેદા પડેઓ છે જે સપેંતમાન જરથોસત છે."

(૧) જરથોસત જનમ પામતી વેલા હસીઓ હતો તે વીશે દબેશતાંન[1] કેતાબનો બનાવનાર એમ જણાંવે છે કે :—

"જે દહાડે જરથોસત આએ આબાદી ભરેલી દુનીયાંમાં આવીઓ તેવારે જનમ લ-તાંને વાર હસીઓ અને તે વખતે જે કોઇ પાડ પડોશીની ઓરતો હાજર હતી તેવોએ તેનો હશવાનો અવાજ સાંભલીઓ અને જરથોસતના બાપ પરોસસપે એ વાત જાણી પોતીકા દેલમાં વીચારીઉં જે એ છોકરો ખોદાતાલાનો ચમતકાર છે. શા વાસતે જે એ છોકરા શીવાય બીજુ કોઇ માએને પેટ પેદા થતી વેલાય હશેઉં નથી, પણ તે રડતું આવે છે. તેવાર પછી તે મુબારક ચમકાટ ભરેલા છોકરાનું નામ જરથોસત રાખેઉં અને જરથોસતનો જનમ થતી વેલા જે ઓરતો હાજર હતી તે સરવે જરથોસતનાં હસીયાથી અદેખાઇ કરવા લાગી અને એ હસીયાનાં મોજેજાની ખબર આલમમાં જાહેર થાઈ હતી."

(૨) સર જૉન માલકમ પોતાની ઇરાંન દેશની મુશાફરીવાલાં પેહેલાં પુસતકના બાબ સાત માંની ૩૧ મી નોટમાં જરથોસતને લગતી બાબદ જણાવતાં એ પેગંમબરને જણમ પામવાની બીનાં વીશે એમ જણાવે છે—કે "નેકરો મેનસરના પાદશાહ "મરલીન" માફક, જારે જરથોસત જનમ પામીઓ તારે તે બુલંદ અવાજથી હસી પડેઓ હતો અને તેના શરીરમાંથી એટલી બધી તો રોશની પરકાશી નીકલી હતી કે તેથી તમામ ઓરડો ગોયા રોશન થઇ ગયો હતો. જરથો-

---

[1] "દબેસતાંનોલ મહજાહેબ" યાને મહજબોની મકતબ અથવા આચારોની નીસાલ.

સ્ત વીશેની આ કદીમ વારતા જેમ ફારસી પુસતકોમાં આપણા જોવામાં આવે છે તેમ "પલીની" એ પણ પોતાના પુસતકમાં જણાવેલી છે."[૧]

(૩) ઉપલા ફકરામાં સર માલકમે કરેલા ઇસારા મુજબ "પલીની" નામનો નામીચો રૂમી ફીલસુફ, જે ઈ. સને પેહેલી સદીમાં થઇ ગયો છે તે જરથોસતના જનમની વખતનાં હસવા વીશે પોતાનાં "ખુદરતી તવારીખ" નામના સાતમાં પુસતકમાં એમ જણાવે છે કે:—

"પેદા થતી વેલાએ જો કોઇબી આદમી હસયો હોય તો તે માતર એખલો જરથોસતજ હતો, અને તેનું ભેજું એવું તો જોસસામાં ધગધગતું હતું કે તેના માથાપર હાથ મુકીએ તો તરતજ ઉડી જાય, માટે તે ઉપરથી આગલ જતાં તે ઘણો બુધીવાંન પુરૂશ નીકલશે એવી આગાહી જણાતી હતી."[૨]

વલી જરથોશત ગોશેનશીન થયો તે વીશે "પલીની" પોતાનાં અગીઆરમાં પુસતકમાં એમ જણાવી ગયો છે કે "જરથોશત અલબરૂજ પાહાડનાં ગોફામાં ખોદાતાલાની મોનાજાત અને બંદગીને શારૂ વીશ વરશ વેર ગુતાયલો હતો."[૩]

(૪) "રેવરંડ ઓલીવર" નામનો એક કાબેલ ધરમગુરૂ જરથોશત ગોશેનશીન થયો, તે જગોનાં બેઆંનમાં એમ લખી જાય છે કે:—

"જરથોશતના જમાનામાં આખી પુરથવીમાં જણાયલી તમામ વીદયા અને ફીલસુફીથી જરથોસત માહીતગાર હતો, અને બોખારાના પાહાડો મધેના એક પાહાડમાં જરથોશતે એક ગોલ આકાર ગુફામાં એકાંતવાશ કીધો હતો. જે ગુફાને ખગોલ વીદયાને લગતી તમામ નીશાનીઓથી સણગારેઆ હતો, તથા તેનાં છાપરાંના એક ભાગમાં જહવેર રૂપમાં શુરજને ચીતારીઓ હતો, અને દુનીઆના ચાર જમાનાઓને સોનાં, રૂપાં, પીતલ અને લોઢાંની તરેહવાર નીશાનીઓમાં ચીતારીઆ હતા."

(૫) જરથોસત ગોશેનશીન થયો તે વીશે બીજી તવારીખના પુસતકોમાં એમ જણાવીઊ છે કે:—

"ઈરાંન દેશની પુરવ દીસાએ સજસથાંનનો મુલક આવેલોછે, તેને અવસ્તામાં "વેએકેરત" કરીને કહે છે. આગલાં યુનાની લોકો એ દેશને "દરાનજીયાના" કરી કહેતા હતા. ફારસી ભાશામાં એને "નીમરૂજ" ના નામથી જણાવેલો છે. એ મુલકમાં દરેગા નદીની પડોશમાં "ઉશીદરન" નામનો પાહાડ આવેલો છે, તે પેહેલવીમાં "દુશદાશતર" ને નામે ઓલખાય છે, તે બોલનો અરથ "હોશ-હોંશીયારી" રાખનાર કરી થાય છે, એનું એ નામ એટલા માટે આપવામાં આવેઉં છે કે એ પાહાડ ઉપરથી અશો જરથોસતે આશમાનની હોશ મેલવી હતી. યાને એ પાહાડ ઉપર અશો જરથોશત શાહેબને દાદાર અહુરમજદ સાથે દીનની બાબદમાં વાત

૧. જરથોશત કયા દેશમાં જનમેઓ હતો તે વીશે વીદવાનોની શોધ પરમાણે ઈરાંન દેશમાં "જબર" નામના પાહાડમાંથી વેહેતી "દરજી" નામની નદીને કીનારે આવેલાં "રેએ" શેહેરમાં પોરૂસસપના ઘેરમાં રોજ ૬ ઠો ને માહા ૧ લાને દીને બામદાદે જનમ પાંમેઓ હતો. (એ નદી હાલ દારાહ નદીની યાદ આપે છે કે જે સેબીલાન પહાડમાંથી નીકલીને એરાસ નદીને જઈ મલે છે.)

૨. પલીનીનું મરણ ઈશવી સને ૭૯માં નેપલસ શેહેરની પડોશમાં આવેલો વીસુવીયસ નામનો બલતો પાહાડ ફાતવાની આફત વેલા દુખીઆરાઓનું દુઃખ તાલવાની કોશેશ કરતાં પેલા બલતા અને ગંધકનાં ધુમાડાથી ગુંગરાઈ મરણ પામેઓ હતો.

૩. પેગંમબર જરથોશતનો જનમ અચંબા ભરેલી રીતે થયા પછે, એ પેગંમબર વીશે એવું કેહેવામાં આવે છે કે પોતાની પાકીજમી પહરેજગારી વધારવા શારૂ તથા તે પાક પેદા કરનાર પરવરદેગારની શનમુખ પોંહોંચી પોતાનું ગનેઆન પુખત કરવા માટે એ પેગંમબર કેટલીક મુદતવેર એક ઊંચા પાહાડ ઉપર એકાંત જાઈ વશેઆ હતો કે જેમ (રીયાજત વીગેરે) કરવાનો અશલી ઈરાંની લોકોમાં રેવાજજ હતો, એ વીશેના વધુ દાખલા બીજા લખનારાઓબી બોલી ગયા છે, જે આગલ વાંચતાં માલમ પડશે.

ચીત થઈ હતી, અને એ પાહાડ ઉપરથી જરથોસ્તને પવીતર નુશકો મલીઆં હતાં-યજશને-ના પેહેલા હામાં જરથોસ્તી દીનના પુશતકોને યાદ કીધા પછી, એ પાહાડને યાદ કીધો છે."

ઉપલી બાબદ વીશે બીજા વીદવાંન લખનારાઓ એમ કહે છે કે જરથોશતે "અશનવત" નામના પાહાડ ઉપર રીઆજત કરી હતી, યાને ખોદા સાથે "પુરશેશ પાશોખ" એટલે વાતચીત કીધી હતી. એ પાહાડ આજરબાએજાન શેહેરમાં આવેલો છે, અને જરથોશતનો જનમ રએ શેહેરમાં થયો હતો, તે રએ શેહેરબી એજ આજર બાએજાનની નજદીકમાં આવેલું હતું.

(૬) "ડીયોકરીસાસટ" નામનો એક વીદવાંન પોતાના પુસતકમાં જરથોશતની પાકીજેહ પહરેજગારી વીશે એમ લખી ગયો છે કે:—

"જરથોશત પોતાની પાકીજગી અને પહરેજગારી બચાવવા સારૂ એકાંત જગામાં લોકોથી દુર રહેઓ હતો" (યાને ગોશેનશીન થયો હતો)

(૭) જગત પરસીધ્ધ સાએર ફીરદોસી જે ઇશવી ૯૪૬ નાં વરસમાં ખુરાશાનના તાબાના "તુસ" શેહેરની પડોસમાં રીજવાંન ગાંમમાં જનમેઓ હતો, અને જેના બાપનું નામ અમદ કરી હતું તે એક મોટો જાગીરદાર હતો. ફીરદોસીનું અસલ નામ અબદુલ કાસમ મનશુર કરીને હતું. પાછલથી તેને "ફીરદોસી" યાને બેહસતીનો ખેતાબ મલયો હતો. ઇશવી સને ૧૦૨૧ નાં વરસમાં ૭૫) વરસ ને ૧૦) મહીનાંની ઉમરે તે મરણ પાંમયો હતો, તેણે જે પારસી શેહેનશાહોનું શાહાનામું રચેઊંછે તેમાં એક જગોએ જરથોસત પેગમબરની તારીફમાં અને જરથોશતી ધરમની બાબદમાં કેટલાક ફારસી બેતો બનાવ્યાછે, તેનો ગુજરાતી અરથ નીચે મુજબછે :—

"પાદશાહ ગુસતાશપના વખતમાં એક પાક મરદ પેદા થયો, અને તે મુબારક કદમનાં મરદનું નાંમ જરથોસત કરીને હતું. અને તે સદાકાળ બદકરણીનાં હેરેમન (બુરી કરણીનાં માણસો) ને તોડનારો હતો તથા હેરેમન જે ખોદાતાલાનો દુશમન છે, તે જરથોસ્તનો પણ દુશમન છે. તે જરથોશત, પાદશાહ ગુશતાશપની દરબારમાં આવીઓ અને પાદશાહ ગુસ-તાસપને કહેવા લાગયો કે હું ખોદા તરફનો પેગંમબર છું, અને તુંને પાક ખોદતાલાની તરફ રાહાનો બતલાવનાર છું. તે જરથોસતના હાથમાં આતશનું એક ધુપદાંન હતું, તેને માટે જરથોસ્ત કેહેવા લાગયો કે હું બેહેસ્તમાંથી એ ખુશી શાથ લાવીઓ છું.[1] તે આતશનું નામ "આતશે મેહેર બુરજીન" કરીને હતું, તે આતશ ધુમાડા વગરનો હતો, તથા તે કાડી યા ખુશબો મેલયા વીના હમેશાં રોશન રેહેતો હતો, તે વીશે જરથોશત એમ કેહેવા લાગયો કે-પાક ખોદાતાલાએ મને એમ કહયુ હતું કે તું એ આતશના કેબલાને કબુલ કર, તથા આશ-માન અને જમીનનાં દરમયાનમાં એની તું જાલવની કર કાંયકે પાણી તથા ખાક વગર મેં એને રોશન નુરથી પેદા કીધો છે. એટલા માટે તું સારી પેરે જો કે મેં એને શારીતે અજ-મતી કીધો છે અને તું ચોકસાઇ કરીને જોકે એ રવેશનો નુરી આતશ કોણથી બની શકેચ, મગર હું જે દુનીઆનો પેદા કરનાર છું, તે હુંએજ એને આવો ચમતકાર ભરેલો ઉતપન કીધો છે. જેઆરે તું પુરતી ચોકસાઇ કરી જાણે કે મેંજ એ આતશને પેદા કીધો છે, તયારે તો તુંએ મને દુનીઆંનો પેદા કરનાર કરી બોલાવવો જોઇએ. જેઆરે પાદશાહા ગુસતાસપે જરથોસ્તથી ભલી દીનની તમામ વાતો સાંભલી તેઆરે તે બેહુતર અને નેકતર ખોદાની દીનને કબુલ કીધી, તથા તેજ માફક દરેક દેશના સરદારો, પાદશાહો, વડાઓ, દાનાઓ, સુરા-ઓ તથા તમામ લોકો ઉપર એ ભલી દીનમાં આવવા માટેનાં ફરમાંનો મોકલીયાં, અને એ

1 આતશ વીશે કદીમ યુનાનીઓમાં પણ એક એવી દંત કથા ચાલતી હતી કે આગલ દુનીયાંમાં આતશ હતો નહીં, તેને "પરોમીથીયુશ" નામના દેવ બેહેસતમાંથી ચોરી લાવી આ પરથવીમાં આપીયો હતો.

તમામ લોકો પાદશાહ ગુસતાસપની દરબારમાં આવેઆ, તથા કમર ઉપર કુસતીઓ બાંધીને દીનમાં આવેઆ, તથા તે પછી ખોદાઈ ચમતકાર જાહેર થયો (યાને આ દુનીઆમાં માજદીયસ્નની દીન જાહેર થઇ,) અને બુરા લોકોના દેલમાંથી બદ અને ભુડા વીચારો નીકલી ગયા, તથા બુતપરસતી નાબુદ થઇ, અને ખોદાને માનવાના મારગ ઉપર શરવે કોઈ શામેલ થયા. તેમજ જરથોસતી મહજબ અને પાદશાહા ગુસતાસપના અદલ ઈનેશાફથી દુનીયાં એકદમ આબાદ થઇ, તથા બુધીમાન અને ગ્નાની લોકોના દેલ તે દીન તથા ઈનેશાફથી ખુશાલ થયાં."

(૮) "કાજી નશરૂદીન બીજાવી" નામના એક મુસલમાન ગ્રંથકારે હીજરી શને ૬૭૪ના સાલમાં બનાવેલાં "નીજામ અલતવારીખ" નામના પોતાના એક પુસતકમાં પાહાદશાહ ગુસસપના વખતમાં જરથોસ્નત પેગંમબરે માજદીયશની ધરમ જાહેર કીધો તે બાબદમાં લખેલ છે કેઃ–

"જેઆરે ઇરાંનમાં પાદશાહ ગુસતાસપની પાદશાહી થઇ, તેઆરે જરથોસ્નત માજદીયસ્નની ધરમ લાવેઓ, અને દુનીયાનાં લોકોને તે, ધરમ કબુલ રાખવાને પોકાર કીધો (યાને મજદીયસ્નની દીન જાહેર કીધી) જરથોસત ઇઆશતેખરની પડોશમાં "નઇફ્રીઝ" નામના પાહાડ ઉપર રેહેતો હતો. જે વેલા પાદશાહ ગુસતાસપે જરથોસતનો ધરમ કબુલ કીધો તે વેલા તે પાદશાહ ઈઆસતેખરમાં આવેઓ, અને તેયાનાં પાહાડ ઉપર જઈ રહયો, અને ઝંદ અવસતાનાં પુસતકો વાંચવા માંડયાં, તથા આતશખાનાંઓ બાંધવાનો હુકમ કીધો."

(૯) મોલવી ગયાસુદીન બીન મોલવી જલાલુદીન નામના રામપુર શેહેરના એક રેહેવાસી ગ્રંથકારે ઈ. સ. ૧૮૨૬ માં "ગયાસુલ લોગાત" નામની પોતાની ફારસી કેતાબમાં હજરત જરથોશતની તારીખમાં લખેલ છે કે :—

"હજરત જરથોસ્નત કે જે શાહેબે પાકને જરદસત, જરદેહસત તથા જરતુસત કરીને કેહે છે તે મીનોચેહેર પાદશાહ કે જે ફરેદુનની ઓલાદનો હતો, તેની નસલથી પેદા થયો અને એક નામીચા, વખાણાયલા, તથા કાબેલ અને ફાજેલ હકીમ નામે "ફીથાગોરસ" નો સાગરેદ હતો.[1] એ શાહેબે અશોએ ગુસતાસપ પાદશાહાના જમાનાંમાં પેગંમબરીનો દાવો કીધો હતો, અને પારસી લોકો એ શાહેબને પોતાનો બરહક તથા રાસત પેગંમબર કરી ગણતા હતા તથા તે જે ઝંદની કીતાબો લાવેઓ હતો, તેને પારસી લોકો આશમાની કેતાબ કરીને કહે છે. બીજી તવારીખ લખનારાઓ હજરત જરથોસતને "ઇબરાહીમ" કરી કહે છે. તે શાહેબે પાક બીલકુલ પઇસા ટકાની ઉપર કે આ ફાની દુનીયાંની કોઇબી ચીજ ઉપર પોતાનું દીલ લગા-

૧. ઉપલો ગરંથકાર જે એમ લખે છે કે જરથોશત પીથા ગોરાસનો સાગરેદ હતો તે વાત તદન ગલત છે, ઉલટું કેટલાક ખરીસતી વીદવાંનો પીથા ગોરાસને માટે એમ લખે છે કે તે જરથોશતનો સાગરેદ હતો. એ વીશે "જરીમીયાં હાઉ" નામના એક કાબેલ વીદવાંને ઇ૦ સ૦ ૧૮૬૨ માં પોતાનાં ગરંથમાં લખેઉં છે કે "પીથા ગોરસ નામના આગલા મોટા યુનાની ફીલસુફે વટીક પારસીઓના પેગંમબર જરથોસતની રાહારીતી મુજબ ચાલવાનું એખતીઆર કીધું હતું." વલી "એપુલીયસ" નામનો રૂમી ગરંથકાર પણ પીથો ગોરશને જરથોસતનો સાગરેદ જણાવી ગયો છે. વલી "પરીડો" નામનો ગરંથકાર કે જેણે યાહુદીઓની તવારીખ બનાવી છે, તેના ચોથાં પુસતકમાં પીથો ગોરસ જરથોશતનો સાગરેદ હતો તે વીશે લખી ગયો છે કે "પીથો ગોરશ પોતાના ધણી હજરત જરથોસતની પેરવી કરીને એક ગોફામાં જઈ બેઠો હતો." (જેમ અશો જરથોશત પાક ખોદાતાલાની બંદગીમાં ગોસેનશીન થયો તેમ પીથા ગોરશ પણ થયો હતો) વલી "પારફરી" નામનો રૂમી ફીલશુફ એમ જણાવે છે કે "ડાઇઓ જીનીઅશ લખે છે કે પીથા ગોરસને બાબીલીયનમાં જરથોશતે શીખવેઓ હતો. વલી "સેનટકલેમેનટ" નામનો એક ગરંથકાર જે ઇશવી શને ૨૦૬ માં એલેકઝેનડરીઆ નામના શેહેરમાં થઇ ગયો છે તે પોતાના પુશતકમાં પીથા ગોરશ જરથોશતનો ચેલો હતો તે વીશે એમ લખે છે કે "પીથા ગોરસ અથવા ફીસા ગુરસ જરથોશતનો ચેલો હતો અને મેજાઇ (મોબેદ) લોકોની સલાહ લેતો હતો. "દબેસતાંન"વાલો લખે છે કે અસપંદીયારે જરથોશતી દીનનો ફેલાવો કરેઓ તે વેલા યુનાન દેશના કાબેલ ફીલસુફોએ "નીઆતુશ" નામના એક નામીચા ફીલશુફને જરથોશત સંગાથે શવાલ જવાબ કરવા શારૂ મોકલીઓ હતો તે જરથોશતથી આજેજ થઈને પાછો પોતાને દેશ ગયો હતો, એ વાત ધારવામેલે પીથા ગોરશને લાગુ પડે છે (એફીલસુફનો જનમ યુનાંન મધે 'સેમોસ' નાંમનાં શેહેરમાં થયો હતો.)

ડતો ન હતો. તથા પોતાની મુબારક નજરમાં સોનાને એક જવ બરાબરનું બી વજન આપતો ન હતો, અને તેથી કરીને એ શાહેબને "જરદસત" કરીને કહે છે, બીજું કેટલાક મુસલમાનો હજરત જરથોસત ને માનતા નથી પણ "પ્રાજેલે શેહરૂજી" તથા "અલલામએ સીરાજી" તથા "અલલામએ દવવાની" તથા "મીર સદરૂદદીન," અને બીજા કેટલાક ઓલમાંઓ એ હજરત જરથોશતને હકીમે કામેલ તથા પેગંમબર કરી લખી ગયા છે. આ ઉપર લખેલી બીના "કસફુલ લોગાત" રસીદી "બુરહાને કાટેહ" તથા "મદારૂલ અપ્રાજેલ" નામની કેતાબો મધેથી લીધીછે."

(૧૦) "મી૦ જરમીઆહાઉ" નામના એક અંગ્રેજ વીદવાને શને ૧૮૬૨ માં છપાવેલાં પોતાનાં એક પુસતકમાં જરથોશતની તારીફ વીશે એમ લખેલું છે કે :—

"આગલા જમાનામાં આએ દુનીયાંની સપાટી ઉપર જે જે પુરૂસો સઉથી નામાંકીત થઇ ગયા છે તેઓ વચે એલમ અને ગ્નાનનાં બાબમાં સઉથી પેહેલી પદવી ધરાવનારો પુરૂશ તે જરથોસત હતો, જેણે ગયાં ૨૪૦૦ વરસની વાતપર પોતાના સાદા અને બાલેશ ધરમની નીતી લોકોને સીખાડી હતી. જેને માટે "પોરફીરીઅસ" નામનો ગ્રંથકાર લખી ગયો છે કે ઇરાંન દેશનો પારસી લોકોનો ગુસતાસપ પાદશાહ ખુદ જરથોસતના હાથ હેઠલ શીખેઓ હતો અથવા તેના અશતકથી તેનો ધરમ બાહાલ રહેઓ હતો તેથી તે પાદશાહ પોતાના મનમાં એટલીતો મોટાઈ ધરાવતો હતો કે તે પાદશાહે પોતાનાં મરણ બાદ પોતાની ઘોર (દોખમાં) ઉપર એ હકીકતની યાદગારી કોટરાવી રાખવાનો હોકમ કરીઓ હતો. વલી "પીથાગોરાસ" નામના આગલા મોટા યુનાની ફીલસુફ વતીકે પારસીઓના એ ફીલસુફ પેગંમબરની રાહ રીતી મુજબ ચાલવાનુ અખતેયાર કરેલું હતું એવું કહેવામાં આવે છે."

(૧૧) "મો૦ એમ ફરાંક" નામનો એક ફરેંચ વીદવાંન જરથોસતની તારીફમાં તથા તેના ધરમવીશે પોતાના રેશાલામાં એમ લખે છે કેઃ—

અહુરમજદે આ દુનીયાના માણસોની રાહનુમાઈ કરવાને માટે વારાફરતી કેટલાક પેગંમબરોને મોકલયા, કે જેવોમાં જરથોશત, કે જે દોગડો અને પુરૂસસપનો બેટો થાય છે, તે સૌથી છેલો અને માહા પુરવીન હતો. માણસને સચાઈ અને જુઠાઇ તથા રોશની અને અંધકારથી વાકેફ કરી, તેમાંથી કોઇબી ચીજ પસંદ કરવાને તેણે (જરથોશતે) સમજન શક્તી આપી છે. જરથોસતના પુશતકો એ અસલ ઇરાંનીઓના મનનો સઉથી ઉમદા અને સાધારણ ચીતાર આપે છે, અને જરથોસતનું એવું ઇછવું હતું કે સઘલી પેદાયસમાંથી બદી દુર થાય, અને આ દુનીયાં બેહેસતની મીશાલની થાય. જરથોશતી ધરમ એક વેલા દુનીયાંના સઉથી મોટા ભાગો અને શેહેરોમાં ફેલાયલો હતો, કે જે શેહેનશાહતોનાં લશકરની ફોજ દશલાખ માણસો કરતાંબી વધારે હતી. અને જેવોની વસતી કરોડદર કરોડની હતી.

(૧૨) "પ્રોફેસર મેકસ મુલર" નામના જાણીતા કાબેલ અંગરેજ વીદવાનનાં આધીપતીપણા હેઠલ "પુરવ દેશોના ધરમ પુસતકો" એવે નામનાં ગ્રંથો અંગ્રેજીમાં છપાવી બાહેર પાડવામાં આવેઆ છે તેમાં પુસતક ૩૧ મું કે જેમાં ગાથાનો તરજુમો આપવામાં આવીઓ છે તેનો કરતા પ્રોફેસર ડાકટર એલ. એચ. મીલસ નામનો કાબેલ અમેરીકન વીદવાંન છે તેને એ પુસતકનાં દીબાચામાં જરથોસત અને તેની દીનની તારીફ કરતાં જરથોસતે પોતાની માજદીયસની દીન રચતી વેલા તેની મુલમતલબ અને નેમ શું હતી તે વીશે એમ જણાવેલું છે કે :—

"જરથોસતની અસલ યોજનાં (યાને ધરમ સથાપવા)ની મુખીય ખુબીઓ ટુકમાં જણાવતાં આપણ કહીએ કે તે અને તેના સાથીઓ ખોદાની સરવોપરી સતા હેઠલ એક એવી કુદ-

મત (યાને માજદીયસની દીન) સથાપવાની મેહેનત કરતા હતા કે જેની પેહલી કાલજી દુઃખ ઘટાડવાની તથા પરમાંણીક અને ઉપયોગી ગરીબ લોકોનું રક્ષણ કરવાની હતી તેના યાને (ઓદાના) તેજી અશોઇથી ભરપુર પવીતર કાંનુન અથવા મુકતીની ગોઠવણ પરમાણે અને આબાદી અને અમરપણું આપવાનાં મુખ્ય હેતુથી એ હકુમત ચલાવવાની નેમ હતી તેના (યાને જરથોશતનાં) મનમાં સમાયલી બારીક સહમજ, તેનાં રચેલાં કાનુંનો ઉપરથી તેની નીતીને લગતી ઉંડી "પ્રેરણા" જેટલીજ માલમ પડે છે (એની સહમજ નેકી તે શું અને બદી તે શું એ પામી જવાની તેનામાં જેટલી ઊંડી કુદરતી સહમજ હતી તેટલીજ સહમજ તેનાંમાં પણ હતી) તેની વીચાર કરવાની રીત અને તે દરસાવવાની રીત તરફ જોતાં તે આપણને અતીશય અજબ તરેહની માલમ પડે છે, તે આપણને એવાં લખાણો (અવસતાઓ) આપી ગયો છે કે જેમાં દરેક બોલ વીચારથી ભરપુર જણાય છે, તે એક હીમતવાલો નર હતો, એ વીશે આપણને ખાતરી મલે છે, તેનામાં આફતની શામે થવાની ઉતમ ખંત હતી. તેનો "ઝરઝદઇતી" શબ્દ તેનાં કાંમો અને નેમોની કુંચી હતી.

(૧૩) પ્રોફેસર જેમસ દારમેસતર નામના જાણીતા કાબેલ અવસતા ભાષાના વીદવાને "અવસતા ધરમની ઉતપંતી" એવે નામના પોતાનાં એક રેસાલામાં જરથોસતી ધરમ જે અવસતાને નામે ઓલખાય છે તેનું મુલ શું છે યાને એ ધરમનો ફેલાવો થયો તે આગમચ આગલા ઇરાનીઓ કયો ધરમ પાલતા હતા અને તે પછી તેમાં ફેરફાર થઈ અવસતા ધરમ કેમ ઉતપન થયો તે વીશેનું એક કાબેલીયત ભરેલું લખાણ કરવા શાથે હીંદુ ધરમની પણ અવસતા શાથે કરેલી સરખામણીઓ આપવામાં આવી છે. એ લખાણોમાં જરથોસત અને તેમાં માજદીયશની ધરમની બાબદ જણાવતા ૪૦)માં પકરામાં એક ફરેન્ચમેન એમ લખે છે કેઃ—

"માજદયસની ધરમ જરથોશતનો ગણાય છે એટલે કે એ ધરમ જરથોસત નામે એક શખશનો રચેલો હતો, કે જે વીચારને પારસી તથા ગ્રીક હેવાલોથીજ નહીં પણ એ આખા ધરમમાં જે મજબુત એકતરપણું અને સરખાપણું જોવામાં આવે છે તેથી ટેકો મલે છે. વલી માજદીયશની ધરમમાં નીતી સંબંધી અને પૃથક વીચારો વેદીક વીચારોથી જુદા છે અને દેવ શબદનો અરથ સંસકરીતમાં દેવતા અને અવસતામાં ભુત, પલીદ થનો હોવાથી એવું વીચારવામાં આવતું હતું કે હીંદુઓ ઘણા દેવતાઓને માનતા હતા તેની વીરૂધનું કામ જરથોસતનું યાને ધરમનાં સંબંધમાં તેમનાથી (યાને હીંદુ સુરતી પુંજકોથી) છુટા પડવાનું હતું તે (જરથોશત) કયારે થઇ ગયો તે કોઇ જાણતું નથી અને દરેક જણ સવીકારે છે કે પારસીઓ તથા ગ્રીકો જે કાંઇ તેને માટે કહે છે તે માતર દંત કથા છે કે જેમાંથી કાંઇબી સંગીન તવારીખને લગતી બીના મલી શકતી નથી, સવાલ એ છે કે જરથોસત ફરેશતાના આકારમા બદલાયલો માણશ છે કે, માણસના આકારમાં બદલાયલો ફરેશતો છે? જે કોઇ શખશ આગલી યુનાની અને રૂમી તવારીખને લગતી બાબદથી મનને ચોખખું રાખીને ખુદ અવસતાનું લખાંણ વાચે છે તેને કસો શક રેહતો નથી કે, મજદીયસની ધરમને લગતી દંત કથામાં જરથોસત જે ભીશાલે કયામતને વખતે આહરીમનનો નાશ કરવા માટે તેને એક પુતર જનમવાની જેટલી અગત છે, એટલીજ અગતય ધરાવે છે. જરથોશતને નવી શચ્ચાઇ લાવનાર અને ભુલચુક દુર કરનાર તરીકે નહીં પણ દેવ દરૂજોને શીકશત આપનાર દાખલ વરણવામાં આવેઓ છે. (પેહેલવાન) કેરશાશપની ભીશાલે તે (જરથોશત) દેવોને મારનાર છે અને તે (જરથોશત) કેરેશાશપ કરતાં વધુ બલવંત અને વધુ બાહાદુર છે; જરથોસત અને એ (કેરેશાશપ)ના વચે તફાવત એ છે કે જયારે તે (કેરેશાશપ) ફાની દુનયાંને લગતાં હથીયારોથી દેવો (યાને બદ માણસો) ને મારેછે તયારે તે (જરથોશત) તેમને (યાને બદ માણસો)

ને મુખ્ય કરી મીનોઇ હથીઆરથી અથવા બંદગીથી મારે છે. મુખ્ય કેહેવાનું કારણ એ છે કે, "માથરવાંણી" કાંઈ એકલું જ હથચાર તેના કને નથી, આહરીમનનાં હુમલાઓને તે "અ-હુરએ" તેને આપેલા ઘર જેટલા મોટા પથથરોથી હઠાવે છે, અને "ઇનદર," અગની, "મારૂત" અથવા "થોર" પોતાના દુશમનો શામે જે ખાણનાં પથરા ફેંકે છે તેજ ખાણમાંનાં પથરા તે બેશક હોવા જોઇએ. એ પથર જવાલા હોય છે કે જેની મારફતે ગોયા પથર મીશાલે તોફાંનનો "દેવતા" દેવો શામે પોતાની નેમ ટાંકે છે. એટલા માટે તે (જરથોશત) ના જનમ માટે દરેક તોફાનના દેવતાનાં જનમ મીશાલે તમામ હાડમંદ દુનીયાં પોતાનાં છુટકારા માટે ઘણીજ આતુરતા અને ખુશાલી શાથે રાહ જોય છે કારણ કે તેનો (યાને જરથોશતનો) જનમ એ દેવોનાં અંધારાં અને વેરાંન રાજયની આખેરી છે.

જરથોસત અહુરની પક્ષમાં રહે છે. દોજખમાંથી દેવો તેને મારી નાંખવા માટે ધસી આવે છે પણ તેના (યાને જરથોશતના) "ઓરેહ" થી ધાશતી ખાઇને તેઓ નાસી જાય છે. અંગ્રેમેન્યુશ પોતેબી તેની (યાને જરથોશતની) શામે તે જે પથરો ફેંકે છે તેથી નાહશે છે પણ જરથોશતનું મોટું હથીઆર તે જે ગગડાત રૂપી પથર ફેંકે છે તે કે તેની આશપાશ જે "ઓરેહ" છે તે નહીં પણ પવીતર (અવસતા) કલાંમ છે.

(૧૪) "રેવરેંડ લાલ બેહારીડ" નામના કલકતાના એક દેશી ખરીસટી ધરમગુરૂએ શને ૧૮૭૫ માં "બેઠયુન" સોશાયટી નાંમની મંડલી આગલ પારસીઓ અને તેઓનાં ધરમની બાબદ જણાંવતાં પારસીઓ એકજ ખોદાને માનનાર છે તે વીશે તથા જરથોસતની તારીખમાં એમ કહી સહમજાવીઊં હતું કે—

"હવે છેહલે માજદીયસનાન અથવા જરથોશતી ધરમ વીશે એક બે બોલ બોલી હું માહારૂ ભાશાંન સમાપ્ત કરૂં છું. ડાકટર હાઉગે ફતેમંદી શાથ શાબેત કીધું છે, અગત કરીને પજશનેના સૌથી પુરાતમ ભાગ ગાથાની શાહાદતથી સાબેત કીધું છે કે,સપીતમાન જરથોશતે ચોખી ખોદા પરશતી દીન શીખાડી હતી. તે કેહેવા જમાનામાં થઇ ગયો, તે ચોકસ યદતુજ નથી પણ પારસીઓં કેહે છે કે તે પાહાદશાહા દારાએશ હીશતાશપના વખતમાં થઇ ગયો છે એ બાબે હું તેઓ સાથ મલતો થતો નથી તે સપીતમાન જરથોશતને ઇનશાન જાતીના ખોદાઇ બસારત નહીં પામેલા તોપણ એક શઉથી મોટા ધરમગુરૂ તરીકે હું ગણું છું. "બનસન" તેને હીબરૂ લોકોના "અબરાહામ"ની મુકાબેલ સરખાવે છે તે વાજબી છે, કે જેણે (યાને જરથોશતે) મુરતી પુંજકોની એક આખી દુનીયાંમા ખાલેસ ખોદા પરસતી આશકારા કીધી હતી. વીદવાનો એવુ કહે છે કે હીંદુ આરીયનો ઇરાંન આરીયનોથી બાકટરીયાની સરજમીન ઉપરથી જુદા પડવાનો સબબ ધરમ સંબંધી મત ફેર હતો. એ વાત જો ખરી હોય તો આ વાતમાં કાંઇજ શક નથી કે, સપીતમાન જરથોશત જે બાહાદુરીથી અને બેદેહેશતપણાથી પોતાની આશપાશનાં તતવોની પુંજા તથા મુરતી પુંજાને ધીકારી કાહાડી અને ખોદા એકજ અહુરમજદ જીવતો અકલમંદ છે એ માહાભારત રાસતી જાહેરકીધી તેથીજ કરીને ઇરાંની આરીયનો અને હીંદુ આરીયનોમાં આ મતફેર પડીયો હતો."

(૧૫) પ્રોફેસર ફરેડરીક સપીગલ નામના નામીચા જરમન વીદવાને "અવસતા અને જેનીસીસ" અથવા ઇરાંનીઓનો સેમાઇટ લોકો સાથનો સંબંધ એવે નામનાં પોતાના એક રેસાલામાં એકગમ જરથોશત પેગંમબરની તારીખ અને તેની જનમભુમીની બાબતમાં એમ જણાવેઉ છે કે:—

"આપણી સોધો ઉપરથી ચોકસ રીતે સાબેત થયું છે કે પેગંમબર જરથોશતની જનમ ભુમી "બાખતરીયા" માં નહીં પણ પસ્ચીમ ઇરાંનમાં હોવી જોઇએ અને ખરેખર એવું માલમ

પડે છે કે, તે પેગંમબર પેહેલાં "આરા-રાતપરવત"ની નજદીક "એરાખ્સીસ" નદીના કીનારા આગલની ફલવંત જગયામાં જનમેયો હતો અને ઇરાંનીઓમાં સુધારાનું મુલ તે હતો. સેમાઇટ લોકોને ઇરાંની ધરમ શાથે સંબંધ છે તે વીસે વધુ તકરાર કરવાનું કારણ મને પેગંમબર જરથોશત જે પદવી ધરાવે છે તેને લીધે મલે છે. કોઇપણ બીજા ધરમના સથાપનારની પદવી સેમેટીક વીચારોને જરથોશતની પદવી કરતાં વધારે મલતી આવતી નથી. જે ધણી (જરથોશત) ને મુશા અને મહમદ મુવાફેક ખોદા સાથેની મુલાકાતનું માન મલયું હતું તે જરથોશત હતો. તેણે જે અવસતા પરસીધ કરેયા છે તે તેણે (યાને જરથોસ્તને) ખુલ્લી રીતે ખોદા તરફથી બોલે બોલ મલેલા જણાવે છે. ઇરાનીઓનો "અહુરમજદ"ની સીફત હીબરૂ લોકોનો "જીહોવા" અથવા "ઇલોહીમ"ની સીફત શાથે મલતી આવે છે "હુરા" જેનું અસલ "અહુ" થાય છે તેનો અરથ અશલ ઝંદ ભાશામાં "શાહેબ" કરીને થાય છે જેનું સંસક્રીતમાં "આહા" એટલે હોવું કરીને થઇ શકે છે જેનો એશતેલાહી માંયનો "હમેશગીનો જીવનાર" કરીને થાય છે. જે હીબરૂ ભાશાનો "જીહોવા"ને બરોબર મલતો આવે છે. આએ બંધે પરજાઓમાંથી કેઈ પરજાએ સુધારાઓમાં આગેવાંની કીધી હતી, તે મુકરર કરવાને આપણી હીમત ચાલતી નથી. પણ મને એવું લાગે છે કે આપણી સોધોની મારફતે તે ચોકશ કરવાની અની ઉપર આપણે આવયા છીયે પણ જયાં સુધી ખીલા રોકા હરફો પુરતા ઉકલે નહીં તેયાં સુધી આપણને આગલ શોધ કરતાં અટકવું જોઇયે. હાલ તરતતો આટલું જણાવવું બશ છે કે, માણસ જાતની સુધારાની શરૂઆત મુખયે કરી જરથોશત અને તેના જમાનાથી થયલી છે."

(૧૬) "મી૦ જોન ફરાંનસીસ દેવીસ એસકવાયર, એફ. આર. એસ." નામના એક અંગ્રેજ વીદવાંને "ધી ચાઇનીશ" નામનું પુશતક શને ૧૮૩૬ નાં વરશમાં છપાવી બાહેર પાડયું હતું તેમાં ચીનાઓનો ધરમ શથાપનાર "કોણફયુશયશ" અને જરથોશત શાથે મુકાબલો કરતાં જરથોસત અને તેનાં ધરમની મોતેબરી વીશે એમ લખે છે કે:—

"જરથોશતના જોડીદાર ધરમોપદેશક દુનયાંમાં ઓલતાં ધણાં થોડા અથવા નહીંજ મલયા છે કેમકે જે ફીલશુફી એણે (યાણે જરથોશતે) પોતાનાં ધરમમાં જણાવી છે, તે દરેક ધરમની છુટી છુટી ફીલશુફી છે તોપણ એ ફીલશુફની કોઇ એવી શી ખામી હશે, કે એના પાલનારાઓ ધણાજ થોડા અથવા દુનયાંમાં કોઇબી નથી (!)—એ ખામી જણાતી નથી તયાં શુધી વગર વાંધે એને અચછો પેગંબર કહી શું."

(૧૭) "ઝોરાસટરીએનીઝમ ઇન ફરાનસ" એવે નામનું એક પુશતક જે અશલ ફરેંનચ ભાસામાં હતું તે પુસ્તકનો અંગ્રેજીમાં તરજુમો થએલો છે તેને શફે ૬૭ માં જરથોસતની જે વખાણ કરવામાં આવી છે, તેમાં એમ જણાવે છે કે "જરથોશતની માતાએ પોતાનાં દીકરાને જનમ આપીઓ, તે તો ઇરાંની લોકોની માતા હતી; કેમકે જે જણને એક શખશની ભાઇ તરીકે ગરજ પડી, તેને જનમ આપનાર તે પેલા ગરજાઉનીબી માએ છે. ફરાંનસમાં જો જરથોસતના ધરમનો પ્રચાર હાલની શદી જેવોજ જો આવતી શદીઓમાં ચાલુ રહેઓ તો ફરેંનચોનો પેગંમબર જરથોશત થઇ પડશે; કેમકે તેની નીતી–તેના સુમારગો–તેની ઉંડી અને છુપી રહેલી ફાયદાકારક નેમો "મારસેલસ" અને "તુલોંનનાં" રેહેવાસીઓની નેમોને આબાદ મલતી આવે છે. વલી એનો લખનાર એજ પુશતકનાં ૧૧ માં પરકરણમાં એમ લખે છે કે "હું જરથોશતનેબી માંનું છુ કેમકે તેની શીખામણ મારા શીક્ષકને મલતી છે."

(૧૮) "ધી તરેઝરી ઓફ નોલેજ" એવે નામના એક અંગ્રેજી પુશતકને શફે ૩૪૨)મે જરથોસતની તારીફમાં એમ લખે છે કે:—

"જરથોસત બેકતરીયા (બલખ)નો પાદશાહ જેણે માજદીઅશની ધરમ સથાપીયો અને ફીલસુફીમાં પોતાની ઊંડી અને ઉમદા સોધ ખોલો કીધી હતી અને "દુનયાની ઉતપંનતી" અને "ખગોળ વીદયા" વીશેના ગ્નાનો પરથમ એનેજ જાહેર કરીયાં હતાં."

(૧૯) "એ ન્યુ યુનીવરશલ બાયોગ્રાફી". એવે નામનાં એક અંગ્રેજી પુશતકને શફે ૮૯૫) માં જરથોસત વીશે એમ લખે છે કે:—

"જરથોસત એ પુરવે દેશ તરફનો એક પ્રશીધ ફીલસુફ હતો, એની તવારીખ ઘણી અંધારામાં રહી ગઈ છે, કેટલાકો એવું કહે છે કે એ નામનો ઈરાંનીઓમાં "ઝરદસત" કરીને હતો, પણ બીજાઓ એવા ઘણાકોને માટે વરણન કરે છે અને ઘણાઓ એ નામને છેક પ્રાચીનકાળ ઉપર લઈ જાય છે, પણ ખરૂં માનવા જોગ જે અટકલવામાં આવ્યું છે તે એકે એક ઝોરાસટર નામનો ઈરાંની મીડીયન "દરાંયસ હીસતાસપ"નાં વખતમાં થયો હતો અને તેણે માજદીયસની ધરમ સથાપયો હતો અને તેને યાને (જરથોસતને) માટે એમ કહે છે કે "જોસીયા"ના આવવા વીશે ખુલ્લા અને સપષ્ટ શબદોમાં ભવીસય વરતીઊં હતું"

(૨૦) ચંદ્રમાંની સપાટી ઉપર જે કેટલાંક ઢાભાંઓ છે તેઓમાંનાં સરવેથી મોહોટાં ઢાભાંને આગલા વીદવાંન ફીલસુફો જરથોસતનું નામ આપી ગયા છે તે વીશે એક માસીક ચોપાંનીયાં માં આવેલી બાબદમાં એમ લખે છે કે "મોટા. મોટા અંગરેજ વીદવાનો વટીક અસલનાં વખ તથીજ જરથોસતી ધરમને માનની નજરે જોતા આવેલા છે, અને તે કાબેલ ફીલસુફ (જર-થોસત)ની યાદગારી કાયમ રાખવા માટે પણ તેઓએ ધયાંન આપ્યું હતું. ચાંદની સપાટી ઉપર જે કેટલાક ઢાભાં છે તેઓમાંના સરવેથી મોટાં ઢાભાંને અંગ્રેજ પુરવીનોએ "ઝોરાસટર" એટલે જરથોસત કરી નામ આપેલું છે. જરથોસત (ઍસત્રૉનૉમી)માં યાને તારાઓની વીદયામાં પુરવીન હતો તેટલા ઉપરથીજ તેના માનને માટે આએ નામ આપેઊં છે."

(૨૧) રાજ્યમાન રાજેશ્રી કવી નર્મદાશંકર લાલશંકર નામના પરખયાત થઇ ગએલા હીંદુ કવીએ "નર્મગદ્દય" નામનું પુસતક જે શને ૧૮૭૫માં છપાવી બાહેર પાડેઊં હતું તેમાં સફે ૩૭૭ મે જરથોસતનું જણમ ચરીત્ર ટુકમાં જણાવતાં એમ લખેઊં છે કે "જરથોસત ઇશવી શને પુરવે ૫૨૦)માં વરશો ઉપર તેહેરાનની પાસે રએ શેહેરમાં જણમેઓ હતો. ઈરાંનમાં "માજી" નામનાં ધરમ ગુરૂઓ જેઓ લોકોને અનેક પાખંડ ધરમ શમજાવતા હતા તેઓએ ઈરાંનના રાજમાં મોટી સતાઓ મેલવી હતી. જરથોસતે પોતાનાં ધરમ શાસ્ત્રનું પુરતું ગ્નાન મેલવીને લોકો શાથે તકરાર ચલાવી હતી અને મુરતી પુંજા તથા જાદુ વીગરે વેહેમોની સામે થઇને એક નીરંજન ઈસવરના સદાચરણોનો ઉપદેશ કીધો તે ઉપરથી તેના ઘણાક શત્રુઓ થયા, પણ તે જે બોધ કરતો તે બંધ પાડીઓ નહીં. તેણે બલખમાં જઇને કેટલાકને પોતાનાં મતમાં સામેલ કીધા અને ઇરાંનનાં રાજા ગુસતાસપે એક મોટી સભા ભરીને સઘલા ધરમ-વાલાઓને એકઠા કરીયા અને તેમાં જરથોશતનેબી બોલાવ્યો. એણે તેઓ શાથે તકરાર કરી તેઓને હરાવ્યા હતા. પણ તે પછી ગુસતાસપને કેટલાકોએ ભમાવીઆથી જરથોસતને કેદ કીધો હતો. હવે એવું બનેઊં કે, ગુસતાસપ આજારી પડેઓ અને ઘણાક ઉપાયો કીધા, પણ સાજો થયો નહીં તયારે જરથોસતે કેહવાડીઊં કે તમે અને દેશના લોકો માહારો ધરમ કબુલ કરોતો હું તમારૂં દુ:ખ ટાલું ગુસતાસપ તેના સખુન કબુલ કીધાથી જરથોસતે તેનાં મનનું સમાધાન કરી તેની પીડાકારી મટાડી હતી. એ રીતે જરથોસતે ચાલીશ વરશની ઉમરે પોતાનાં દેશીઓને નવો ધરમ સમજાવેઓ હતો અને તે સીતોતેર વરસની ઉમરે એક શતરૂ રાજાની તરવાલનાં ઘાથી મરણ પામેઓ હતો."

(૨૨) રાજ્યમાન રાજેશ્રી કાલીદાશ દેશાઇ નામનાં એક હીંદુ પંડીત કે જેવણુ ચીક-લીનાં રેહેવાસી છે તેવણે શને ૧૮૮૯માં "મુકત મુક્તી શાશતર" એવે નામનું એક પુશતક છપાવી બાહેર પાડેલ છે તેને શફે ૨૦૧ માં જરથોસત અને તેનાં ધરમ વીશે એમ જ-ણાવે છે કે—

"ઝંદભાષાનો જરથોસતી ધરમ; એમાં જુનાંમાં જુની ઉત્તમ "ગાથાવાણી" નામનો ગ્રંથ છે; ને એના પછી કીરીઆ કરમનું ગ્નાન આપવા "વંદીદાદ" નામનો ગ્રંથ ઉત્પન થયેલો છે. તોપણ ઝંદ અને સંસ્કૃતમાં થોડોજ ફેર રહેલો છે; તેથી કરીને ધરમ, કીરીઆ, ચાલચલણ, રૂઢી વગેરેમાં તે આર્યુ પરજાને મલતો રહેલો છે, કારણકે સંસ્કૃતનો વેદ, તે ઝંદનો ગાથાવાણી એ બેઉ જુનામાં જુના ગ્રંથો છે. આર્યો પોતાનાં ધરમને એકજ ઇશવરને માનનારો ધરમ તેજ વેદ ધરમ કહે છે. તેમ જરથોસતીઓ પોતાના એક ઇશવરને માનવાવાલા ધરમને માજ દીયસની ધરમ કેહે છે. આર્યો અને જરથોસતીઓ ઘણા જુના વખતમાં સાથે રેહેતા હતા, ત્યારે શીવ પુજન કરતા હતા, પણ જયારથી જુદા પડયા, ત્યારથી ધર-મની ખરાબી જણાઈ, સારાંશ કે ઈ૦ સ૦ પુરવે ૬૫૦૦ વરસ ઉપર હજરત જરથોસત પેગંમબર થયા પછી તેમણે મુખ્ય મોટાં ટોળાંમાંથી (બુતપરસતી રસમ) મુરતી પુંજાનો રીવાજ કાઢી નાંખીઓ, તેથી આર્ય પરજામાં બે મોટાં તડાં પડી ગયાં, ને માહોમાંહે દુસ્મનાઈ થવાથી ફાટફુટની શરૂઆત થઈ, ને પછી હજરત જરથોસત પેગંમબરે અનેક શબદોનાં અરથો ફેરવી નાખેયા, અને પોતાના ધરમને અને પોતાના ટોલાને સૌથી ચઢીઆતા ઠરાવીને બીજા પક્ષ-વાલાઓને (મુરતી પુજકોને) ધીક્કારી કાઢયા. આ જરથોસતી ધરમમાં આર્ય ધરમને શુર ધરમ એટલે કે અપવીત્ર, ખોટા, દેવ દરૂજવાલો ધરમ ગણેયો છે, અને તે ધરમ પાલનારાઓને દેવ લોકો યાને પાજી, નીચ, તથા રાક્ષસ કહેલા છે. અને પોતાના ધરમને અશુર ધરમ એ-ટલે પવીત્ર, ખોદાઈ, સાચો ગણીઓ છે, અને પોતાના ટોલાને સાચો, પવીત્ર, સર્વમાં સરસ, ગણીઓ છે.

જયારે જરથોસત પેગંમબર પેદા થયા તેવારે તેવણે તમામ આરીય ટોળાની સરવ પર-જાને એક કરી એવું ગ્નાન આપેલ કે પરમેશ્વર નીરાકાર, નીરંજન, સઘલું જાણનાર છે, અને તેવણ અવતાર લેતા નથી."

(૨૩) રાજયમાન રાજેશ્રી રામકરસણ દેવશંકર ભટ નામના એક હીંદુ પંડીત કે જેવણ એલફીનસટન હાઈ સ્કુલના એક માસતર હતા તેવણે "શબદારથ ધાતુ સંગ્રહ" એવે નામનું એક પુસતક શને ૧૮૭૩ માં છપાવી બાહેર પાડયું છે તેને શફે ૫૯ માં જરથોસત વીશે એમ લખે છે કે :-

"ઝોરાસટર (જરથોસત) પારસીઓનો પેગંમબર, પારસી ધરમનો પરવરતાવનાર એ મહાન પેગંમબર કરાઈસિટની પેહેલા ૫૮૯ માં જે વખતે દરાંયસ હીસતાસપીસ ઇરાંનમાં રાજ કરતો હતો તે વખતે એનો જનમ "રૂએ" શેહેરમાં થયો હતો, એવું લોકો ધારે છે. એ ઘણો વીદવાંન પેગંમબર હતો એ પોતાની ૭૬ વરસની ઉમરે મરણ પાંમયો."

(૨૪) રાજયમાંન રાજેશ્રી "દમનીશંકર લાલશંકર" નામના એક હીંદુ પંડીત શને ૧૮૭૮ માં "હરીગીત" નામના એક ચોપાંનીયાંમાં જરથોસતની તારીફમાં એમ જણાવે છે કે—

"તું મારો થા, જરથોસત તારો થશે–તું ઇસવર ભજ, જરથોસત ખુશી રેહેશે–તું ગબર રેહે, જરથોસત માનય કરશે-તું નીતીને જાણ જરથોસતની તે બેટી છે. એવું જાણનારા જરથોસતીઓ સુખી રેહેશે, એવો મત યુરોપના વીદવાંનોનો છે, ને વીશે હું એક મત છું કેમકે તેનો (યાને જરથોસતનો) ધરમબી ઠીક ધરમ કહી શકાશે."

(૨૫) "પ્રોગરેસ" એવે નામનાં મદરાસમાં છપાતાં અંગ્રેજી પત્રના જુલાઈ સને ૧૮૯૦ નાં અંકમાં જરથોસ્ત વીશે એમ લખેલું છે કે–"ઝોરાસટર! તું શું પેગામ લાવયો છે? તે તું મને કેહે? (જરથોસ્તે જવાબ આપયો જે) પવીત્રાઈ અને સચ્ચાઈથી રેહે તું સુખી થશે. અપવીત્રાઇથી તું દુઃખી થશે. પણ ઓ જરથોસત! હું લુચ્ચાઇથી રહેલો છું, તેથી મારાં દીલમાં ધગધકારો અને બલાપો રેહેલો છે; કોઈ બીજો એવો નથી કે જે મારે માથેનો બોજો ઉપાડી શકે; અને મને મુકત કરી કાંઈ સારી આશા આપે. એ વેલાએ જરથોસત મુંગો ઉભો રહેઓ" (યાને કે કોઈના ગુનાહ અથવા કોઈનાં સવાબ તે કોઈનાથી અદલ બદલ થતાંજ નથી અને કોઇએ કરેલાં પાપો બીજાથી માથે લેવાતાંજ નથી.)

(૨૬) "પ્રોફેસર એનરસટ ડી. બંનસન" નાંમનો એક કાબેલ જરમન વીદવાંન જરથો-સત વીશે એમ જણાવે છે કે "જરથોસત એક પેગંમબર હતો જેણે આરીયન ધરમ સુધાર્યો અને જેના ફરમાંનો અવસતા મધે લખેલાં માલમ પડી આવે છે."

(૨૭) "મડમ બલેવેસટકી" નામની એક અંગ્રેજ બાનું, જે થીયોસોફીકલ સોસાયટી નામની મંડલીમાં એક આગેવાંન તરીકે ગણાતી હતી. તેણીએ બાકુ દેશ મધેના અસલ આત-શખાનાના પોતે છપાવેલા હેવાલમાં જરથોસતની તારીફમાં લખેલ છે કે:—

"જરથોસત એક સુનેરી શેતારાનાં રૂપમાંથી નિશાન તરીકેના આકારમાં જાહેર થવા બાદ તેણે પોતાના નવા મહજબને લગતી વાતો શીખાડવાનું શરૂ કીધું હતું, તેણે એક ખો-દાની પરસતેશ કરવાનું સમજાવ્યું હતું."

(૨૮) ઉપલીજ થીયોસોફીકલ સોસાયટીના પરમુખ કરનલ હેનરી એસ. આલકોટે તા० ૧૪ મી ફેબરવારી સને ૧૮૮૨ ને દને મુંબઇના ટાઊનહાલમાં જરથોસતી ધરમની મુલ મતલબ વીશે કરેલાં ભાશાણ વેલા જરથોસતની તારીફમાં એવું કહી સમજાવ્યું હતું કે:—

"જરથોસત પવીતર ગેબી વીદ્યાથી વાકેફગાર હતોઅથવા બીજીરીતે બોલીએતો તેણે માણસોના ખવાસ તથા પોતાની આસપાસની દુનીયાના છુપા ભેદોની બારીકીથી માહીતી મેલવી હતી. દુનીયાંમાં પેહેલ વેહેલો સુધારાનો પાયો નાખનાર તે જરથોસ્ત હતો કે જેણે ભેદી વીદયાની માહીતી પોતે મેલવયા પછી ઈરાંનીઓને તેમાંનો કેટલોક ભાગ જે દુનીયાંના અનુક્રમ છ કાલ યાને છ ગહમબાર વીશે હતો તે શીખવ્યો હતો. જરથોસતે પોતાના ધરમનો દબદબા ભરેલા મેહેલનો પાયો ત્રણ શબદોમાં રચેઓ છે. તેમાં હુમત-હુખત-હુવરસત. એક ધરમનો ભાવારથ એક બચું વટીક સમજી શકે એટલા થોડા શબદોમાં સમાયલો હોય તે ધરમને હું ઘણોજ ખુબી ભરેલો સમજતો આવ્યો છું. જરથોસત સરવેથી સરસ ફીલસુફ હતો."

વલી એજ ભાશાણ કરતાએ જરથોસત વીશે બીજી ગમ એમ કહી સમજાવ્યું હતું કે તે બીજા થઈ ગયલા ફીલસુફો કરતાં ઘણે ચહડતે દરજજેનું જ્ઞાન ધરાવતો હતો અને તેણે પ્રથમ ખોદાની બે શકતીઓ પીછાંણી હતી તે ઉપરથી એમ બોલીએ હતો કે:—

"જરથોસતી ધરમમાં પારસીઓને સંભાલથી એવો બોધ કીધેલો છે કે એહેરેમનની શકતી સામે લડવું, અમશાશપંદ તથા યઝદો જે પ્રાણીરૂપી ખુદરતના સારા નીયમો છે, તેની વખાણો ગાવી. કોઇબી યુરોપીયન ગ્રંથકારોએ તેમનાં વીશે ઘટતા માન સાથનો ઈસારો કીધો નથી. તેઓએ તો એમની ઓલખાંણ ફકર આરયનોના ખુદરતી દેવતાઓ તરીકેજ કીધી છે. તેઓતો એવું માને છે કે, કોઈ ઈરાંની શહરાગાતમાંથી અથવા આયરીયન કલપણાંમાંથી તેની ઉતપંતી થઈ છે એબી એક ઠીક તાલ છે. સામ સામે લડનારી સારી તથા માઠી એ બે શક-તીઓ આપણી આજુબાજુએ છે, એવું સાદી અકલથી પણ એ ચસમાવાલા પંડીતો માનતા

નથી. પણ તેઓને હું પોતે જણાવવાને આંચકો ખાતો નથી કે હું તો એ બીના પુરેપુરી માનું છું, એટલુંજ નહીં પણ તેઓની ખરેખરી હસતી છે એમ હું જાણું છું અને એટલાજ ઉપરથી હું કહું છું કે કુદરત વીશે જે કંઈ "ટીનડલ" ગ્નાન ધરાવે છે, તે કરતા વધારે વરગનાં નીયમો વીશે "બાલફોરટ સટુઅરટ" જાણે છે, તે કરતાં વધારે વરગોના મુલ વીશે "ડારવીન" અથવા "હેયકલ" જાણે છે, તે કરતાં વધારે માણસમન તથા તેનાં સંભવીતપણા વીશે "માડલીસ" અથવા "બેન" જાણે છે, અને તે સરવે કરતાં વધારે જરથોસત ગ્નાન ધરાવતો હતો."

(૨૯) "મીસીસ ફ્રાનસીસ પવર કાબ" નામની એક કાબેલ અંગ્રેજ બાનુંએ સને ૧૮૯૫ માં જરથોસતી ધરમ ઉપર એક રેસાલો લખ્યો છે તેમાં જરથોસતની તારીફમાં લખે છે કેઃ—

"ખરેખર મરણ પામેલા મહાન પુરૂશો સાથ આવતી દુનીયામાં સવાલ જવાબ કરવાની જો આપણને રજા મલે તો કદાચ એવું બને કે લગભગ તવારીખ શરૂ થઈ તે અગાઉ જે બાકટરીયન (બલખ) નો ફીલસુફ (જરથોસત) જીવ્યો તથા ડહાપણ શીખાડી ગયો, તે ધરમ સંબંધી મુળ આદમી માલમ પડે છે; જેણે (જરથોસતે) શીખાડેલા ધડાઓથી (યાને અવસતાઓથી) આપણાં મગજને એટલો બધો વારસો મલ્યો છે કે આપણથી વીચારી શકાતું નથી કે જો જરથોસત પેદા નહીં થયો હતે તો માણસ જાતનું એકીન આજે કેવું થાતે ?"

(૩૦) "ડાકટર સટાનલી" નામનો એક કાબેલ વીદવાંન ધરમગુરૂ જરથોસતની તારીફમાં પોતાનાં "ખાલડીયાન દેશની ફીલસુફી" એવે નામનાં એક પુસતકમાં લખે છે કે—"જરથોસત જેવો એક નામીચો પુરૂશ માણસ જાતનો મોટો ખેરખાહ હતો, તે નામીચા પુરૂશના નામ ઉપરથી પાછલા જમાનામાં તેના જેવી કારકીદી ભોગવી ગએલા પુરૂશોનેબી એ નામ લોકો આપતા હતા. તેમા એક ખાલડી જરથોસત, બીજો એસીરીયન, તરીજો બાકતરીયન જે પાદશાહા નાઈનસના જમાનામાં થઈ ગયો હતો અને ચોથાને ઈરાંની અથવા મીદીયન જરથોસત, પાંચમાને એમફીલીયન અને છઠાને પરોકોનીસીયન કરી કહેતા."

(૩૧) લારડ "બાઈરન" નામનો નાંમીચો અંગ્રેજ કવી જે ઈસવી સને ૧૮૨૪ માં મરણ પામયો છે તે જરથોસતની તારીફમાં પોતાના કવીતાનાં પુસતકમાં એમ લખી જાએ છે કેઃ-

"બેકટરીયાનાં (બલખના) દાનાવ ગ્નાનીએ (જરથોસતે) જબરા ભરમ ભેદોના પરદા ખસાડી નાંખી આપણી નજરને તદનજ રાસત અને ખરી બનાવી, ખોદાઈ રાહો ખોલ્લી કરી બતાવી છે. જેના દરએક કલાંમ (અવસતા) સાંભલતાં અથવા જાણતાં દીલ પાક બની આપણે પાપી બનવાની દેહશત એકદમજ નીકલી જાય છે. તે (જરથોસત) જે જે શીખવી ગયો છે તે ખોદાઈ રાસતી અને પવીત્રાઇ છે."

વલી એજ લારડ બાઈરન બીજું એમ કહે છે કે "જરથોસત તથા પીથાગોરસ અને તેઓની પછીનાં અશો પુરૂશોએ માણસોનાં રૂહને વસવાની દુનયાં ઉપર છે એવું જાહેર કરીને સાડીયુસીસ નામના ગ્રીક ફીલસુફ તથા સોફીસટન નામના એક માતબર યાહુદીના તનાથી ઉઠતા વીચારોને ખોટા પાડી આપણાં મોહોતનાં બીછાંનાની આપદા હલકી કરી આપી છે."

(૩૨) "પલીની" નામનો વખણાયલો રૂમી ફીલસુફ જરથોસતની તારીફમાં પોતાના પુસતકમાં એક ઠેકાંણે લખે છે કે :—

"જરથોસત યજદાંની ગેબી ચીજોનો સમજનાર ફીલસુફોનો ફીલસુફ હતો."

(૩૩) જરથોસતની તારીફમાં આગલા કદીમ યુનાનીઓ જેવાકે "એથન્સ" શેહેરવાલો

પલેતો (અફલાતુન) જે ઈ૦ સ૦ પુરવે ૪૨૮ થી તે ૩૪૭ વચે થઈ ગયો છે તે અને બીજાઓ એમ લખી ગયા છે કેઃ—

"જરથોસ્ત અહુરમજદનો છોકરો યાને અહુરમજદની તારીફ ગાનાર હતો. જે ધરમ જરથોસ્તે સથાપેઓ તે ધરમના શમજનારા માજીઓ (માજદીયસનાંન) હતા. તેઓ ખોદાની પરશતેશ કરનારા હતા."

(૩૪) "બેરોસસ" નામનો બાબેલોન શેહેરનો, બીલસના ધરમનો ઉપાધ્યો, જે બીજા એનટી એકસના રાજ્યમાં ઈ૦ સ૦ પુરવે ૨૬૧ માં થઇ ગયો છે તેણે ગ્રીક ભાશામાં બાબેલોન શેહેરની જે તવારીખ રચી છે, તેના થોડાએક ફકરાઓ બીજા ગ્રંથકારોના પુસતકોમાં ટાંકેલા હાલના જમાના સુધી બચી રહેલા છે તેમાં જરથોસ્ત વીશે એમ જણાવ્યું છે કેઃ—

"જરથોસત, માજદીઅસનાન ધરમ પાલનારાઓનો દસતુર, બાકતરીયન (બલખના) લોકોનો પાદશાહ, મીડ લોકોનો મુલ પુરૂશ તથા દેવતાઓ (ફરેસતાઓ)નો પીતા થઈ ગયો છે."

વલી એજ ગ્રંથકાર જરથોસત વીશે એકેકાંણે બીજું એમ જણાવે છે કે "મીદીયા દેશના રઘ (રએ) શેહેરવાલા જરથોસ્ત નામના પાદશાહે બાબેલાન શેહેરને ઈ૦ સ૦ પુરવે ૨૨૩૪ વરસો ઉપર જીતી લીધું હતું અને ત્યાંની બુત પરસતી રસમને જબરીથી તારાજ કરી નાંખી હતી અને તે પછી તેની ઓલાદના આઠ પાદશાહોએ ત્યાં બસો ચોવીશ વરસો સુધી રાજપાટ ચલાવીઉં હતું."[1] આ ફકરા ઉપરથી નામીચા વીદવાંન પ્રોફેસર દાકટર મારટીન હાઉગ જરથોસતનો સને ઇસુની ૨૩૦૦ વરસ પુરવે જણાવી ગયો છે.

(૩૫) "મેજર જનરલ વાનસકેનડી" નામનો એક લશકરી વીદવાંન અમલદાર, કે જે જરથોસ્તી ધરમનું ગ્નાન ધરાવતો હતો. અને મુંબઇની સરકારનો શને ૧૮૪૬ માં ઓરીયનટલ ટ્રાંસલેટર હતો તેણે "પ્રીનસીપલસ ઓફ લેંગવેજીશ" નામનાં પોતાનાં પુસતકમાં જરથોસ્ત અને જરથોસતી ધરમ વીશે એવું જણાવેઉં છે કે :—

"આસપાસનાં શેહેરોમાં જે ધરમ ચાલતો હતો તે ઉપરથી આપણે વાજબી રીતે કહીશું કે જરથોસ્તે મુરતી પુંજાના ધરમને પાયમાલ કરીને ઇરાંની લોકોને મુરતી પુંજવાથી દુર રાખ્યા, અને તે કીરતાર વીશે વાજબી અને ખરા આચારો તેમનાં દીલમાં પેવશ કીધા હતા."

---

૧. જરથોસત રએ શેહેરનો પાદશાહબી હતો અને દશાતુરબી હતો તે વીશે આપણા કાબેલ વીદવાંન શેઠ ખ૦ રૂ૦ કામાજીએ બનાવેલાં જરથોસત નામાના બીજા બાબના ૧૧ માં ફકરામાં યજશનેના ૧૯ માં હાનો ૧૮ મો ફકરો તાંકી દેખાડવા પછી નીચે નોટ મારી એ ફકરાના ખોલાશામાં એમ જણાવે છે કે "આગલા વખતમાં ઇરાંન દેશમાં હકુમત કેમ ચાલતી હતી તેનો થોડોએક ખેઆલ લાવવાનો ઉપલો ફકરો ઘણો અગતનો છે. એકએકથી ચહડતા તબકકા કરીને તેના જુદા જુદા સરદારો ઠેડવીઆમાં આવતા હતા—જેમકે ઘરનાં ધણીની ઉપર મોહલાના ધણીને મુકરામાં આવતો હતો અને તેના ઉપર પરગણાઓનો અને તેના ઉપર મુલકનો પાદશાહ રેહેતો હતો. અને મુલકના પાદશાહનીબી ઉપર જરથોસત રહેતો હતો. યુરોપની તવારીખમાં વાંચીએ છઈએ કે કેટલીએક સદીની આગમચ યુરોપના મોહોટા મોહોટા પાદશાહો પોપના ઘોડાની લગાંમ પકડીને ચાલવામાં કસે દરજજે હલકું નહીં ધારતા હતા, બલકે બેહેસતમાં જવાનો તે એક ઉપાએ સમજતા હતા. એ મીસાલે આગલા વખતમાં આપણા લોકોમાં પણ હોય એવું ધારવાને ઉપલો ફકરો ટેકો આપે છે. ઉપલા ફકરામાં જાંહાં જરથોસત બોલ આવેલો છે તાંહાં સપેતમાન જરથોસતને તથા તેના પછી તેની જગો રાખનાર દશાતુરને સમજવો જોઇએ છે. આજનો વખત કેવો આવેઓ છે અને દશાતુરોનો દરજજો કેટલો હલકો થઈ ગયો છે તે સાથે ઉપલી બાબદ સરખાવતાં કોઇ શુકરાના કરશે અને કોઈ દલગીર થશે.

રએ શેહેરમાં ચાર સરદારો અને બીજા મુલકોમાં પાંચ તેનો તફાવત એટલોજ ગણવો કે રએ શેહેરમાં પાદશાહબી જરથોસત અને દશાતુરબી તેજ હતો, અને બીજા મુલકોમાં બીજાઓ પાદશાહો હતા અને જરથોસત માતર દશાતુર હતો. જેમકે હાલનો રોમન કેથોલીક ધરમનો વડો પોપ રોમ શેહેરમાં પાદશાહબી પોતે અને પોપબી પોતે છે, પણ ફરાંનસ, સપેન, પોરતુગલ, ઈતીયાદી રોમન કેથલીક મુલકોમાં પાદશાહ બીજાઓ છે અને તાંહાં તે તો માતર પોપજ છે. એ ઉપરથી ઘણું કરીને ચોકસ ઠડે છે કે રએ શેહેરમાં જરથોસતનો જનમ થવાને લીધે તે શેહેરને પાદશાહ ગુસતાસપે પોતાનાં હાથમાં રાખીઆને બદલે જરથોસતને સપુરદ કીધું હોય અને તેની હકુમત જરથોસતના એખલાના હાથમાં રાખી હોય અને તેની વચે પડવાનું પાદશાહ ગુસતાસપે છોડી દીધું હોય.

(૩૬) "પલુતારક" નામનો રૂમી ફીલસુફ જે ઇશુની ૧ લી સદીમાં થઈ ગયો છે તે જરથોસત વીશે પોતાનાં પુસતકમાં એમ લખે છે કે :—

"જરથોસત અને બીજાઓ ખોદાને અહુરમજદના નામથી ઓળખતા હતા, તથા તેને નેકીનો શાહુબ અને યજદોનો પેદાનો કરનાર કરી માનતા હતા."

(૩૭) "આગાથીયસ" નામનો એક રૂમી ઈતીહાસ લખનાર જે ઇશવી શને ૫૩૬ થી ૫૮૨ માં ઇસ્ટેમબોલ શેહેરમાં થઈ ગયો છે તેણે પોતાનાં એક પુસતકમાં તે વેલાના ઇરાની જરથોસતીઓ અને તેઓના પેગંમબર જરથોસત વીશે જે વીચારો જણાવેયા છે તે આ પરમાણે છેઃ—

"હાલના જમાનાનાં ઇરાંનીઓએ પોતાની આગલી રસમમાં ઘણોક ફેરફાર કરેઓ છે. જો કે તેઓ "ઓરોમાસદીસ" (અહુરમજદ)'ના છોકરા જરથોસતનો ધરમ પાળે છે. જરથોસત જેને "જારદીસ" કરીને પણ કહે છે તે કયા જમાનામાં પોતાનોધરમ ચલાવી ગયો છે તે કંઈ માલમ પડતું નથી; પણ આ વાત ચોકસ છે કે તે (જરથોસત) માજદીયસની ધરમનો ગુરૂ તથા ઇરાંનીઓનો પેગંમબર થઇ ગયો છે અને ઇરાંનીઓના ઘણા પુરાતમ ધરમમાં ફેરફાર કરી એણે (જરથોસતે) ઘણા અજાએબ જેવા ધારાઓ (યાને માજદીયસની દીન) નવેસરથી એ લોકો (ઇરાનીઓ) માં દાખલ કીધા હતા."

(૩૮) "બામદાદ" નામનાં માસીક ચોપાનીયાંનો ખરીસતી અધીપતી ૧૮૬૨ ના મે માસ નાં અંકમાં જરથોસતની તારીખ અને તેના સનેના બાબમાં લખે છે કે :—

"જે શખશ (જરથોસત) એક મોટા પેગંમબરના જેવો ગણાય છે, અને જેની બાબદમાં કેહેવામાં આવે છે કે તેણે ધરમ સંબંધી બધી દુનીયાને ઉઠલ પાઠલ કરી નાખી, અથવાતો તે એક એવો ધરમ લાવેઓ કે તેની સામે બીજા બધા ધરમો ડુબી ગયા. જે શખસે દુનીઆંમા એવો મોટો ફેરફાર કીધો તેનો જમાનો કયો તે બાબદ કંઇ ચોકસ માલમ પડતી નથી."[૧]

---

(૩૯) ૧. પેગંમબર જરથોસત કયા જમાનામાં થઇ ગયો છે તે વીશે સઘલા વીદવાંનો આજ સુધી એક મતથી જણાવી શકતા નથી પણ તે સઘલાનો શાર જોતાં માલમ પડે છે કે જરથોસતનો પેદા થવાનો શને ઘણો પુરાંણો હોવો જોઇએ. આજ શુધીમાં જરથોસતના જમાના વીશે જુદા જુદા વીદવાંનોએ જે જુદા જુદા સને જણાવેઆ છે તેની એક ટુંક ટીપ નીચે આપીએ છીએ :—

સ્મીરના શેહેરનો ફીલસુફ "હરમીપસ" જે ઇ૦ સ૦ પુરવે ૨૫૦) વરસો ઉપર થઇ ગયો છે તે જરથોસતનાં જમાના વીશે પોતાના પુસતકમાં એમ જણાવી ગયો છે કે "જરથોસત તરોએની લડાઈ (જે ઇ૦ સ૦ પુરવે ૧૧૮૦ માં થાઈ હતી તે) ના જમાનાની પાચ હજાર વરસો ઉપર થઇ ગયો છે યાને ઇ૦ સ૦ પુરવે ૬૧૮૦) વરસો ઉપર થઇ જવો જોઇએ."

યુનાની ફીલસુફ "અરસતાટાલીસ" જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૬૩૫૦)નો એટલે આજથી આઠ હજાર વરશની ઉપરનો જણાવી ગયો છે.

લીડીયા દેરાનો "જેનથોસ" નાંમનો ફીલસુફ જે ઇ૦ સ૦ પુરવે ૪૫૦ વરશોની વાત ઉપર થઇ ગયો છે અને જે શેહેનશાહ દારાયસ હીસતાસપ અને ઝરકસીસના વખતમાં હયાત હતો તે પોતાનાં પુસતકમાં જરથોસતને ઇ૦ સ૦ પુરવે ૬૫૦૦) વરસો ઉપર થઇ ગયલો જણાવી ગયો છે.

"યુદોકસસ" નામનો યુનાની ફીલસુફ જે ઇ૦ શ૦ પુરવે ૩૫૦ વરશો ઉપર થઇ ગયો છે તે જરથોસતનાં જમાંના વીશે પોતાનાં પુસતકમાં એમ જણાવે છે કે "જરથોસત, પલેતો (અફલાતુન જે ઇ૦ સ૦ પુરવે ૩૪૮ વરસો ઉપર થઇ ગયો છે) તેના મરણની છ હજાર વરસો ઉપર થઇ ગયો છે."

પલીની નામનો વખણાયલો રૂમી ફીલસુફ જે ઇશુની પેહેલી સદીમાં થઇ ગયો છે તે પોતાનાં શાતમાં પુસતકમાં જરથોસતનાં જમાના વીશે એમ જણાવે છે કે "યાહુદીની જાતવાલા મુશા જાણીસ તથા લોટપીયા જરથોસતની ઘણા હજારો વરસો પાછલથી થઇ ગયા છે."

"બેરન બુનસન" નામનો કાબેલ જરમન વીદવાંન ગ્રંથકાર જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૩૫૦૦ માં ઠેડવી જાય છે.

"પરોફેસર ડાકટર મારટીન હાઉગ" જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૨૩૦૦ થી તે ૨૪૦૦ વરશો ઉપર યાને આજ ૪૧૦૦ થી તે ૪૨૦૦ વરશો ઉપર જણાવી ગયો છે.

(૪૦) "સર વીલીયમ જોનસ"૨ નામનો એક માહ કાબેલ અંગ્રેજ વીદવાન "દબેસતાન" તથા "દશાતીર" નામની માહાભારત કેતાબો વીશે મુંબઇની "એસીઆટીક સોસાઇટી" નામની મંડળી આગલ પોતાનું છઠીવારનું ભાષણ આપતી વેલા "જરથોસત અને તેના લાવેલા ધરમ" વીશે એમ બોલ્યો હતો કે :—

"પેગંમબર જરથોસતે સઉથી મોટું કામ એ કીધું હતું કે એક બુલંદ ખોદાતાલા જે છે તેની પરશતેશ કરવાનું મંડાન કીધું હતું. અને સરવે મોતેબર કીરીયા મારગ હજરત જરથોસતથીજ ચાલુ થઇ હતી, અને તે પેગંમબરે અસલી ધરમનાં ફરેસતાઓને આરાધવાનો ઉમેરો કરી, તે જુના ધરમને સુધાર્યો હતો, અને એ ફરેસતાઓ જે છે તે દહાડા તથા મહીનાઓ ઉપર મવકલ છે. નવી કીરીયાનું કામ પેગંમબર જરથોસતે આતશની એબાદત કરવાથી દેખડાવ્યું હતું. અને પોતે પોતાની રોશન દરેમેહેરમાં યાને (આતશે મેહેરે બુરજીન) નામના આતશખાનામાં ખોદા તાલાની બંદગીમાં હમેશા મશગુલ રેહેતા હતા. તે (જરથોસત) ખરેખરો પવીતર હતો. તેના એતેકાદમાં એવું ન હતું કે પ્રથમ બે ખોદા છે, જેમાં એક મોટો નેક અને બીજો મોટો બદ. એવાં શાશત્રને તે મંજુર ન કરતો હતો."

---

વલી આપણા હાલના જાણીતા કાબેલ પારસી વીદવાન શેઠ ખરશેદજી રૂસતમજી કાંમાજીએ પોતાના જરથોસત નામામાં જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૧૩૦૦ વરશ ઉપર યાને આજ ૩૨૦૦ વરશોની વાત ઉપરનો લખેઓ છે.

"સર આઈઝેક નીયુટન" નામનો નામીચો અંગરેજ ફીલસુફ જરથોસતનાં સને વીશે એમ જણાવી ગયો છે કે, "પારસી લોકોનો પેગમબર જરથોસત ખરીસટીઆંનોનાં પેગમબર ઇસુની પુરવે ૫૧૨ વરસો ઉપર થઈ ગયો છે."

"પલીટો" નામનો એક ગ્રંથકાર પોતાનાં પુશતકમાં જરથોસત કયા શાલમાં થઇ ગયો તે વીશે એમ લખે છે કે,

"ક્રાઇસટની ઓછામાં ઓછા એક હજાર વરસ અગાઉ જરથોસત થઈ ગયો છે અને માજદીયશની ધરમ તે વખતથી ફેલાતો ચાલયો હતો."

"સર ઉલીયમ આઉસલી" પોતાનાં પુસતકમાં જરથોસતનો સને ઇ૦ સ૦ પુ૦ ૫૦૦) માં જણાવી જાએ છે.

"મસુદી" નામનો એક વખણાયલો આરબ ગ્રંથકાર કે જે આજ આસરે નવસો વરશની વાતપર થઈ ગયો છે તે પોતાનાં પુસતકમાં જરથોસતી શને વીશે એમ લખે છે કે "મજુસી (યાને માજદીયસનાંન) લોકોનાં કહેવા પરમાણે સીકંદરની ૨૮૦) વરસ પુરવે (એટલે જે ઇ૦ સ૦ પુરવે ૫૧૬ માં) જરથોસત થઇ ગયો છે."

નામીચો વીદવાન "જીઓરજ રોલીનસન" જરથોસતને વીશે એમ જણાવે છે કે "ઇબરાહીમ પેગંમબર જે ઈ૦ શ૦ પુરવે ૧૮૨૫ વરશો ઉપર થઈ ગયો છે તેના જમાનાની પુરવે બે હજાર વરશો ઉપર જરથોસતનો જમાનો હતો."

"પરોફેસર આપરટ" નામનો ફ્રેંચ વીદવાંન જરથોસતનો સને ઈ૦ સ૦ પુરવે ૨૩૦૦ વરશો ઉપરનો જણાવે છે.

"આકુવીટીલ ડુપેરોન" પોતાના "એકાડેમીડેસ ઇનસકરીપસનસ" એવે નામનાં પુસતકમાં જરથોસત ઈ૦ સ૦ પુ૦ ૫૮૯માં થઈ ગયેલો જણાવે છે.

"પરોફેસર એન. એલ. વેસટ ગારડ" નાંમનાં અવસતા ભાશાનાં વીદવાને જરથોસતનાં શને વીશે એમ જણાવે છે કે, "જરથોસત પેગમબર સાઇરસ કે જેણે પરસીયાનું રાજ સથાપયુ અને "દીજોસીસ" કે જેણે "મીડયાનાં" લોકોને એકઠા કરીને તેઓ ઉપર પોતાની હકુમત ચલાવી તેનીબી આગમજ થઈ જવો જોઈએ."

"પરોફેસર હેરીન" નામનો એક વીદવાંન જરથોસતનાં સને વીશે એમ જણાવે છે કે, જરથોસ દારાએસ હીસતાસપનાં કરતાં ઘણો અગાઉ થઈ ગયો છે."

"પરોફેસર ડાકટર યુજેન વીલહેમ" નાંમના એક કાબેલ જરમન વીદવાને સને ૧૮૮૭નાં સાલમાં "જરથોસતના જમાની વીસે થયલી નોંધો અને હજી સુધી રહી ગયલો ગુંચવાડો" એવે નાંમનો એક રેસાલો છપાવી બાહેર પાડીયો છે તેમાં પુરાતમ જુનાંની તેમજ રૂમી ગરંથકારો જરથોસતનાં જમાંનાં વીશે જે વીચારો જણાવી ગયા છે તે તથા જરથોસતી ધરમને લગતા કંઈક ફકરાઓ ટાંકી બતાવયા પછી સેવતે પોતાનું મન જણાવતાં એમ લખે છે કે, "આપણે જોયું કે, પશ્ચીમ તરફના કે પુરવ તરફના લખનારાઓ જરથુસતના જમાના કે સવદેશ વીશે સંતોશકારક ફડચા ઉપર આવવાને મદદ કરી શકતા નથી. એવુ એક કારણ એ છે કે, એ બનાવ ઘણાજ પુરાતમ જમાનાનો છે; અને બીજું, જે વખતે સતાવાર ખબર મેલવી શકાય એમ હતું તે વખતના દસતાવેજોની સંખયા ઘણીજ નાની છે. આપણે ઉમેદ રાખીશું કે, ઈરાનના કોઈ ભાગની જમીનમાં હજી છુપાઇ રહેલા કોઈ લેખ કોઈ દીવસે બાહાર આવી જરથોસતના ધરમના જમાના ઉપર વધુ અજવાલું નાખશે. અને એમ જો ન બનશે તો, આપણો હાલનો શક ઘણું કરીને કદી દુર નહીં થશે એમ સંભવે છે."

૨. સર વીલીયમ જોનસ લંડન શેહેરમાં તારીખ ૨૦ મી સપટેમબર સને ૧૭૪૬ માં જનમયો હતો અને તા૦ ૨૭ મી એપરેલ શને ૧૭૯૪ નાં ૪૮ વરશની ઉમરમાં કલકતા ખાતે કલેજાંનાં દરદથી મરણ પાંમીઓ હતો. કલકતા ખાતેના સદરઅદાલતમાં સને ૧૭૮૩ માં વડા જડજ તરીકે તેની નેમનુક થાઇ હતી.

(૪૧) "ઇયુસેબીયસ" નાંમનો એક રૂમી ધરમગુરૂ જે ઇ૦ સ૦ ચોથી સદીમાં થઇ ગયો છે તે પોતાનાં "ક્રોનોલાજી"નાંમના ચોથા પુસતકમાં જરથોસતની તારીફમાં એમ જણાવી ગયો છે કે "બેકટરીયા (બલખ) નો રાજા જરથોસ્ત ઘણો નામીચો પુરૂષ થઇ ગયો છે."

(૪૨) "અબદોલ ફરજે" નામના એક મુસલમાન ગ્રંથકારે "રાજવંશાવલી" નામનાં પોતાનાં પુસતકમાં જરથોસતે ઇરાંનીઓને જે ખોદાઇ ધરમ દેખાડયો હતો, તે વીશે લખ્યું છે કે "જરથોસતે ઇરાંનીઓને નીતીવચન અને ઇશ્વરી ડહાપણનાં કલામો શીખવ્યા હતા."

(૪૩) "મુલ્લાં જલાલ દવાની" નામના એક મુસલમાન ગ્રંથકારે "સરેહ હએખાક લોલનુર" નામની એક કેતાબમાં જરથોસ્ત પાક ખોદાતાલાનો પેગંમબર હતો તે વીશે લખ્યું છે કે "પારસીઓનો પેગંમબર જરથોસત હતો, અને તે ખોદાનો "દુત" (ખોદા તરફનું માણસ જાતને માટે ફરમાંન લાવનાર) યાને કાસદ હતો."

એજ ગ્રંથકાર જરથોસ્તની તારીફમાં "સરેહએસરાક" નો દાખલો ટાંકી જણાવે છે કે "જરથોસત આજર બાઇજાનની અવસતાઓ અને ઝંદની કેતાબોનો ખાવીંદ, કામેલ (પુરવીન) પેગંમબર અને મોટો દાનાવ હતો."

(૪૪) "મીરજાં તાએરેવહીડ" નામના મુસલમાન ગ્રંથકારે "તજકરતોલ હોકમાં" નામની પોતાની કેતાબમાં જરથોસત અને તેના બીકટ અવસતા વીશે એમ લખ્યું છે કેઃ—

"હજરત જરથોસ્ત મોટો હકીમ તથા પ્રાજ્ઞેલ હતો, પણ તેની વાતો (અવસતાઓ) ને સમજવામાં મારી અકલ આજેજ તથા હેરાંન છે."[1]

(૪૫) "મીરમોખતાર તેહરાંની" નામનો એક મુસલમાન ગ્રંથકાર પોતાનાં એક પુસતકમાં જરથોસતના એલમની તારીફ કરતાં એમ લખે છે કે "જરથોસત "એલમે ગરીબા" યાને ચમતકારીક અથવા નાદર એલમ જાણનારો હતો."

(૪૬) "પેનીસાઇકલોપીડીયા" નામનાં પુસતકમાં જરથોસત વીશે એમ જણાવવામાં આવ્યું છે કેઃ-

"આગલા જમાનામાં એક જરદોસત અથવા ઝોરાસટર પાદશાહ ગુસતાસપના વખતમાં થઇ ગયો છે અને તેણે મોટો સુધારો કીધો હતો" (યાને એકલા એક ખોદાને માનવાને માટે માજદીયસની ધરમ સથાપીઓ હતો.)

(૪૭) ઇંગલંડના રાજના એક આગલા પરધાન અને ખજાંનચી મી૦ સેમીઉલ લેંગે "આજના વખતનો એક જરથોસતી" એવે નામે એક પુસતક સને ૧૮૮૭ માં રચ્યું છે, તેમાં તે જરથોસત પેગંમબર વીશે લખે છે કેઃ-

"પુરાતમ નોંધોમાં એ પેગંમબરને કશી પણ મોજેજાની યા દેવતાઈ હસતી ધરાવનારો ન જણાવતાં તેને નામાંકીત "લ્યુથરની" પેઠે એક ઊંડો વીચારનાર અને બળવાન ધરમોપદેશક લેખે જણાવયો છે કે જેણે પોતાના જમાના અને પોતાની કોમના ધરમ તથા ફીલસુફીના મોઘમ અને અનઢંગ વીચાર જોઇને તેને નવું રૂપ આપીજ તથા નવો અવાજ આપીયો (યાને પોતાનો માજદીયસની ધર્મ જાહેર કીધો) અને આગલા ધરમને લગતા વેહમો સુધારયા તથા પોતાનાં ભાષણોના જોશથી અને છટાથી પોતાના વખતના આગેવાંન મગજોને ફેરવયાં, કે જેઓમાં તે વખતનાં પોતાના પાદશાહને પણ દાખલ કરયો હતો. હું તો મારી તપાસમાં જરથોસતની હશતી કબુલ રાખીને આગળ વધું છું, અને એટલુંજ દેખા

---

૧. જરથોસતના તમામ અવસતાઓ ભેદી છે તે આપણ સારી પેઠે જાણીએ છીયે, તેમજ સઘલા ફારસી ગ્રંથકારો જરથોસતને "પેગંમબરે રમજગો" કરી લખે છે જેનો અરથબી ભેદનો જાણનાર તથા ભેદનો કેહેનાર કરીનેજ થાય છે.

ડવા માંગું છું કે ધરપાયાના વીચારોમાં તથા મુળ હેતુમાં જરથોસતનો ધરમ આજનાં વખતના આગલ વધેલા વીચારો શાથે બહુજ અજાયબ જેવી રીતે મલતો આવે છે, અને ધરમનું એક ખોખું પુરૂં પાડે છે, કે જે ધરમ હાલ જમાનાની વપરાશમાં આવતી હાજતોને અનુકુલ થવાને તથા 'ઈમાન' અને 'વીદયા' વચેની લડાઇને સાંધવાને બીજા બધા ધરમો કરતાં ઘણો આગલ વધેલો છે."

(૪૮) "પ્રોફેસર ડાક્ટર મારટીન હાઉગે" પુણા મધે "યુનાઇટેડ સરવીસ ઈનસટીટયુશન આફ વેસટરન ઇનડીયા" એવે નામની એક મંડલી આગલ તારીખ ૧ લી મારચ શને ૧૮૬૧ ને દીને "જરથોસતી ધરમની ઉતપતી" વીશે એક ભાષાંણ કર્યું હતું તેમાં તે પેગમબર જરથોસત વીશે નીચે મુજબ બોલયો હતોઃ—

"ગાથા ઓસતુઅદ ઉપરથી એવું માલમ પડેચ કે જરથોસત આપણી આગલ એક તદન અજાએબ તરાહનો શખશ થાઇ ગયો છે અને પોતાનાં દેશની તવારીખનાં તખતા ઉપરજ નહીં પણ આખી દુનીયાનાં માણસ જાતની તવારીખમાં તેણે એક મોટું કામ બજાવ્યું છે. તે કેહેચ કે "તેને એક પેગંમબર અથવા કાશદ દાખલ ખોદાએ આએ દુનીયાંમાં સુધારો અને અગત કરીને ખેતીવાડી અને જીંદગીની સથીર હાલતનું સુખ બખશવાને અને જેમ શરીરને તેમજ આતમાને ખરાબ કરનારી મુરતી પુંજાનો નાશ કરવાને મોકલેઓ છે." તે કહેચ કે "હું હીઆં શચાઇ અને જીંદગીનો વધારો કરવાને, જુઠાં અને લબાડીનો નાશ કરવાને અને આખી દુનીઆમાં જીવતાં ખોદામાં વીશવાશ બેશાડવાને અને મણુસ જાતને શરીરનું તેમજ જીવનું સુખ બખશવાને આવ્યો છું." આટલું ખરૂં છે કે તે જરથોસત ખરેખર થાઈ ગયોચ તેની મતલબ અને નેમો ધરમનું તેમજ બદનનું માણુસ જાતને શુખ આપવાની—માણસ જાતથી બનવાને ઘણીજ મોટી હતી—તેનાં કામો પાક અને ઉંચાં હતાં અને નેકી તથા શચાઇનો ચાહાનાર હતો તે પોતે એક "સયોસયનતો" હતો કેમકે આતશની આગલ ઉભો રહીને તેણે પોતાનાં ભાશાંણો આપયાં હતાં યાને (માજદીયસની દીનની ખુબી ઈરાની પ્રજાને સમજાવતો હતો) અને તે પવીતર કેબલાની મારફતેજ અહુરમજદની તરફના જવાબો તેણે મેલવીઆ હતા—તેથી આપણે જરથોસતને આએ દુનીયાંમાં થાઇ ગયેલો સર્વેથી મોટો મણુશ અને મણુશજાતનો ખરોજ ભલુ કરનાર લેખવો જોઇએછે." (ડાક્ટર મારટીન હાઉગ તા૰ ૩જી જુન સને ૧૮૭૬માં સવીતઝરલાંડનાં "રાગાતઝ" શેહેરમાં હવા ફેર બદલ કરવા જતાં મરણ પામીયો હતો.)

(૪૯) "મી૰ સેમયુલ ઈલીચટ" નામના એક અંગ્રેજ વીદવાન ગ્રંથકારે "લીબરટી આફ રોમ" એવે નામનું એક પુસતક સને ૧૮૪૯ માં છપાવી બાહેર પાડયું છે તેને સફે ૮૨) મે જરથોસત અને તેના માજદીયસની ધરમની વખાણમાં તે એમ લખે છે કેઃ—

"જરથોસતની જીંદગીનો હેવાલ એક માતર ધરમના સુધારા તરીકેજ પુરો થતો નથી. તે કયા જમાનામાં થઈ ગયો છે, તે આપણે હજુર સુધી ચોકસપણે જાણી શકતા નથી. પણ તેણે પોતાની જીંદગીમાં શું શું કરીયું હતું અને પોતાની પાછલ શું શું મુકી ગયો છે તે આપણે જાણીએ છીયે. એક માહાન પુરૂશ તરીકે પ્રખ્યાત થએલો તેમજ એક પાદશાહી વંશમાંથી ઉતરી આવેલો તે એક મીદીયન હતો. તેણે આખા બેકતરીયા (બલખ), મીદીયા તેમજ પારસના પ્રાંતોમાં ધરમ તેમજ રાજમાં સુધારો કરવા માટે ઘણીક વેદનાઓ ખમી હતી. તે કાંઈ પોતાના દેશીઓને મીઠી મીઠી વાતો બોલી ખુશી કરવા અથવા તો આકાશ કે જેની તરફ તે બહુ ધયાનથી જોઇ વીચાર કરવા શીખયો હતો તેમાંથી કંઇ નવી દંતકથાઓ લાવી

લોકોને વેહેમમાં નાંખવાની મતલબથી જનમ પામગો ન હતો. રોશનીના મુલ તરીકે અહુરમજદની આરાધણા ચાલુ કરવાની અને અંધારાના મુલ તરીકે અહેરેમન તરફ મજબુત રીતે ધીકાર બતલાવવાની તેની નેમ હતી. "આ દુનીયામાં સચાઇના કાએદાઓ જાહેર કરી હું મારા લોકોના સુખનું સાધન થઈ પડું" એવી રીતે તેણે અહુરમજદની આગલ બંદગી કરી મોરાદ ચાહી હતી. એક સુધારાવાલો થવા કરતાં પોતાનાં જાતભાઇઓની હાલત અને રીતીઓને બંધ બેસ્તો થઇ કામ લેવામાં તેણે વધારે ડાહાપણ વાપરયું હતું. જરથોસત ઉંચા ખાનદાનમાં અને વળી રાજકુટુંબમાં જનમેલો હોવાથી જે લોકોને પોતાનો ધરમ સમજાવતો હતો તેઓ ઉપર સેહેલાઇથી ફતેહ પામતો હતો. તે પેહેલવેહેલો પાદશાહ (કયાની ગુશતાસપ) આગલ ગયો અને તેને કહેવા લાગો કે "હું ખોદા તરફથી માણસ જાતને માટે ધરમ સમજાવવા આવયો છુ" એમ કહી તેણે મદદ માંગી; પાદશાહે (ગુસતાસપે) જરથોસતનું કેહેન ખુશીથી કબુલ રાખયું. જરથોસત ઘણું કરીને ઇરાંનીઓનેજ પોતાનો ધરમ સમજાવતો હતો અને સાચુ બોલી પોતાની ફરજો અદા કરવાનો બોધ દેતો હતો. તેના કેહેવા પ્રમાણે દરએક રાજકરતા અહુરમજદની તરફનો પ્રતીનીધી હોવાથી તેના કાએદાઓને દરેકજણે માન આપવું જોઇએ. પાદશાહ જોકે માણસોનાં તેના પોતાના કામ માટે જવાબદાર નથી તોપણ અહુરમજદની તરફથી તેને રાજ ચલાવવાની જે સતા આપવામાં આવી છે તેનો અહુરમજદના તાબેદાર તરીકે તે જવાબદાર છે. "સરદારોનો સરદાર તે અહુરમજદ હોવો જોઇએ કે જે સઉથી વધારે ભલુ કરનારો છે" આ જરથોશતના બોલો ઉપરથી એ જાહેર કબુલાતને કાંઈ ઠઠા મશ્કેરી ધારવાની નથી; તેનાં ધરમમાં શચાઇથી ભરપુર કાયદાનો સમાવેસ છે, તેમાં મજબુત ઠેરાવ એ છે કે સદગુણી પાદશાહની આબાદાની ચાહવી અને જુલમગાર પાદશાહની ખાણાખરાબીના સરાપ દેવા જગેજગ બયાન કરવામાં આવ્યું છે. જે કંઇબી અમલમાં મુકી શકાએ એવૂં હોએ તેના કરતાંબી વધારે ભલી ચીજો વીશેની ખાહેશ તેના લખાણ (અવસતા)માં જણાવેલી છે, પણ તેણે જે વીચારો ઇરાંની શેહેનશાહતના અમલ તલે રહીને તેની આપખુદી સતા સામે જણાવીયા હતા તે વીચારો સચાઇથી ભરપુર હતા એમ હજીબી આપણે સઘલાઓએ માની લેવાનું છે. તેના ધારવા મુજબ જે પરમાણે અહુરમજદ બેહસતના રાજમાં રાજ કરે છે તેનોજ નમુનો હાથમાં લઇને, આખી ઇરાનની પ્રજાનું બંધારણ કરવાનું હતું. ઈરાનની પરજાઓમાંથી હલકી વરનોને તેણે તેઓની હલકી પદવીપરથી ઉંચી પંકતીએ ચઢાવી "એહુતો સુખના સાધનો છે" એમ તેણે ખુલ્લી રીતે જણાવયું હતું, "જેણે ગરીબોને મદદ કીધી તેણે અહુરમજદની સઉથી વધારે આરાધના કીધી" એવું કહી તે માણસની જરથોસત વખાણ કરતો હતો. એણે પોતાની જીંદગી સુધારા કરવામાંજ કાહાડી દરએક પંકતીનાં લોકોના મન ઉપર નીતીઓ ઠસાવી હલકી પંકતીનાં લોકોને ઉંચી પંકતી ઉપર લઈ જઈ મેલીયાં હતાં તે પછી દરએક ઇરાંની પવીતરાઇ વાપડવા માટે અને ભાઈબંધીથી રહેવા માટે બંધાએલો હતો "પવીતરાઈ વાપડવામાં તે પોતા તરફની ફરજો, અને ભાઇબંધી ધરાવાથી તે પોતાનાં ભાઇબંધો તરફની ફરજો, સંપુરણ રીતે અદા કરશે" એમ તે (યાને જરથોસત) માનતો હતો અને તેણે પોતાનાં લોકોના ધરમની હાલત સુધારવા માટે જે કાલજી બતાવી છે તેના કરતાં તેઓના સંસારી સુધારા કરવા માટે તેણે કાંઇ ઓછી બતાવી નથી. લોકોના વેહેવારમાં ધરમનો જે ભાગ સઉથી વધારે સંબંધ રાખતો હતો તેમાં તેણે મુખ્ય કરીને ફેરફાર કીધો હતો, અને ધરમમાં વધારે સાદી કીરીયા કરવાની રીતીઓ દાખલ કરવામાં કદાચ તે આખી દુનયાંમાં શવતંત્રપણું વધારે અંસમાં ધરાવનાર હતો."

(૫૦) પેગંમબર જરથોસતે પોતે એકલે હાથે અથવા પોતાના શાગરેદો શાથે મલી અવસતાઓનાં માહાભારત પુસતકો રચેઆં હતાં તે વીશે, શમીર શેહેરનો યુનાની ફીલશુફ "હરમીપસ" જે ઇશિવી સને પુરવે ૨૫૦ વરસોમાં થઇ ગયો છે, અને જે "આગો નાકસ" નામના એક કામેલ જરથોસતી દસતુરનો શાગરેદ (ચેલો) હતો તેણે જરથોસતી ધરમનાં પુસતકોની અથાગ શોધો કરીને એક શાંકલીઓં યાને શલોકમાં રચેલી બાબદોની ટીપ ઉતારી હતી તેમાં જરથોસતે બનાવેલા ૨૦)લાખ બેત અથવા શલોક હતા એમ આપણને "પલીની" નામનો વખાણાયલો ફીલસુફ પોતાનાં પુસતકમાં જણાવી ગયો છે.

(૫૧) પેગંમબર જરથોસત કયે-રોજે અને કયાં શાલમાં મરણ પાંમીયા હતા તે વીશે કોઇબી વીદવાંન ગ્રંથકારો ચોકસપણે જણાવી ગયા નથી પણ જરથોસ્તી ધરમને લગતી "શારેશતાંન" તથા "દાદેસતાને દીની[1]" નામની નામીચી કેતાબોમાં તે વીશે નીચે મુજબની વીગતઆપી છેઃ—

"જરથોસત પેગંમબર રોજ ૧૧ મો ખોરશેદ યજદ અને માહા ૧૦ મો દેએ દાદાર અને પાદશાહ ગુસતાસપની પાદશાહીનું વરસ ૬૮ મું હતું તે દને ગુજરીઆ હતા, અને તે પેગમબર શાહેબનું મરણ એમ નીપજીયું હતું કે પાદશાહ ગુસતાસપ એકવાર સીસતાંન શેહેરમાં પેહેલવાંન જાલેજરને ઘર મેહેમાન દાખલ ગયો હતો, તે વેલા બલખમાં નવતરું જોઇને બુતપરસત પાદશાહ તુરકી અરજાશપ કે જે ગુસતાસપનો તેમજ જરથોસતી દીનનો એક મોટો શતરૂ ગણાતો હતો તે એક ભારે લશકર લઇને બલખ શેહેર ઉપર ચઢી આવેઓ અને એક ભારે ખુનખાર લડાઈ થાઈ હતી. તે વેલા તુરકી અરજાસપનો એક સરદાર "તુર બરાતુર" નામનો હતો તેણે અશો પેગંમબર જરથોસત જે એક આતશખાનામાં યાને (આતશે મેહેરે બુરજીન નામના બુલંદ આતશખાનામાં) બેશીને ખોદાની બંદગી કરતા હતા તયાં જાઇને તે પેગંમબરને એક હથીયારનો જખમ કીધો તેથી તેનું મરણ નીપજીઊં. મરતી વેલા પોતાનાં હાથમાં જે એક ચમતકારી તશબી હતી તે પેલા બદકાર સરદાર ઉપર ફેંકી. તે અજમતી તશબીનાં ચમકાટમાંથી એક અજમટી આતશ નીકલેઓ અને તેથી પેલો બદમાસ સરદાર બલી મરણ પાંમેઓ હતો."

(૫૨) વલી જરથોસતનાં મરણ વીશે નામીચો થઈ ગયલો ફરેંચ વીદવાંન "આકુટીલ ડુપેરો" પોતાની દુનયાની તવારીખવાલાં પુસતક પેહેલાંને શફે ૩૧૨) મે લખે છે કે "ગુસતાસપ જરથોસતની પક્ષ ખેંચવાથી ઘણી એક જબરી માંહોમાંહેની લડાઈ ઉઠી કે જે ધરમને માટે થયેલી (દુનીયામાં) પેહેલ વેહેલી લડાઈ જણાયલી છે. જરથોસત તેનો ભોગ થયો હતો કેમકે તેના કેટલાક દુશમનો જેઓ દેશમાં બરપા થયલી બદીનું મુલ તેને વીચારતા હતા તેઓએ તેની બંદગીની જગોમાંથી ખોલી કાહાડીને તેનું ખુન કીધું હતું" વલી ઉપલા વીદવાનના વીચારથી ઊલટો વીચાર "સરજોંન માલકમ" પોતાની ઇરાંન દેશની મુશાફરીવાલાં પુસતક પેહેલાંનાં બાબ ચોથાની ૯૬) ની નોટમાં જરથોસતના મરણ વીશે લખે છે કે "તુરકી અરજાસપ જાહારે બલખ ઉપર એક ભારે લશકર સાથે ચઢી આવયો અને તે પાએતખત શેહેર ફતેહ કીધું તેની થોડાક માસ આગમજ જરથોસત મરણ પાંમીઓ હતો."

(૫૩) મીસર દેશનાં પુરાંતમ "બખર" યાને (પુરાતમ લેખો)માં જરથોસતનાં મરણ વીશેનું એક એવું બેયાંન જોવામાં આવે છે કે "જરથોસતે અહુરમજદ સોડેથી એવું માંગી લીધું હતું કે મારો જાન મારા શરીર ઉપર વીજલી પડવાથી કબજ થાએ. આએ મુરાદ જરથોસતને બખસવામાં આવી હતી એવું "બખર" ઉપરથી માલમ પડે છે."

---

૧ "દાદસતાંનેદીની" નાંમની પેહલવી કેતાબ સાસાની વંશનાં પાદશાહોનાં જમાનામાં "મીનોશચેહર બીન ગોશાનેમાન" નામનાં કાબેલ દસતુરે બનાવેલી હતી એમ કેહવામાં આવે છે.

# ભાગ ૨ જો.

## જરથોસતી ધરમ એકજ ખોદાને માનનારો છે તેની તારીફમાં.

(૧) આગલા કદીમ ઇરાંનીઓ એકજ ખોદાને માનનારા હતા તે વીશે વીદવાન ફીલ-સુફો તેમજ તવારીખનો પીતા "હીરોડોટસ" જે ઇ. સ. પુરવે ૪૪૪ ના વરશમાં યુનાંન મધે "હાલીકારનાસસ" નામનાં શેહેરમાં થઈ ગયો છે તે પોતાનાં પેહેલા પુસતકનાં બાબ ૧૩૧ માં એમ જણાવી ગયો છે કેઃ—

"મારી અજમાયેસ પરમાંણે ઇરાંનીઓ મુરતી, દેવસથાંનો અથવા દેહેડાંઓ બનાવતા નથી અને જે લોકો એ પ્રમાંણે કરે છે તેઓને ઇરાંનીઓ બેવકુફ કરી ગણે છે; કાંએ જે હું એમ ધારૂં છું કે જે પરમાંણે યુનાની લોકો ખોદાને આદમીઓના જેવું રૂપ આપે છે તે પરમાંણે એ ઇરાંનીઓનો એતેકાદ નથી. તેઓમાં પાહડોના મથાલાં સુધી ચહડવાની ટેવ હોએ છે તયાં તેઓ જુપીતર (અહુરમજદની) પરસતેશ કરેછે અને આખાં આશમાનના પેરાવને-બી તેઓ જુપીટર કરી કહે છે. તેઓ ખોરશેદ, માહાતાબ, ખાક, પાણી તથા આ-તશને ભોગ આપે છે.૧ પુરાતમ જમાનાથી તેઓ એ તતવોને બુજરગ કરી ગણતા આવયાછે."

(૨) વલી નામીચો વીદવાંન "જીયોરજ રોલીનસન" કે જેણે હાલના વખતમાં "હીરો-ડોટસ"નાં પુસતકનો સઉથી સરસ તરજુમો કીધો છે અને જેણે ખીલારોકા હરફોની મદદથી બીજી કેટલીક વાકેફગારીથી તે માંહેલી ઘણીક બાબદોનો નોટ અને રેસાલાના આકારમાં ખુ-લાશો કીધો છે, તે ધણી પોતાના ગ્રંથનાં પેહેલાં પુસતકના પાંચમાં નીબંધમાં હીરોડોટસનાં લખાણને ખોટું પાડી એવું કહી જાય છે કેઃ—

"ખીલારોકા હરફોની તપાસ કરતાં આગલા ઇરાંનીઓ તતવોની પુંજા કરતા હોએ એવું માલમ પડતું નથી. માતર એટલુંજ સાબેત થાય છે કે તેઓ અહુરમજદના નામથી એક ખો-દાની બંદગી કરતા હતા અને "હીરોડોટસ" જે તેમના ધરમ વીશે ખરાબ મત આપી ગયો છે, તેનું સીધાંત એવું છે કે એ ગ્રંથકારના વખતમાં ઇરાંન મધેનાં ઘણાંક પ્રાંતોમાં જુદદીનની કેટલીક ખરાબ રસમો દાખલ થયલી હતી, તે (હીરોડોટસ) ના જોવામાં આવી હતી. પણ શેહેરમાં અને પાદશાહની દરબારમાં કે જયાં ઇરાંનીઓનો બાપીકો અને વગર બીગડેલો ધરમ ચાલતો હતો, તે વાતથી એ હીરોડોટસ તદન નાવાકેફ હતો."૨

વલી એજ વીદવાંન પોતાનાં "પાંચમી સેહેનશાત" એવે નામનાં પુસતકને સફે ૩૩૨) મે જરથોસતી ધરમ મુરતી પુંજાની વીરૂધ છે એમ જણાવતા લખે છે કે "ઝંદ અવસતાની ખુબી મુરતી બનાવવાની તદન વીરૂધ છે અને આપણે "હીરોડોટસ" જે કંઇ જણાવે છે તેને કબુલ કરવું જોઇએ છે કે, ઇરાંનીઓ દેવતાના (યાને મુરતીના) આકારો વીશે તદન અજાણા હતા."

વલી એજ વીદવાન જરથોસતી ધરમની તારીફમાં બીજુ એમ જનાવે છે કે, "તમામ નીતીનો જમાવ ભલી મનશની, ભલી ગવશની તથા ભલી કુનશનીમાં જરથોસતે સમાવેલો છે,

૧. હીરોડોટસનાં આ પાછલાં તોહોમત ભરેલાં લખાણને પલુટારક, ડીઆંન, સરીસોસટમ, અને લુશીઅન નામના ગરંથકારો ખોટા પાડી ગયા છે.

૨ જીયોરજ રોલીનશનની માફક ડાકટર સટાનલી, મી૦ હાન કરવી, અને પરોફેસર ડાકટર હઇડે પણ પોતાના પુસતકમાં ખુલાશો કરીઓ છે. વલી "યુનીવરસલહીસટરી" એવે નામનાં ઈસવી સને ૧૭૪૭ માં લંડન શેહેરમાં છપા-ચેલાં પુશતકમાં શફે ૧૪૪મે એમ લખે છે કે "હીરોડોટસ તથા સતરોબે અને બીજા પુરાતમ યુનાની ગરંથકારો પોતે જાતે બુત પરસત હતા તથા ઘણા ઇશવરને માનતા હતા. માટે તેઓએ એવું વીચારીયું જે બીજી કોમનાં લોકોબી તેઓની પેઠે ઘણા ઇશવરને માનેચ એટલુંજ નહીં પણ તે સાથે ઇરાંની લોકોનાં ધરમ વીશે તેઓનાં જે મત હતાં તે મતને મલતી ભોગ આપવાની તથા બીજી ધરમની કીરીયાની વાતો બનાવટથી ઉભી કરી અને ઇરાંની લોકો એવી કીરીયા કરેચ એવુ લખી ગયા છે."

તે ઉપર વીચાર કરવાથી એ ધરમની ભલી નેમ વીશે આપણી ખાતરી થાય છે. માણસને ગો-યા આ દુનીયાંની બહેતરીને કાજે અને આ દુનીયાં ગોયા માણસના ઉપયોગને કીજે બનાવી છે, એવો જરથોસ્તી ધરમનો કોલ છે. જરથોસ્તી ધરમ અસલમાં ઘણો પવીતર હતો પણ પાછલથી મીડીયન લોકોની સંગતમાં એ ધરમ પાલનારાઓ વસવાથી કેટલીક નાપસંદ બાબદો આમેજ થઈ હશે એવું લાગે છે."

(૩) "સ્ત્રેબો" નામનો એક યુનાની ગ્રંથકાર કે જે ઇશુની પેહેલી સદીમાં થઈ ગયો છે, તેણે ઇરાંન દેશની પોતાની મુસાફરી સંબંધી ભુગોલને લગતું એક પુસ્તક બનાવેલું હતું, તેમાં તેણે ઈરાંનીઓનાં ધરમ અને રેવાજો વીશે એમ લખેલું છે કેઃ—

"ઇરાંની લોકોની રીતભાતો શુશીયન, મીડ તથા બીજાં ઘણુંક ટોળાંઓનાં જેવી હોય છે. અને તે વીશે ઘણાં ખરા ગ્રંથકારો લખી ગયા છે તોપણ મારાં દાસતાંન સાથ મલતી આવે એવી કેટલીક બાબદો મને પોતાને જણાવ્યા વીના ચાલતી નથી. ઇરાનીઓ દેવસથાંન અથવા મુરતીઓ બનાવતા નથી, પણ આકાશને જુપીટર (ખોદા) ગણી, ઊંચી જગાપર જઈ તાંહાં તેઓ ભોગ આપે (જશનો કરે) છે, આતશ ઉપર છાલ વગરના સુકાં લાકડાં મુકી શલગાવે છે. અને તેને ફુંક માંરી રોશન કરતા નથી, પણ વીનાથી વીજનીને તેને રોશન કરે છે. જે લોકો બલતાંને ફુકથી બુજાવે છે, યા આતશ ઉપર હરએક મુરદાલ ચીજ (યાને નશા) અથવા નજીશાઈ નાખે છે, તેઓને તેઓ (ઇરાંનીઓ) કતલ કરે છે. આતશને તેઓ માન આપે છે. અને તેને મુરદાં શાથ અડકાવતા નથી. ઇરાંનીઓ તથા આરમીનીયન લોકો ફકત જરથોસતી ધરમ પાલે છે અને તેઓ એકજ પરમેશવરને આતશનાં પાતરાંની સનમુખ શર નમાવી ભજે છે તથા કીરીઆ કરમ કરે છે."

(૪) રોમના શેહનશાહ જુલીએન શાથે ઈ૦ સ૦ ૩૬૩નાં વરશમાં સાસાનીઆન પાદ-શાહ શાપુર જુલકતફને ઇરાનમાં લડાઈ થઇ તે વેલા "આમીઆનસ મારસેલીનસ" નામનો એક રૂમી ગ્રંથકાર જે ઇ૦ સ૦ ૩૮૦ માં એક લાટીન ઇતીહાસ કરતા તરીકે થઇ ગયો છે તે રૂમી લશકરમાં હતો, તેણે પોતાના ૨૩) માં પુસતકમાં ૬) ઠા બાબમાં ઇરાનીઓ અને તેઓના ધરમ વીશેની બાબદ લખતાં જણાવે છે કેઃ—

"માગી અથવા મેજાઈ (મોબેદ) લોકોના આ મુલકમાં યાને (ઇરાંનમાં) ફલવંત એ-તરો છે. અતરે આ ટોલાનું અને તેમના અભીઆશ વીશેનું થોડુંક વીવેચન ઉપયોગી થઇ પડશે. ફીલસુફી મતો વીશે સરવેથી નામીચો લખનાર પલેતો (અફલાતુન) માજી યાને (મા-જદીઅસના લોકો)નો અરથ "માખાજીસતીયા" નામના ભેદી શબદથી કરે છે, એટલે કે એ ધરમ ઇશવરી શકતીઓની સરવેથી નીરમલ ભકતી યાને (ખોદાની) બંદગી કરનારાઓનો થાય છે.) બાકતરીઆ યાને (બલખ) ના જરથોસતને આ ધરમના ગ્નાનમાં ખાલદીઆન લોકોની છુપી કીરીયાઓ ઉપરથી ઘણા દુરના જમાનામાં ઘણી બાબદો ઉમેરી હતી, અને તેના યાને (જરથોસતના) પછી (હખામની વંશનો) દરાયસનો બાપ હીસતાસપ જે એક ઘણો ડાહયો પાદશાહ હતો તેણે કેટલોક ઉમેરો કીધો હતો,"

(૫) ઉપલાં ગ્રંથકારના વીચારની વીરૂધમાં, પ્રોફેસર ડાકટર "યુજનવીલહેમ" નામનો એક કાબેલ જરમન વીદવાન જે "યેના"ની પાઠશાલાનો એક પ્રોફેસર છે તેને સને ૧૮૮૭ નાં સાલમાં જરથોસતના સનેની તકરારમાં પોતે રચેલા એક રેસાલામાં એમ લખે છે કે "આ-મીઆનસ મારસેલીનસ" પોતાના ઇતીહાસમાં લખે છે કે–'જરથોસત બેકતરીઅનનો રહેવાસી હતો. અને તેણે પ્રાચીનકાલમાં ખાલદીઆન લોકોની ભેદી કીરીઆઓમાંથી પોતાની દીનમાં

વધારો કીધો. એજ પ્રમાણે દરાયસના પીતા હીસતાસપે ખી કરયું હતું.'—આ સઘલું અવસતાના કાનુનને અનુસરતું નથી એ દેખીતું છે. અવસતામાંથી આપણે જાણીએ છીએ કે જરથોસત પોતાની આગાહી (યાને અવસતા) માટે અહુરમજદને એખલાને આભારી હતો. જે પ્રતવાઓ (અવસતા) માટે તે યાને (જરથોસત) વાએજ કરે છે તે ખોદાનાં વચન છે, તેમાંથી કાંઈ પણ કાહાડી નાખવાની અથવા પોતાની તરફથી તેમાં (અવસતામાં) કશો પણ વધારો કરવાને તેને (જરથોસતને) સતા નથી. અને જે પાદશાહ તેના (જરથોસતના) વખતમાં હતો. તેના સંબંધમાં પણ એમજ હોવું જોઇએ. આમીઆનસે આ બાબદમાં ઘણા શકમંદ સાધનો–ઘણું કરીને રોમન શેહનશાહતમાં ફેલાવો પામેલી ઝોરાસટર અને હીસતાસપની સામે બનાવટ ભરી ચોપડીઓનો તેણે આધાર લીધેલો હતો એમ જણાએ છે."

(૬) "ડાયોજીનીસ લેઅરસીયસ" નામનો એક રૂમી ફીલસુફ કે જે ઇશુની બીજી સેદીની આખેરીમાં થઇ ગયો છે તે પોતાના "ફીલસુફોની જીંદગી" એવે નામના પુસતકમાં પારસીઓનાં ધરમ રેવાજ તથા તેઓ મુરતી પુંજાને ધીકારનાર છે, તે વીશેના હેવાલમાં એમ જણાવી ગયો છે કે:—

"મેજાઈ (મોબેદો) યઝદ અમસાસપંદોની યાદ કરવામાં તથા યજશને કરી આરાધવામાં રોકાયલા રહે છે અને તેઓ એમ સમજે છે કે ફરેસતાઓ માતર હમારીજ આરાધના સાંભલે છે. આતશ, જમીન તથા પાણીને તેઓ ફરેસતાઓનું રૂપ આપીને તેઓની (ફરેસતાઓની) હઇઆતી તથા પેદાયશ વીશેની હકીકતો તેઓ લોકોને વાએજો કરી સમજાવે છે અને મુરતીઓની રસમને તેઓ ધીકારે છે. જે લોકો દેવતા યા મુરતીઓની મરદ તથા ઓરતોનું રૂપ આપે છે તેમને તો તેઓ બહુજ ધીકારે છે. ઇનશાફની (યાને સચ્ચાઈની) તેઓ કદર પીછાંણેછે, અને ગુજરેલાં રવાંનોનાં શરીરને આતશથી બાલવામાં મોટું પાપ કરી ગણે છે."

(૭) વલી "પોરફીર" નામનો એક રૂમી ગ્રંથકાર જે ઇસુની તરીજી સદીની આખેરીએ થઈ ગયો છે તે પોતાના પુસતકમાં આગલા વખતના જરથોસતી ધરમગુરૂઓ પોતાના ધરમનો ફેલાવો કરવા માટે કેવી કોશેશો કરતા હતા તે બાબે એમ જણાવી જાએ છે કે:—

"મોબેદોનું કામ બીજાઓને પવીતર કરવાનું (યાને ખોદાઈ મારગ બતલાવવાનું) હતું. તેઓ બુતપરસની તોડવા અને અહુરમજદી ધરમ લોકોમાં (વાએજોથી) મશહુર કરવા માટે હમેશાં ગુંટાએલા રેહેતા હતા. અને કીરીયા કામ કરવાંમાં પણ તેઓ પોતાનો વખત કાહાડતા હતા.

(૮) "એનીમોસર" નાંમનો એક વીદવાંન પોતાનાં પુસતકમાં કદીમ ઇરાંનનાં ધરમગુરૂઓ વીશે એમ લખે છે કે:—

"ઇરાંન, મીદયા તથા તેની પડોસનાં દેશોમાંના પરખીયાત દાનાવ માજીઓ (મોબેદો) ફીલસુફી તેમજ વીદયાના છુપા ભેદો પણ જાણતા હતા તે, ફીલસુફી તથા ભેદી વીદયા (યાને અવસતા) માતર ધરમગુરૂઓનેજ શીખાડવામાં આવતી હતી. એ જમાનાના ધરમગુરૂઓ માણસોને ખોદાઈ (માજદીયસની જરથોસતી ધરમનાં) ફરમાનોની રાહ દેખાડનારા હતા અને તેઓની આ ફરેસતાઈ ખસલત તથા વીદવતા માટે લોકો ઘણું માન આપતા હતા."

(૯) વલી ઉપલાજ જરથોસતી ધરમગુરૂઓ વીશે "પ્રોઇડો" નામનો એક રૂમી ગ્રંથકાર એમ લખે છે કે "માજીઓ ઇરાની તોખમના હતા અને તેઓ એક ખોદાને માનનાર હતા. વલી પ્રોફેસર ડાકટર મારટીન હાઉગ પોતાના રેસાલામાં માજીઓ વીશે એમ જણાવે છે કે "આપી પ્રાચીન કાલની દુનયામાં જરથોસતનો ધરમ માજી લોકોનાં ધરમને નામે ઓલખાતો

હતો અને એજ નામ સાધારણ રીતે હીંદુશથાન, બબીલોન અને ઇરાંનમાં મોબેદોને લાગુ પાડેલું હતું અને તેઓ ઇશવી સને પુરવે ૬૦૦) વરસો ઉપર બબીલોનની દરબારમાં મોટો વગ ધરાવતા હતા અને તેઓને "ડાહયા માણસો" કરીને કેહેવામાં આવતું હતું."

(૧૦) વલી પ્રોફેસર ડાક્ટર "અરડોલફ રાંથ" નામનો જરમન વીદવાંન પોતાનાં "ઇરાંનીઓનાં ધરમ અને રેવાજો" એવે નામના રેસાલાઓમાં માજીઓ વીશે એમ જણાવે છે કે "માજીઓ મીડ તથા ઇરાંનીઓનાજ ધરમગુરૂઓ હતા. બીજી એરીયન પ્રજાઓ શાથ તેમને કંઇજ લાગતું વલગતું ન હતું. સઘલા એરીયન તાયફાઓમાં "બલખવાલાઓ સુધારાના બાબમાં સરવેથી ચહડતા હતા અને "અહુરમજદ" ને એક કીરતાર દાખલ માનનારાઓમાં તેઓ પેહેલા હતા."

(૧૧) "યુડોક્યસસ" નામનો એક યુનાની મોટો ફીલસુફ જે એસીયા માઇનરમાં આવેલા 'નાઇદાસ" નામનાં વખણાયલા શેહેરનો રેહેવાશી હતો તે ભુમીતી, ખગોળ વીદીઆ તથા હકીમાતના એલમોમાં તથા ધારા બાંધનારા તરીકેની ઘણું માન મેલવી ગયો છે, અને ઇશવી શને પુરવે ૩૬૬ ના વરશમાં મરણ પામીઓ હતો તે ફીલશુફ જરથોસતી દીનની તારીફમાં પોતાનાં પુસતકમાં એક ઠેકાંણે એમ જણાવી ગયો છે કે :—

"શઘલી જાતની ફીલસુફીઓમાં જરથોશતની દીન સઉથી ઘણી બુજરેગ, તથા સઉથી ઘણી ફાયદેમંદ છે."

(૧૨) "પ્રોફેસર ડાક્ટર તામશ હાઇડ" નામનો એક અંગ્રેજ વીદવાંન કે જે ઓક્સફરડની પાઠશાલામાં હીબરૂ તથા આરબી ભાશાનો પ્રોફેસર હતો. તે વીદવાને શને ૧૬૮૯ ના વરશમાં ઇરાંનની મુસાફરી કરી આવીઆ પછી કદીમ ઇરાંની, પારથીયન અને મીડીયન ધરમ અને તેની તવારીખને લગતું ઇ૦ સ૦ ૧૭૦૦ માં 'રીલીજીઓનીસ વીટેરમ પરશારમ" એવે નામનું લાટીન ભાશામાં પેહેલ વેહેલું જરથોશતી ધરમને લગતું એક પુસતક યુરોપ ખાતે છપાવી બાહાર પાડયું હતું, તેમાં તેણે જરથોસતી ધરમની ઉતપંતી, આતશખાનાં, દોખમાંઓ અને બીજી ધરમની જગાઓ અને કીરીયાઓનું વીગતવાર બયાન કીધું છે, તેમાં માજદીયસની ધરમની ખોદાપરશતી વીશે તે એમ લખી ગયો છે કે: —

"ઇરાંનીઓ જે વખતથી દુનીઆંની સપાટી ઉપર એક કોમ તરીકે ગણાવા લાગયા તીઆરથી તે આજ સુધી તેઓ એક ખરા ખોદાની પરશતેશ કરનારા, તોખમથી દીનદાર ખશલતના, મુરતી પુંજાને ધીકારનારા અને ખોદાતાલાને એકજ તથા સરવે શકતીવાંન શાહેબ કરી ગણનારા છે. જેમ આપણે ખરીસતીઓ પરમેશવરની સઘલી શકતીઓ પીછાણીએ છીએ તેમ તેઓ પણ પીછાણતા આવીઆ છે. અને તેઓએ પોતાનાં ધરમ પુસતકોમાં બનાવનાર, પેદાનો કરનાર, હકુમતનો કરનાર તથા નેગેહેબાનીનો રાખનાર, એવાં ખોદાતાલાના નામો આપયા છે."

(૧૩) "મોશીઓ આંકુઇટીલ ડુપેરો" નામનો એક પ્રખ્યાત થઇ ગયેલો ફરેંચ વીદવાંન કે જેનો જનમ સને ૧૭૩૧ માં પારીસખાતે થયો હતો તે વીદવાંન ગ્રંથકાર જરથોસતી ધરમનો અભયાશ કરવા માટે ઇ૦ સ૦ ૧૭૫૭ માં સુરત શેહેરમાં આવેલો હતો, અને તે વેલાના દસતુર દારાબ (કુમાના દાદાદારૂ) આગલ ઝંદ તથા પેહેલવી ભાશાનો અભયાસ કરીને ઇ૦ શ૦ ૧૭૬૧ માં પાછો પોતાને વતન ગયો હતો. તેણે ઝંદ અવસતાનાં બે મોટાં પુસતકો પેહેલ વેહેલાં તઇયાર કરી ઇ૦ સ૦ ૧૭૭૧ માં ફરેંચ ભાશામાં છપાવી બાહાર પાડયાં હતાં, તેમાં જરથોસતી ધરમ ઉપર પોતાનું મત આપતાં તે લખી ગયો છે કે:—

"જરથોસતી ધરમ માણસની અકલને મલતો છે. એ ધરમથી માણસ પોતાનાં પેદા કરનારને તથા તેની પેદા કીધેલી ચીજોને માન સાથ પીછાણે છે. તેથી બાપ અને બચ્ચાં, આવંદ અને ઓરત, રાજા અને પરજા તથા ગુરૂ અને ચેલો એઓનો એક બીજા ઉપર પયાર રહે છે, જેનું માન એ ધરમ લાવનાર (જરથોસત)ને ઘટે છે." (આ વીદવાંન આકુઇટીલ ડુપેરો ઇસિવી સને ૧૮૦૫ માં પારીસ શેહેરમાં મરણ પાંમીઓ હતો.)

(૧૪) "એડવરડ ગીબન"[૧] નામનો રોમ દેશની તવારીખ લખનાર નામીચો અંગ્રેજ વીદવાંન પોતાનાં પેહેલાં પુસતકને સફે ૩૨૨ મે જરથોસતી ધરમની સતુતી કરતાં લખે છે કેઃ—

"જરથોસતનાં ધરમ પુસતકની ખોદાઈ વાતોની ખરી ખુબી પરકોમવાલાઓ આંધલા પણાથી શમજેલા છે. એઓજ નહીં પણ ખુદ એ જરથોસતના શાગરેદો માંહેલા ઘણાંકો જરથોસતની ખરી ખુબી પુરતી રીતે શમજવાને અશક્ત હતા. વલી ઘણા લોકો જરથોસતીઓની બંદગી કરવાની દાનાઈ ભરેલી સફાઈથી અચરત પાંમતા હતા. હીરોડોટસે ઇરાંનીઓ માટે લખયું છે કે "તેઓ દેહેડાંને, કુરબાનને તથા પુતલાંને માનતા નથી, અને જે લોકો ખોદાને માણસ જાતથી પેદા થયલો, તથા માણસ જાત શાથે સંબંધ રાખનારો સમજે છે, તેઓની બેવકુફી તરફ તેવો હશે છે. ઉંચામાં ઉંચા પાહાડોનાં મથાલાંને હોમ (જશન) કરવાની જગો તરીકે પસંદ કરે છે. તેમની મુખ્ય બંદગી ઇશવર શકતી અને ઇશવર પ્રાથનામાં શમાયલી છે, અને આ બંદગી જે મોટો પરવરદેગાર બેહેસતનાં મોટાં મેદાંનમાં રહે છે તેની તરફ તેઓ (ઇરાંનીઓ) કરે છે." એટલું લખવા પછી "હીરોડોટસ" પોતે એકથી વધુ ખોદા છે એમ માનનાર હોવાથી તે ઇરાંનીઓ ઉપર જમીન, પાણી, આતશ, પવન, સુર્ય અને ચંદ્રને માનવાનું તોહમત મેલે છે. પણ દરેક જમાનાના પારસીઓ આ તોહમત ખોટું પાડતા આવેઆ છે, અને તેમની શક ભરી બંદગી કરવાની રીત, કે જેથી એવાં તોહમતને કારણ મલે છે, તે રીત વીશે તેઓ (દસતુરો) ખુલાશો કરી ગયા છે, મુલતતવો તેમાં ઘણું કરીને આતશનું નુર અને સુર્ય એ જરથોસતી ધરમનો કેબલો છે. તેઓ તેમને પવીતરમાં પવીતર નીશાનીઓ તરીકે સમજે છે."

(૧૫) યુનાઇટેડ ઇસટ ઇંડીયા કંપનીની નોકરીમાંનો એક પાદરી "રેવરંડ હેનરી લારડ" કે જે સને ૧૬૧૫ થી ને ૧૬૨૩ સુધી સુરત મધે હતો તે પોતાનાં પુસતકમાં પારસીઓનાં ધરમ વીશે એમ લખે છે કેઃ—

"પારસીઓ એવું કહે છે કે કાંઇબી ચીજ પેદા થાઈ તેની આગમજ એખલો એક ખોદા કે જે સઘલી ચીજોનો બનાવનાર છે તેની હસતી હતી."

(૧૬) રેવરંડ એડવરડ ટેરી નામનો એક પાદરી કે જે સને ૧૬૧૭ માં હીંદુસથાન તરફની મુસાફરી કરી ગયો હતો તે પોતાનાં પુસતકમાં સુરતના પારસીઓ તથા તેઓના ધરમ માટે એમ લખે છે કે :—

"તેઓ (પારસીઓ) આએ દેશના બીજા વતનીઓના જેવા પોશાક પેહેરે છે, પણ બીજાઓની માફક પોતાના બાલ તદન બોડાવી નાખતા નથી પણ લાંબી દાઢી રાખે છે. તેઓ એકજ ખોદાને કે જેણે સરવે ચીજો બનાવી છે, અને જે સરવે ઉપર સરદારી ભોગવે છે તેને માને છે."

---

૧. ગીબન ઇંગલંડ દેશનાં "સરે" નામનાં પરગણામાં તા૦ ૨૭ મી અપરેલ શને ૧૭૩૭ માં જનમેઓ હતો અને તા૦ ૧૬ મી જાનેવારી સને ૧૭૯૪ માં ૫૭ વરશની ઉમરે મરણ પાંમીઓ હતો. એણે રોમન શેહેનશાહતનું પડી ભાગવું એવ નામનાં તવારીખનાં મોટાં ૭ પુસતકો રચેઆં હતાં.

(૧૭) "આલબરટ ડી.માનડેલસો" નામનો એક ફરેંચ મુશાફર સને ૧૬૩૮માં હીંદુસતાનની મુસાફરી વેલાના પોતાનાં પુસતકમાં ગુજરાતના પારસીઓના ધરમ વીશે લખે છે કે "પારસીઓ એકજ સરવ સકતીવાંન ખોદાને માનનાર છે. તેઓ આતસ જેવી પવીતર ચીજ બીજી કોઇ ગણુતા નથી, અને તેની તેઓ ઘણી જતન લે છે, કારણ કે તેઓના કહેવા મુજબ ખોદાઈ નુર બતાવવાને આતસ જેવું બીજું કાંઇ નથી, અને તેથી તેઓ એક બતી અથવા ચેરાગને ફુક મારીને બુજાવતા નથી તથા આતશને બુજાવવા કદી પણ પાણી વાપડતા નથી. અગર કોઇનું ઘર આગથી બલી જાય તોબી તેપર પાણી નામતા નથી, પણ ધુલ અથવા માટી દાબી દીયે છે અને તેબી તેઓ ઘણું મુશીબત જેવુ સમજે છે."

(૧૮) "રેવરંડ ઓવીગટન" નામનો એક મુસાફર ઇ૦ સ૦ ૧૬૮૯ માં હીંદુસતાનની મુસાફરી કરતો કરતો સુરતમાં આવેઓ હતો તેણે સને ૧૬૯૬ માં પોતાનું પુસતક છપાવી બાહેર પાડીયું હતું તેમાં પારસીઓના ધરમ માટે એમ લખે છે કેઃ—

"તેઓ ફકત એકજ ખોદાને માને છે, અને તેને સઘલી ચીજોનો પેદા કરનાર તરીકે ગણી દર મહીનાનો પેહેલો દીવસ તેની (ખોદાની) આરાધનામાં ગુજારે છે, અને એ સીવાય બીજા કેટલાક દાહાડાઓ (આતશના હમકારા) પણ જાહેર બંદગીને માટે નેમેલા છે."

(૧૯) "કરસટન નીબર" નામનો એક મુસાફર કે જેણે અરબસતાન તથા હીંદુસતાન મધે ઇ૦ સ૦ ૧૭૬૨ થી તે ૧૭૬૪ સુધી મુસાફરી કીધી હતી તે પારસીઓ માટે પોતાનાં પુસતકમાં એક ગમ એમ લખે છે કેઃ—

"મુંબઈ, સુરત અને તેની પાસેનાં શેહેરમાં અસલી ઈરાંનીઓનું એક સંસથાંન છે. જેઓ અગીઆરમી સદીની વાત ઉપર જયારે આરબોએ તેમનો સવદેશ જીતયો ત્યારના હીંદુસથાંનમાં આવી વસયા છે. તેઓને પારસી કરી કહે છે, તેઓ ભલા, નમ્ર અને ઉદયોગી તેમજ પોત પોતામાં સુલેહ સંપથી રેહેનાર છે તથા પોતાની કોમના ગરીબોને હમેશાં મદદ કરનારા છે, કે જેથી તેઓ બીજી ગ્નાતના લોકો પાસે ભીખ માંગે નહીં. પારસીઓ એટલે જરથોશતનો ધરમ પાલનારાઓ, એકજ સરવ શકતીવાંન તથા અમર ખોદાતાલાને માનેછે."

(૨૦) નામાંકીત ઇરાંન દેશના મુશાફર "સર ઉલીયમ આઉસલીએ" ઇ૦ સ૦ ૧૮૧૧ માં પોતાની ઇરાંન દેશની મુશાફરીનાં જે બે પુસતકો છપાવી બાહાર પાડયાં છે તેનાં પેહેલાં પુસતકમાં જરથોશતી ધરમ બાબે એ વીદવાંન ગ્રંથકાર લખે છે કેઃ—

"પારસીઓના ધરમ સંબંધી જે માયાકુલ મત હું બાંધી ચુકયો છું, તે મત એ વાતથી મોતેબરી પકડતું ગયું છે કે એ ધરમ માતર નીતીનો મારગ દેખાડનારો છે એટલુંજ નહીં પણ નેક ખશલતની ખરેખરી બુનીઆદી ધરાવનારો છે, જેથી એ ધરમ પાલનારા મરદો પ્રમાણીક તથા ઓરતો પ્રતીવરતા રહે છે. પુરાતન વખતના ઇરાંનીઓ કોઈબી ખયાલી દેવ દેવીને માટે પુતલાં અથવા બાવલાં ઉભાં કરતા ન હતા, અને પરશીપોલીશનાં બોહલાં કોતર કામો તપાસતાં અજાયબી લાગે છે કે તેઓ માંહેથી એકબી મરદ કે ઓરતની મુરતીઓ મલી આવતી નથી. યુનાનીઓની માફક તેઓ (ઇરાંનીઓ) એવું માનતા ન હતા કે દેવતાઓ માણસ રૂપમાં સંગારેલા હોય છે. તેઓ તોમીડ તથા ઇલામાઇત લોકો હતા કે જેઓએ સાઇરસના અમલ તલે બાબીલોનની સઘલી બનાવેલી મુરતીઓનો નાશ કીધો હતો[૧] આવા તેમના

૧. જાનહેલન નામનો એક વીદવાન ગ્રંથકાર "એપીટોમ આફ ધી હીસટરી આફ ધી વરલડ" નામનાં પુસતકમાં ઈરાંનીઓ બુતપરસતીને ધીકારતા હતા તે વીશે લખે છે કે :—"મીશર તથા બાબીલોન લોકોનાં ભયંકાર વેહેમીપણાને ધીકારવા તથા તેઓની મુરતીના ટુકડે ટુકડા કરી નાશ કરવાને ઈરાંની લોકો સદા તઈયાર રહેતા હતા."

વલી દીન સતાનલી નામનો વીદવાંન પોતાનાં પુસતકમાં જણાવે છે કે "એક ખોદાને ભજનારા ઈરાંની પાદશાહ સાઈરસે બાબેલોન તથા એસીરીઅન લોકોનાં દેહડાંઓ તથા મુરતીઓને તારાજ કરી નાખી હતી."

નેઆગાનો હતા. અસલથીજ મારો મજબુત વીચાર એવો છે કે પારસીઓ ખોદાપરસત છે. તેઓ એક ખોદાને માંનનારા તથા પુજનારા છે. એક જુના આઈરીશ દસતાવેજમાં જરથોસતને માટે જણાવેલું છે કે 'આયર-ગીપડ-લમહ, યાને શુનેરી હાથવાલો, કે જે હાથે આકાશી આતશ મેલવી તેણે (જરથોસતે) પોતાનો ધરમ ફેલાવેઓ હતો.''

(૨૧) ''સર જૉન માલકમ'' નામનો નામીચો ઈરાંન દેશનો મુશાફર પોતાનાં પેહેલાં પુસતકનાં સાતમા બાબમાં જરથોસત અને તેની પવીતર અવસતાની સતુતી કરતાં એમ લખે છે કેઃ-

''જરથોસતે પોતાના ધરમનાં જે જે મુખ્ય ફરમાંનો જાહેર કીધાં તથા જે જે કાયદાઓ મુકરર કીધા તથા પોતાના દેશના પુરાતમ ધરમમાં જે જે અગત જોગ સુધારાઓ કીધા તેઓનું સાધારણ રીતે ઉપર તપકેતું બેયાંન આપવાનું અતરે અગત જેવું દીસે છે.

''તેણે એવું શીખવેઊં હતું કે ખોદા હંમેસગીથીજ જીવતો છે તથા તે ખુદ પોતે જેમ જમાનો અને જગા અપાર છે તેમજ તે પોતે પણ છે. દુનીયામાં શારૂં અને માઠું એવાં બે મુલતતવો છે એવું તેણે (યાને જરથોસતે) ખાતરીથી જણાવયું હતું. તેઓમાંનાં એકને તેણે ''અહુરમજદ'' એવું નામ આપેલું છે કે જે શારાનો ઉપરી છે અને બીજાનું નામ તેણે ''આહેરેમન'' કરી રાખીઊં છે જે બુરાનો શાહેબ છે. એ બેઉમાં પેદા કરવાની સકતી છે પણ જે શકતી તેઓ વાપડે છે તે એક બીજાથી ઉલટી હોવાને લીધે દરેક જીવજંતુ તથા વસતુઓમાં સારૂં અને માઠું એ બંને ભેલસેલ થાય છે. અહુરમજદ યાને શારાં મુલોનો ફરેશતો તતવો, રૂતુઓ, અને માણસ જાતને બચાવવાને વેતરણ કરે છે, કે જેઓનો દોજખી આહેરમન નાસ કરવા માંગે છે, પણ માતર શારાંનું મુલતતવ બુજરગ અહુરમજદ જે હંમેશગી સુધી જીવતો છે તે છેલ્લે (યાને રસતાએજ વેલા) ફતેમંદ થાશે.

''સારાંની નીશાંની રોશની છે અને માઠાની નીશાંની અંધારૂં છે અને ખોદાએ જરથોસતને એવું કહેલું છે કે જે ચીજો પ્રકાશે છે તેઓમાં મારૂં નુર છુપું હોય છે. આ ઉપરથી એ પેગમબરના ધરમ પાલનારાઓ હરેક ઈબાદતખાનામાં પોતાની ફરજીયાત અદા કરતી વેલાએ પવીતર આતશ જે અફરગાંનીયાં ઉપર રોશન બલતો હોય છે, તે તરફ પોતાનું મોહોડું ધરે છે અને જયારે તેઓ ખુલ્લી હવામાં બંદગી કરે છે તેવારે આફતાબ કે જે પોતે સઘલી રોશનીઓમાં શ્રેષ્ટ ગણાય છે અને જેનાથી ખોદાએ પોતાની ઈસવરી મેહેરબાંની ફેલાવી નાખી પોતાની પેદાયસના સરવે કાંમોને ચાલુ રાખેલાં છે તે તરફ પોતાનુ મોહોડું કરે છે.

''જરથોસતનાં મોટાં પુસતક ઝંદ અવસતામાં જે ઘણી ખરી બીનાઓ આવેલી છે તે ઘણી ઉમદા અને નીતીથી ભરેલી છે અને તે એવી તો છે કે જેથી ઉદીયોગ અને નેકીમાં હમેશ થાય છે. જે ધરમ જરથોસતે શીખવેઓ હતો તેનાં મુખીય ફરમાનો પવીતર અને ખોદાઈ હતાં અને તેના ધરમમાં એક અમર અને સખાવત ભરેલા ખોદાનેજ માનવાનું આવેલું છે.''

વલી એજ ગ્રંથકાર પુરાતમ ઇરાંની ઓરતોના દરજજા વીશે બીજું એમ જણાવે છે કે ''પુરાતમ જમાનામાં ઇરાંની ઓરતો માણસ જાતની મંડલીઓમાં એક માન ભરેલો દરજજો ભોગવતી હતી અને જરથોસતના ધરમનાં ફરમાનોમાંનો મરદ જેવાજ હકો ઓરતોનેબી આપવામાં આવ્યા છે તે ઉપરથી આપણે એવો સાર કાઢીએ છે જે જરથોસતે પોતાના દેશીઓની રીતભાત તથા છીટા ઉપર એટલું તો બધુ ધયાન આપયું હતું કે તેથી આવા અગતજોગ ધારામાં તેણે કંઈપણ ફેરફાર કરયો નહી હતો. તેના જમાનાંની પુરવે પણ એ રસમ (ઓરતોમાં છુટાપણું) ઈરાંનીઓમાં ચાલુ હતી.''

(૨૨) "સર વીલીયમ જોનસ" નામનો માહા કાબેલ વીદવાંન દબેસતાંન તથા દશાતીર નામની માહાભારત કેતાબો વીશે મુંબઇની એશીઆટીક સોસાયટી નામની મંડલી આગલ પોતાનું છઠીવારનું ભાશણ આપતી વેલા, ઇરાંનીઓના ધરમ અને રીતભાત વીશે જે સખુનો બોલીઓ હતો તેનો સાર નીચે મુજબનો છે :—

"જે રીતે મોહશનફાની લખી જાય છે, તેની સતા ઉપર આપણે ભરોશો રાખીએ તો અસલી ઇરાંનીઓનો ધરમ એવો છે કે ("નીયુટન" કહી ગયો છે તેમ) સરવે ધરમ કરતાં તે ધરમ ઘણો પુરાતમ છે. ઇરાંનીઓનો એવો એતેકાદ હતો કે મોટામાં મોટો એક ખોદા કે જેણે પોતાની કુદરતથી દુનીયાને પેદા કીધી છે, અને તે પોતાની કુદરતના કાયદાથી નીત્ય રોજ ચલાવીઓ જાય છે, તેને માનવો, અને પાકીજેપણાથી તે ખોદાની ધાસતી તથા ખાએશ તથા તેનીજ પરશતેસ કરવી. વલી તેઓ માબાપ અને જઇફ લોકોને ફરજ માફક માન આપતા હતા, તમામ માણસ જાત લોકોમાં ભાઇબિંધી રાખતા હતા, તથા તેઓ રહેમ નજર અને દયાળુપણાની ખાશીયત ધરાવતા હતા; તે એટલા સુધી કે વગર વાચાવાલાં પ્રાણીઓ ઉપર પણ રેહેમદીલી રાખતા હતા. તેમનો એબાદત કરવાનો કાયદો ઘણો નીરમલ અને પવીતર હતો, તથા તે કાયદો હાલના જમાના સુધી નીભી રહેઓ છે એ ઘણું અજાયબ જેવું છે. દબેસતાંન કેતાબોમાંથી મને એવું માલમ પડે છે કે પાદશાહ હોશંગના વખતમાં ઇરાંન દેશમાં જે કાંઈ એબાદત ચાલતી હતી, તે ઘણી નીરમલ હતી."

(૨૩) "એસ બેરીંગગોલ્ડ" નામના વીદવાને "ધી ઓરીજીન એન્ડ ડેવલપમેન્ત ઓ, બીલીફ" નામનું પુશતક ઇ૦ સ૦ ૧૮૬૯ માં લંડન શહેરમાં છપાવી પ્રગટ કરયું છે. એ પુસતકના બે ભાગ કરીઆ છે, તેમાંના પહેલા ભાગમાં સફે ૨૧ મે પારસીઓના ધરમ વીશે નીચે પ્રમાણે તે પોતાના વીચાર જણાવે છે:—

"પારસીઓમાં ચાર તબકકા હતા—પહેલા તબકકામાં આબેદો, બીજામાં લડવૈયા, ત્રીજામાં મજુરો, અને ચોથામાં કારીગરો હતા. એ કોમનો ધંધો વંશ પરંપરા ઉતરતો હતો. ખુદા અને માણસો વચ્ચેનું કામ ધરમગુરૂઓનું હતું. દરેક તબકકાની શી શી ફરજો હતી. તે ઇરાંનના મોટા કાયદા બાંધનારે (જરથોસતે) બારીકાઇથી વર્ણવી હતી.

"એક માજદયસનાનની ખુદા તરફની ફરજો, ધરમના કલાંમો પઢવામાં, બંદગી કરવામા અને કાંઇ ચીજ અરપણ કરવામાં સમાએલી હતી. જે કલામો અહુરમજદ તરફથી જરથોસતને શીખાડવામાં આવીઆ હતા, તે ખોદાઇ હતા, અને તેથી કરી આતમા અને શરીર બંનેની તંનદરોસતી જલવાતી હતી. બંદગી કરવાથી કરી માણસો પોતાને ખરાબ કરનારી શકતી અને તેના હાથ હેઠલની બીજી શકતીઓથી પોતાનો બચાવ કરતા હતા. તે બંદગી દરેક ઠેકાણે અને દરેક વખતે કરવામાં આવતી હતી. સવારના ઉઠતી વખતે અને રાતના સુવાં જતી વખતે, ખાતી વખતે અને છીક આવે ત્યારે, નખ કાપતાં, આતશ રોશન કરતી વેલાએ અને ચેરાગ શલગાવતી વખતે બંદગી કરવાની ફરજ હતી. માત્ર તેઓમાં આતશને ભોગ આપવાનો ચાલ હતો; અને કોઇબી જાતનો ભોગ ધરમગુરૂઓની મદદ વગર અપાઇ શકાય એમ નહોતું; ફુલ ફલ, ઝાડોની કુમલી ડાળીઓ અને પવીતર હોમના રસમાંજ ભોગ આપવાની ચીજો સમાઇ જતી હતી.

"એક માજદયસનાનની જાનવરો તરફની ફરજો શી શી છે, તે હું સફે ૧૭૮ મે જણાવી ગયો છું. આ ફરજો ગાય, ગોસપંદ, મેઢાં અને મરઘાં તરફની હતી. એક માજદયસનાનની પોતા તરફની ફરજો, પવીતરાઇથી વીચારવા, બોલવા અને કરવામાં સમાએલી હતી, અગાઈ

પ્રમાણે ચાલવાથી અને ગુનાહોની તોબેશ કરવાથી આતમાની પવીતરાઇ જાલવાતી હતી; અને તે જાલવવા માટે નવા જનમેલા બાલકોને, દસતાંનવાલી તેમજ સુવાવડી ઓરતોને, અને દર સહવારે દરેક માણસના બદનને, અને વાડે પીસાબ જઈ આવવાથી અથવા તો મુએલાંની લાસને અડકવાથી શરીર ખરાબ થાએ છે, ત્યારે નીરંગ, ખાક અને પાણીએ કરી નાહવાની જરૂર હતી.''

(૨૪) "પ્રોફેસર મોનીયર વીલીયમ'' નામનો એક જાણીતો કાબેલ વીદવાન "ધી નાઇનટીંથ સેનચરી'' નામના પ્રખ્યાત ચોપાનીઆના સને ૧૮૮૧ ના સાલના જાનેવારી માસના અંકમાં સફે ૧૫૬ મે જરથોસતી ધર્મ વીશે એક મોટી કાબલીયત ભરેલું એક લંબાન લખાણ કરતાં નીચે પ્રમાણે પોતાના વીચાર જણાવે છે કેઃ-

"એક અસલી ધરમ કે જે સાથ જરથોસતનું નામ સાધારણ રીતે જોડવામાં આવે છે, તે અતીશય ખુદાઈ ધર્મમાં જે બાબદો આવેલી છે, તે બાબદો કરતાં બીજા જુદદીન ધરમની બાબદો કદાચજ બારીક તપાસ ઉપરથી વધારે જાણવા જોગ માલુમ પડી હશે. ? માતર થોડા વરસોની વાત ઉપર ઇરાંનને લગતી ભાશાઓની બાબદના અભીઆસથી કરીને ઝંદ ભાષાનું પુસતક, જે હીંદુઓના વેદને મલતુ આવે છે, તેનો બરોબર અરથ સમજવાની સહેલાઇ થઈ પડી છે. આ પ્રમાણે મેલવેલાં ગ્નાન ઉપરથી સાફ માલુમ પડે છે કે યાહુદીઓ જે ધરમ પાલતા હતા, તેની લગોલગ એક મુરતીપુજક નાહી એવો, અને એક ખુદાને માનવાનો ધરમ કે જેમાં ચડતે દરજજેની નીતીનો 'કોડ' સમાએલો હતો, અને જે યાહુદી ધરમને પોતાને પણ બરોબર રીતે ઘણી બાબદોમાં મલતો આવતો હતો, એવો ધરમ (જરથોસતી ધરમ) આર્ય જાતની સઘલી શાખાઓમાંની એક શાખા (ઇરાંની જરથોસ્તીઓ) પાલતી હતી; એ બાબદની સચાઈ કાંઇ જરથોસ્તી ધરમના પુસતકો ઉપરથીજ માલુમ પડતી નથી, પણ "ગ્રીક'' અને "રોમન'' લખનારાઓનાં સપ્પીઆબંધ મતો ઉપરથી તે સાબેત થાઈ છે. આપણે જાણીએ છીએ, કે તવારીખના બાપ "હીરોડોટસે'' ઈ. સ. પુરવે ૪૫૦ વરસની વાત ઉપર ઇરાંનીઓ વીશે લખતાં એમ કહેલું છે, કે "મુરતીઓ બનાવવાનો, દહેડાં બાંધવાંનો, અને યગ્નકુંડ ઉભા કરવાનો તેઓમાં (ઇરાંનીઓમાં) ચાલ નથી; જેઓ એવાં કામ કરે છે, તેઓ મુરખાઈ ભરેલી રીતે વરતે છે એવા થપકા ભરેલા શબ્દો તેઓ કહેતા હતા.'' એના કારણમાં "હીરોડોટસ'' એમ જણાવે છે કે "દેવતાઓ માણસને મલતા આવે છે, એમ "ગ્રીકો''ના કહેવાને ઇરાંનીઓ માનતા નથી.'' શાહનામા પ્રમાણે જરથોસતને ખોદા તરફથી બસારત થઇ હતી, અને ખોદાએ જરથોસતને એ કલામો (અવસતાઓ) શીખવયા હતા, ટુકામાં કહીએ તો જરથોસતે નવો ધરમ દાખલ કીધો નથી, પણ જુના ધરમને સુધારીઓ છે. જયારથી તેના જાતભાઇઓએ હીંદુ અને 'બેકટ્રીઅન' લોકોના કેટલાક સાધારણ દેવતાઓ વીશે શક લેઈ જાવા માંડીઆ, ત્યારથી તેણે (જરથોસતે) પોતાનો ધરમ સમજાવવાનું શરૂ કીધું હતું. જયાંબી તે (જરથોસત) ગયો, ત્યાં ત્યાં તેને માલુમ પડયું કે લોક તેના ધરમના કાનુનો સમજવાને અને તેના ચેલા બનવાને આતુર તથા ખુશી હતા. તે પોતાના બાપદાદાનો ધરમ કે જેમાં એક હૈયાતી ભોગવનાર ખુદાને માનવાનું હતું, અને જે ખુદા અહુરમજદના અસલ નામથી જણાએલો હતો, તે ધરમ પાક હતો એવું તે (જરથોસત) માનતો હતો; અને તે કારણસર પોતાના જાતભાઇઓને તે ધરમમાં પાછા લાવવાની તે તજવીજ કરતો હતો. જરથોસત પોતાને માટે કહે છે કે તેને દેવોની આરધના અને મુરતી પુજા જે બન્ને શરીર તેમજ આતમાને નુકશાની પોહચાડે છે, તે દુર કરવાને, જીંદગીમાં વધારો કરવાને, સચાઇનો ફેલાવો કરવાને, અને એકજ ખુદા છે એમ લોકોને મનાવવાને, જુઠાંનો નાશ કર-

વાને, શરીર તેમજ આતમાનું ભલુ કરવાને, અને સુધારાથી થતા ફાયદાઓ, જેમા મુખ્ય કરી ખેતીવાડીથી થતા ફાયદાઓ હાસેલ કરવાને તેને ખોદા તરફથી મોકલવામાં આવીઓ હતો. દેવતાઓને (સુરતીઓને) ખુદા તરીકે નહી માનવાને, પણ દેવો તરીકે ગણવાને તેણે ફરમાવ્યું હતું; તોપણ જરથોસત પોતાને માટે કહે છે, કે સરોશ યજદ (જે ઇરાંનમાં ચાલતા અસલી ધરમને રૂપ આપેલું હતું) તેની મદદ વગર કાંઈ પણ સુધારા અસલ ધરમમાં ન કરવાને ખોદા તરફથી તેને હુકમ મલેલો હતો; તે અસલી ધરમ તરફ તેને તો માનની નજરથી જોઈ ચાલવાનું હતું.

"યશ્નસતેનો ૧૨ મો બાબ ધયાન આપવા જોગ છે; સઉથી પહેલાં જરથોસતી ધરમ કહેવી રીતની હાલતમાં હતો, તે હાલત એ ભાગ બતાવે છે; અને જરથોસતના ધરમ પ્રમાણે ચાલનારા સઘલાઓને, તેનો દરેક ભાગ ભણવાની ફરજ પાડયામાં આવી છે. એ ધરમના વધારે ઉપયોગી ભાગનો તરજુમો નીચે પ્રમાણે છે :—

"હું દેવોની (જેઓ જુઠા ખોદા છે તેઓની) આરધના નહી કરવાને, તમારી સાથ જોડાંઉ છું. હું જરથોસતના શીખવીઆ પ્રમાણે (અહુર)મજદ જે સઘલુ જાણે છે, તેને માનવાને હું પોતે કબુલું છું. અહુર(મજદ) જે હયાત છે, તેના કાયદા પરમાણે ચાલનાર છું. અહુરમજદ જે ડાહપણવાલો, ભલો, પાક અને દબદબાવાલો છે, તેણે આ જગતને પેદા કીધી છે, એમ હું માનુછું. હું જાદુગરી અને બીજા ખરાબ ઇલમોને ધીકારૂં છું. સઘલા દેવો જેઓ જુઠા દેવતાઓ કરી કહેવાએ છે, તેઓને અને તેઓના માનનારાઓને હું મારી મનશની, ગવશની, અને કુનશનીથી ધીકારૂ છું," ઉપર પરમાણેની કબુલાતો જરથોસત અને અહુરમજદ વચે વાતચીત થઈ હતી, તે દરમીઆંનમાં અહુરમજદે જરથોસતને શીખવી હતી.

"જરથોસતના જમાના અગાઉ ઇરાનીઓમાં ખોદા વીશે જેવો વીચાર હતો, તેના કરતાં તે સર્વ શકતીમાન અહુરમજદ વીશેનો ઘણો ઉંચો વીચાર જરથોસતે પોતાના ચેલાઓના મન ઉપર ઠસાવીઓ હતો, એવું દરેક જણ ઊપલો ફકરો વાંચીઆ પછી કબુલ કરશે; વલી તેઓ એવુંબી કબુલ કરશે કે જુનીતોરાતમાં (યાહુદીઓના પુસતકમાં) "ઇલોહીમ" વીશે જે ઉંચુ મત બાંધવામાં આવ્યું છે, તે મત અહુરમજદ વીશે બાંધવામાં આવેલા મત સાથે સરખાવા લાએક છે. મુલતત્વ તેણે પેદા કરયું હતું, નહી કે તે હોરમજદને મલતું આવતું હતું અથવા તેમાંથી તે તતવે જનમ લીધો હતો.

"અહુરમજદ દુનીયાંનો પેદા કરનાર છે, જીંદગી, રોશની, ભલાઈ, ડાહપણ વીગેરે તેનાથીજ જનમ પામે છે, યાને કે તે પેદા કરવાની શક્તી ધરાવે છે, તેથી માતર તેનીજ બંદગી કરવી સજાવર છે. જરથોસતી ધરમમાં બીજાં કાનુનો વીશેની સરૂઆત આપણે જોઇશું તો એ ધરમ યાહુદી અને ખરીસતી ધરમો સાથે અજાએબ જેવી રીતે મલતો આવે છે. હીંદુ અને બુધ ધરમોમાં જેમ લખયું છે તેમ શરીરના નાશ પછી આતમાં બીજા રૂપમાં બદલઇને તેની કરણી પ્રમાણે આ દુન્યાંમાં પાછો આવે છે, તેવી અતકલોને જરથોસ્તી ધરમ જરાબી ટેકો આપતો નથી, પણ ભવીશયની જીંદગી વીશે ખુલ્લે ખુલ્લો ઇસારો કરે છે. શરીરમાં રહીને આતમાએ જે જે ગુનાહો અથવા જે જે સારાં કામો કરીઆં છે, તે પ્રમાણે તેને શીક્ષા અથવા બદલો મલશે, અને રવાનનાં ગુજરવા પછી રસતાખેજ થશે, અને શરીર અને આતમા પાછા જોડાઇ શકશે એવી રીતનું લખાણબી આવીઉં છે. નીતીના "કોડ" ની બાબદમાં જરથોસતી ધરમ ખ્રીસતી ધરમને પોતાનેબી બરોબર મલતો આવે છે; એ "કોડ"

નો સમાવેશ ૭ બોલોમાં થાએ છે, તે એ કે, સારૂં વીચારવું, સારૂં બોલવું અને સારાં કામો કરવાં. વલી આ બોલો એક બોલમાં સમાઇ જાએ છે, જે બોલ "અષ" જેનો અરથ અ-શોઇ અથવા પહરેજગારીનો થાએ છે. વલી બીજા કાનુનો નોંધી લેવા જોગ છે જે નીચે પરમાણે છે:—

"દરેક માણસે મુક્તી (છુટકારો) મેલવવી તે તેણે કીધેલાં કામોપરજ આધાર રાખે છે; કાંઇ ચોકશ ધરમ કબુલ કરવાથીજ એક માણસ પોતાને ફાએદો હાસેલ કરી શકતો નથી, પણ તે પોતાના વીચાર, આચાર અને કામો કરવા પરમાણે, અને તેની ભલાઇ, પરોપકારી અને સખાવત પરમાણે તેને બદલો મલે છે. માણસ જાતને તેણે (અહુરમજદે) છુટથી વાપરી શકાએ એવી મનશક્તી બખ્શી છે, જેથી કરી તે પોતાનો રસ્તો પોતાની મરજી પરમાણે પસંદ કરી શકે, અને તેણે કીસમત અને નસીબ બંધેનો નાચાર ગુલામ થઇને બેસી રેહેવું ન જોઇયે. તેની પોતાની કરણી પરમાણે મુવા પછી તેનો ઇનસાફ થશે અને આતમાએ જે જે પાપ કીધાં છે, તેને માટે કોઇ પણ તરેહનો ભોગ, અથવા કોઇ પણ ચીજની બદલી ખોદા તરફથી કબુલ રાખવામાં આવનાર નથી અને વલી મુકતી અથવા ધરમને લગતી પદવી કોઇએ પોતાને દુઃખ આપવાથી મળી શકનાર નથી.

"હીંદુ તરક પરમાણે યોગીઓ અને ફકીરો પેલી દુન્યાનાં સુખને માટે જે તપ કરે છે, અને જે વેદનાઓ પોતે ખમે છે, તે કામોથી ફાએદા મેલવવા એ જરથોસતી ધરમ પરમાણે નહીં બને તેવું છે.

"આગલ ચાલતાં આપણને એ ધરમનાં લખાણ ઉપરથી માલુમ પડે છે, કે સારાં અને નરસાં વચે હમેશ સુધીનો ઝગડો ચાલુ છે, અને સારાંની તરફેન ખેંચવાથી નરસાને તાબે કરી શકાશે એમ જરથોસતી ધરમ માને છે. અશોઇ, અધરમીપણું, પવીતરાઇ અને અપવી-તરાઇ, એ સઘલાંને પહેલાં માણસ જાતની ખાસીએતના સાદા ભાવવાચક વીચારો, અને એક એકથી ઊલટી હાલતો ગણવામાં આવતાં હતાં, પણ વખત જતાં તેવા વીચારો ખરી ચીજ તરીક હઇયાતી ભોગવતા હોએ એમ તેમને રૂપ આપવામાં આવીઉં; અને પાછલથી તેઓ ભલા ફરેસતાઓ અને ભુડા દેવો તરીકે ઓલખાતા હતા.

"વલી જાણવા લાએક એ છે, કે તે દેવોના મંડલમાં એક તેઓનો સર-દાર હતો; જે સરદાર યાહુદી અને ખ્રીસતી ધરમોમાં જણાવેલા સેતાનને મલતો આવે છે; અને ખ્રીસતી ધરમના મતને અનુસરતી રીતે જરથોસતી ધરમમાં, સેતાન અને તેના ગોઠીઆઓ તરફ તીરસકાર બતાવવાનું હતું. હીંદુ સાસ્ત્ર પરમાણે તેઓની પુજા કરવામાં આવતી હતી, અને તેઓને થંડા રાખવાને જે કાંઇબી અરપણ કરવામાં આવતું હતું, તેમ કદીબી ન કરવાને જરથોસતી ધરમમાં ફરમાવીયું હતું.

"એક એકથી ઉલટી બે સારી અને નરસી શકતીઓ હમેશ સુધી સવતંત્રપણે હેયાતી ભોગવશે, એવા વીચાર સાથનું ધરમનું લખાણ, માત્ર "અવસ્તા"નો જે ભાગ (ગાથા) જરથોસતે બનાવેલા છે, એમ ધારવામાં આવે છે, તેમાં કદીબી કરવામાં આવીયું હોએ એમ શાબેત કરી શકાતું નથી. ખરાબીના કારણ વીશે તેણે (જરથોસતે) ફીલસુફી ભરેલી રીતે સમજાવવાની તજવીજ કીધી હતી; એ ઉપરથી તે (જરથોસતનાં જમાનાં) પછી એ ધરમમાં એકથી વધુ ખુદાને માનવાનું છે, એમ લોકો ધારવા લાગા. તે (જરથોસત) એક મોટો વીચારવંત પુરૂશ હતો, અને નીતી પાલવામાં જે મોહટી અડચન તેને નડતી હતી તેની સામો તે થતો હતો. દુનીઆમાં બદી ચાલી રહી હતી; અને સરવ શક્તીમાન, હમેશગી સુધી

રહેનાર અને પેદા કરનાર અહુરમજદ તેનો (બદીનો) બનાવનાર હોએ એમ કેમ બને ? અથવા તો તે સાહેબ તેની (બદીની) હૈયાતીબી કેમ રહેવા દે ? સઘલા ભેદભરમોમાંના આ સહુથી મોટા ભેદભરમોનો પરદો ખુલલો કરવાની મતલબથી તેણે એક તરક ઉભી કીધી, જે તરક હાલના પારસીઓના જણાવવા પરમાણે નીચે પરમાણે સમજાવી શકાએ.

"જરથોસતના વીચાર પરમાણે ખુદાની ખુદરતથી બે એકએકથી ઉલટી પણ તેથી કરી એકએકની સામા ન થતી એવી શકતીઓ જેને તે એક જોડ જનેલાં બચ્ચાં ગણે છે, તે જનમ પામી અને દુનીઆને ચાલુ રાખવા માટે નીમેલા કાએદા પરમાણે તેઓને ગતીમાં મુકવામાં આવી. પેહલી શકતી "કનસ્ત્રકતીવ" એટલે "જુનાની જગાએ નવું બાંધનારી" અને બીજી "દીસત્રકટીવ" એટલે "આગલ જે હોએ તેનો નાશ કરનારી" હતી. જયારે પહેલી શકતી એક ચીજને પેદા કરતી હતી, તેને બીબામાં ઓટતી અને ઘાટ ઘટમ ઘડતી હતી, ત્યારે બીજી શકતી એક ચીજને છુટી પાડી તેને તેના મુલતતવોમાં વહેંચી નાંખતી હતી; બીજી શકતીનું એમ કરવાનું કારણ એ કે પેદા કરતી શકતી માટે તે નવી અને કાચી ચીજો પુરી પાડવાની અને એ રીતે પેદા કરવાના કામમાં પહેલી સાથે મલીને કામ કરવાની હતી. જે પરમાણે અંધારા વગર રોસની હોએ નહી, ઓટા વગર ખરૂ હોએ નહી, તેજ પરમાણે વગર હૈયાતીવોના હૈયાતી હોએ નહી, અને મોત વગર જીંદગી હોએ નહી; કોઇ હમેશના અને નહી બદલાએ એવા કાએદાની વીરૂધતા ભરેલી વલણથી વીતલાએલી આ એક એકથી ઉલટી શકતીઓ જણાતી હતી.

"એ ઉપરથી "ખાલી જગયા નહી રાખનારી પણ કંઈ પુરવણી કરનારી" શકતીને અહુરમજદનો ભલો ફરેસતો અથવા તો "સ્પેનતોમૈન્યુસ" કહેતા હતા, અને આગળ જે હોએ તેનો નાશ કરનાર શકતીને બદકાર દેવ તરીકે અથવા તો "અંગ્રોમૈન્યુસ" તરીકે ઓલખવામાં આવતી હતી; એ પછી આ બીજી શકતીને આહરેમનનું રૂપ આપવામાં આવીયું હતું. તેઓ એકમેકને મદદ કરતી હતી, અને એક એક સાથે મલીને કામ કરતી હતી. એક પછી એક કીરીયાઓ જે આખી જગતની હઈયાતી ચાલુ રાખવાને ગુંતાઈ ગએલી હોએ છે તેના કામને એ બે શકતીઓનો મુખ્ય ટેકો છે. સેવટની ભલાઈ અને ભુંડાપો, ખરૂં અને ઓટાપણું, સંચાઈ અને જુઠાઈ એ સઘલા વચે જે વીરૂધતા જણાતી હતી, તે વીરૂધતા માણુસ જાતની આપ મતલબથી કામ કરવાની ટેવથી "પરીપુરણ" (પુરેપુરી) હાલતે પુગી હતી. જો માણસ ચાહે તો પોતાની બીનઅંકુશ મરજીએ કરી કુદરતની ચાલુ કીરીયા કામોમાં ખલલ પાડે, અથવા તો તેના કામને મદદ કરે, અને પેદા કરવાના અથવા નાશ કરવાના કાયદાઓનાં કામમાં નડતળ કરે અથવા તો તે કામમાં વધારો કરે.

"જે પરમાણે ખ્રીસતી ધરમમાં સચાઇનું ચડતપણું અને આખરે તેની જુઠાઈપર ફતેહ ખુલ્લી રીતે કબુલ રાખવામાં આવી છે, તેજ પરમાણે જરથોસતી ધરમમાં પણ કરવામાં આવ્યું છે. હીંદુ સાસ્ત્ર પરમાંણે કાંઇ ચીજ "દેવ"ને અરપણ કરી તેનું મન શાંત પાડવાનું ફરમાન હતું, પણ તેમ કરવાનું બખાણ જરથોસતી ધરમમાં આવીયું નથી, એથી ઉલટું તેમાં ફરમાવામાં આવયું છે કે દેવો (બુરી સકતી) સામાં લડીને તેમને તાબે કરવા જોઈએ. દરેક સાચો જરથોસતી પોતાના દુશમનને હલકો ગણતો નથી, અને તેટલા માટે ગેરડાહપણુ વાપડવાનો ગુનાહ કરતો નથી. તે પોતાના અંદીઠ દુશમનની લુચાઇ અને ચીંગાપણા વીશે પુરેપુરો માહીતગાર છે, તેનો આખો ભવ એ દુશમનોના કાવત્રાં સામે પોતાંનો બચાવ કરવામાં ગુજરે છે. તે જાણે છે, કે વીચાર, આચાર અને કામમાં જો પવીતરાઈ વપરાતી નથી તો,

તેથી કરી તેના અંદીઠ દુશમનોની નુકશાન પોહચાડવાની શક્તીમાં વધારો થાએ છે. દેવોના હુમલાથી બચવાને પોતાના શરીર ઉપર કંઇપણ જાતની ગલીચી નહી થાએ, તેને માટે તેને હમેશાં સાવચેત રહેવાની જરૂર છે, તેણે હમેશાં ધરમના કલામો અને મંતરો (માંથ્રવાણી) ભણવાને તતપર રહેવું જોઇએ. એક પવીતર પહેરન (સદરો) જે સુતરનો, અથવા કોઇબી જાતની ધોલી ચીજમાંથી બનાવવામાં આવે છે, અને જે પવીતરાઇની નીશાની છે, તે પહેરવાને સાવચેતી રાખવી જોઇએ. એક પવીતર કમરબંદ (કુશતી) પોતાના શરીરની આસપાસ ત્રણ આંટામાં વીતાલવો જોઇએ. તે કુશતીને છોડી દહાડામાં પાંચ વખત પાછી બાંધતી વખતે, ચોકશ બંદગીઓ જે પવીતર ઝંદ ભાષામાં લખાએલી છે, અને જોકેતે ભાષા તે સમજતો નથી, તોપણ તેજ ભાષામાં તેણે તે કરવી જોઇએ. એ સઘલુ છતાં જો તે કાંઇ ભુલચુક અથવાં કસુર કરવાના વાંક માટે ગુનેહગાર થઈ પડે, તો ખોદા આગળ તેણે પોતાના ગુનાહની તોબેશ કરવી જોઇએ, એ તોબેશના થોડા ભાગનો તરજુમો નીચે પરમાંણે છે:—

"જે સઘલું વીચારવું જોઇતું હતું તે મેં વીચારીઉં નથી, જે સઘલું બોલવું જોઇતુ. હતું તે હું બોલીઓ નથી, અને સઘલું મારે કરવું જોઇતું હતું તે મેં કીધું નથી, અને જે સઘલું મારે વીચારવું ન જોઇતું હતું, તે મેં વીચારીઉ છે, જે સઘલું બોલવું નહીં જોઇતું હતું તે હું બોલીઓ છું, અને જે સઘલું મારે કરવું ન જોઇતું હતું તે મેં કીધું છે અને આ દુન્યા અને પેલી દુન્યા વીશે, આએ ખાકી અને પેલી મીનોઇ જેહાન વીશે મેં જે વીચારીઉં છે, જે હું બોલીઓ છું, અને જે કામો મેં કીધાં છે તે માટે હું તારી પાસથી માફી માગું છું.

"પોતાના શરીર સંબંધી ઉંચી જાતની પવીતરાઈ જાલવવાનાંજ લખાણમાં જરથોસતી ધરમ આખો સમાઇ જતો નથી. આતશ, જમીન, અને દરીઓ (પાણી) એ ચીજો ખુદાના જુદા જુદા ગુણોનાં ચીનહો તરીકે છે, અને તેટલા માટે તેઓને અપવીતર નહીં કરવામા આવે તે સારૂં તેઓની સંભાલ લેવાને ફરમાવીઉં છે. આતશને પોતાની ફુકે કરી કદીબી અપવીતર કરવો નહીં જોઇએ. દાખલા તરીકે (જેમ બીડી અથવા હુકો પીતાં મોહડાં વતી ફુક મારીને) તંબાકુને સલગાવવામાં આવે છે, તે પરમાણે કદીબી આતશ મોહડાંની નજદીક લઇ જઇ અપવીતર કરવો નહીં જોઇએ.

"જમીનના બાબમાં પુછોતો તેની અંદર ગલીચ પદારથો નાંખી તેને અપવીતર કરવી નહી જોઇએ; એ સઘલી ગલીચીઓમાં મુવેલાંની લાસો સઉથી ગલીચ છે, તેટલા માટે તેઓને જમીન અંદર દાટી તે જમીનને અપવીતર બનાવવી નહીંજ જોઇએ. નક્કર પથરોથી બનાવેલી અને ઉંચા ડુંગરાઓ ઊપર ઉભા કીધેલા "તાવરો" (દખમા)ની સપાતી ઉપર મુવેલાંઓની લાસને ખુલલી મેલવી જોઇએ. એ જગાએ તે લાસોનો શીકારી પક્ષીઓ ભક્ષ કરે તે માટે તેઓને આપણે છોડી જવી જોઇએ.

"સઘલાં જાનવરો જેમાં મુખ્ય કરી ગાય, ગોસપંદ, ગોધાઓ, મરધાં અને કુતરાંઓ "સપેંતોમૈન્યુસ"ની ભલી પેદાએસથી છે, તેઓને માન આપવું જોઇએ; અને બીજા હાથપર સાંપો, દેડકા, વીછુઓ, ઉંદરો અને સઘલી જાતની બીજી ચીજો જે "અંગ્રોમૈન્યુસ" ની પેદાએશથી છે તે સઘલાનો નાશ કરવો જોઇએ.

"ધરમના કામોનું ઊંચું ધોરણ અને ચીનહકારક ક્રીયાઓ જરથોસ્તી ધરમમાં હસ્તી ભોગવે છે, તે વાતને ભુલી જવી ન જોઇએ. આતશ, રોશની અને આફતાબ એ સર્વ શકતીમાન ખોદાના સરવથી ઊંચા ગુણો છે. આતશ એ સરવ ચીજોમાં વસ કરાએ અને આગલ જઇ

શકાએ એવી અને જુદી જુદી જગાએ અલગ રાખી શકાય એવી ચીજ છે; તે કારણને લીધે સાફ સુફેદ કપડાં પહેરીને ધરમગુરૂઓ આતશની નજદીક રહીને અથવા તે તરફ પોતાનું મોહડું ફેરવીને બંદગી કરે છે. ગંભીર ક્રીયાઓ કરી, આતશને પહેલાં પવીતર કરવામાં આવે છે, અને ત્યારપછી આતશખાનામાં સુખડ અને બીજાં સુગંધી બળતણો એ આતશને અ-રપણ કરી બલતો ચાલુ રાખવામાં આવે છે. દરેક ધરમગુરૂઓ જે તેની નજદીક જાય છે, તેને નાકનાં નસકોરાં અને મહોડાં ઉપર એક પરદો (પદાન) નાંખવાની જરૂર પડે છે. સુરજ અથવા તો દર્યો (પાણી) જે ખોદાની મોટાઇ તેમજ શકતીનો પુરેપુરો ખ્યાલ દેખાડનારા નમુના છે, તે તરફ મોહડું કરીને ખુલલી હવામાંબી બંદગી થઈ શકે છે. કોઇબી જાતના જાનવરનો ભોગ આપવાનું તેમાં ફરમાન નથી, અને વલી તેમાં કોઇબી જાતની મુરતી પુજા સમાવેલી નથી.''

(૨૫) ''વીલીયમ ડી. વહીતની'' નામનો એક કાબેલ જરમન વીદવાન કે જે ''યેલ'' કાલેજનો સંસ્કૃત અને શાએલોલોજીનો પ્રોફેસર હતો તેણે જરથોસતી ધરમ ઉપર એક રેસાલો લખેલો છે તેમાં તે એ ધરમની તારીફમાં એમ લખે છે કે :—

''જરથોસતી ધરમ દુનીયામાં ફેલાએલા એક ખોદાને માનનારા પંથોમાંનો સરવેથી સરસ છે. ઈનિદો યુરોપીયન મુલના ધરમોમાં અસલી મુરતીપુજક આલમના સઘલા ધરમોમાં વગર શકે એ ધરમ (યાને જરથોસતી ધરમ) પોતાની ફીલશુફીના ઊંડા ભેદોને લીધે તથા તેમાં જણાવેલાં મત અને વીચાર ખોદાઇ હોવાને લીધે તથા તેમાં જણાવેલી નીતીની ચોખાઇને લીધે તે સરવેથી ઉતમ અને પેયારો છે. તેનાં સંબંધમાં આગલા રૂમી તથા યુનાની ગ્રંથકારોએ ઘણા કીંમતી વીચારો આપયા હતા પણ પશચીમ તરફના પરાંતો કે જયાં તે ફેલાયેલો હતો તયાં એ ધરમની તે વખતની હાલતનો પણ સપષ્ટ ખુલાસો આપવાને તે વીચારો અધુરા હતા અને તેની ઉતપંતીનું વરણન આપવાને જે જગાએ (બલખમાં) તે જાહેર થયો હતો ત્યાં થયલા તેના પ્રકાશનું બેયાન કરવાને ઘણું અપુરણ છે.''

(૨૬) ''પ્રોફેસર વીલહેમ ગાઈગર'' નામના એક જાણીતા કાબેલ જરમન વીદવાને શને ૧૮૮૩ માં ''કદીમ વખતના પુરવ તરફના ઈરાંનીઓનો સુધારો'' એવે નામનાં પોતાનાં પેહેલાં પુસતકના દીબાચામાં જરથોસતી ધરમની વખાણ કરતાં એમ લખયું છે કે :—

''ફકત યાહુદીઓ શીવાય, પુરવમાં પુરાતમ કાળની એવી કોઈ પણ પ્રજા નથી કે ધરમના વીચાર આચારમાં અવસતાને માનનારી (પારસી) પ્રજાના જેવી પાક અને બુલંદ હોય. માતર એક ખોદાને માનવાનાં ''અદૈઇવાદ'' ને મલતા આવે એવા વીચાર આપણે કેથે પણ જોતા નથી. માનવી વીશય એટલો બધો ખાલેસ હોય એવો ખોદાઇ મત કેથે પણ નથી. એનાં જેવી તરતીબ અને તેહુકીકથી બજાલાવવામાં આવતો ધરમનો ચોખ્ખો ખોદાઈ તરીકો કેથે પણ નથી. અવસતાવાલો ધરમ પુરવ ઇરાંનમાં સથાપવામાં આવેઓ હતો અને તેના કાંનુનો જરથોસતના નામ સાથે જોડાયલાં છે. જેમ પારસીઓની દંતકથા જણાવે છે તેમ મીડીઆની સરજમીન કે જેહાંથી જરથોસતે પોતાનો ધરમ પુરવ તરફના પ્રાંતોની મારફતે ફેલાવેલો હોવો જોઇએ અને તયાં તેણે સંપુરણ હાલતમાં આણેલો હોવો જોઇએ. દરેક ધરમનો સ્થાપનાર તવારીખોમાંથી મલેલી બાબદોની મદદથી કાંમ લે છે. કરીસચીયન મત અસલી યાહુદીઓના મુલ ઉપર આધાર રાખે છે. મહમદ તો કરીસચીયન તથા યાહુદી એ બંનેને જોડી નાખવાની કોસેસ કરે છે પણ જરથોસત પોતાનો પાયો ખોદાઈ અસલી યેરીયન ધરમ ઉપર રચે છે અને તેમાં હીંદુ લોકો સાથે ઈરાંની પ્રજાનો હીસ્સો સમાયલો છે, પણ એ જરથોસતી ધરમનો

ખુબીવંતો અને મરતબાવાલો જે ભાગ (ગાથા) છે કે જે ખરેખરી તેની વલંન દરશાવે છે, તે તો તદન નવોજ છે. ખોદાની બંદગી મોધમ, ધંગધડા વગરનીને બદલે મકકમ, સંગીન અને બંધબેસતા કાંનુનો ઉપર જણાય છે. જરથોસતના નવા (માજદીપસતની ધરમ) મતનું ધોરણ ઘણું કરીને નીતી ઉપર છે. પરમેશવર તરફથી નીતીની સહમજ પેહેલ પેહેલીજ દેખાવ દે છે અને ખુદરતી કાનુનને પાછો એંચી રાખેલો છે."

(૨૭) પ્રોફેસર ડાકટર ઇ. ડબલ્યુ. વેસ્ટ" નામના જાણીતા કાબેલ જરમન વીદવાંન ગ્રંથકારે પેહેલવીના મુલ પુસતકોના પોતે કીધેલા તરજુમાંવાલાં ગ્રંથના દીબાચામાં જરથોસતી ધરમ ઉપર લખતાં પરકોમના બેખબર લખનારાઓ જેઓ પારસીઓ ઉપર એકથી વધુ ખોદાને માનવાનું તોહોમત મુકેછે તેવા લખનારાઓને એ કાબેલ વીદવાન ખોટા પાડી એમ જણાવે છે કેઃ—

"પારસી ધરમ ઉપર તેના દુશમન લખનારાઓએ એક કરતાં વધુ ખોદાને માનવાનો દોશ લાગુ પાડયો છે. તેમાં મુસલમાનોથી ઉભું કરવામાં આવેલું અને ખરીસતીઓથી વગર વીચારવે વધારે ચરવાએલું આ તોહોમત આગલ વધારવામાં આવીઉં છે, પણ જરથોસતી ધરમ એકથી વધુ ખોદાની હસતી કબુલ કરનારો છેજ નહીં. "બુનદેશ" માં ખુલ્લે ખુલ્લું જણાવે છે કે જયાં સુધી આહરેમન અંધારા ખોમાંથી નીકલીઓ અને રોશનીમાં આવીયો ત્યાં સુધી તેને અહુરમજદ વીશેનું કશું ગ્નાન હતુંજ નહીં. અને જયાં સુધી અહુરમજદે તેને ખુલ્લે ખુલ્લું જણાવેઉં તયાં સુધી આખેરના વખને શું બનશે તે તે કશૂં જાણતો હતો નહીં; કે તે અને તેના પ્રાણીઓ રસતાએજ વખતે કમજોર બની નાશ પાંમશે.

ખરીસટી ધરમમાં શેતાનને જેટલી સતા ધરાવતો ગણવામાં આવેયો છે તે કરતાં ઘણે દરજજે ઓછી સતા ધરાવનારો અવસતામાં જણાવેલો છે. ખરીસટી ધરમમાં સેતાંનને ડહાપણવાલો તેમજ સરવે જગીઆએ હાજર છે એમ ગણવામાં આવેયો છે, તયારે અવસતામાં જણાવવા પરમાણે તેને દેવ વીગેરે નુકશાંનકારક પ્રાંણીઓ ઉતપણ કરનારી શકતીઓ ધરાવનાર તરીકે જણાવેલો છે. ખરીસટી ધરમમાં શેતાનની ખરાબી કરવાનાં સાંધણોની મરીયાદા બીલકુલ બારીકીથી જણાવવામાં આવી નથી. આહારેમનની ઉતપંતી અને અંત વીશેનું વરણન ખરીસતી સેતાનના જેટલુંજ અચોકસ છોડી દેવામાં આવેલું જણાવવામાં આવેલું છે. અને બધી રીતે આ બંને વીચારો (ખરીસટીઓનો સેતાન અને જરથોસતીઓનો આહારેમન) નું એકમેક વચ્ચેનું મલતાપણું અજાયબ જેવી રીતનું આવે છે. ખરેખર તે વીચારો એટલા બધા તો એક બીજાને મલતા આવે છે કે તેઓ જુદા જુદા મુલોમાંથી ઉતપંન થયા છે એમ માનવું આપણથી કબુલ કરાએ નહીં. તેઓ વચ્ચે જે માતર ઉપયોગી તફાવતો માલમ પડેયા છે, તે એ છે કે જરથોસતી ધરમ જેમ ખરીસટી ધરમ માને છે તેમ આહારેમનની હંમેશગી સુધીની હસતી કબુલ રાખતો નથી અને જયારે ખરીસટી ધરમે સેતાંન વીશેના બીજા સઘલા વીચારો ખુશીથી છોડી દીધેલા જણાય છે ત્યારે જરથોસતી ધરમ ન્યાય સાસતરના કાયદા પરમાણે નીવેડા (યાને સેવતના ચુકાદા) પર આવવાને પાછલ હઠીઓ નથી. તેટલાં માટે જયારે આહારેમનની ખરાબીના શાહેબ તરીકેની હસતી કબુલ રાખવા માટે જરથોસતી ધરમને એક કરતાં વધારે ખોદાને માનવાનો દોશ લાગુ પાડવામાં આવે છે તયારે શા માટે ખરીસતી ધરમને સેતાનની હસતી કબુલ રાખવાને લીધે એક કરતાં વધુ ખોદાને માનવાનો ધરમ કહેવામાં આવતો નથી ? એ સમજવું મુસકેલ લાગે છે. જયારે એક ખરીસટી, જરથોસતી ધરમને એકથી વધુ ખોદાને માનવાની મતલબ તરફ બોલે છે તયારે તે ભયંકર ભુલો કરેછે"

વલી એજ વીદવાન પોતાના દીબાચામાં "જરવાને અકરને" વાલા ફકરાની ભુલ ભરેલી સમજણ વીશેનો ખોલાસો કરી એમ જણાવે છે કેઃ—

"પારસી ધરમ વીશેના "ઝેન્ડ્સ પરમ" નામનાં પેહેલવી પુસતકમાં ચુંટી કાહાડેલાં લખાણો માહેલા ફકરાની ખોટી સમજાવતથી થાયેલો તરજુમો ખરેખર નાપાએદાર છે. કેટલાક ગ્રીક અને અમેરીકન લખનારાઓ અવસતામાં જણાવવામાં આવેલા "અનહદ કાલ" જેને હમેશગી સુધી રેહેનારા પ્રાણીનું રૂપ આપેલું છે તેનાથી અહુરમજદ અને આહારેમન પેદા થયા હતા એમ પારસીઓ માને છે એવું બતલાવવાની તેઓ કોશેશ કરે છે. "એનકવેટીલ ડુપેરન" ના વંદીદાદના તરજુમા માહેલા એક ફકરાથી તેઓના મતને ખુલ્લે ખુલ્લો ટેકો મલીયો હતો પણ આ ભુલ "એનકવેટીલ"ના અવસતાના વ્યાકરણ વીશેના અજ્ઞાનપણાને લીધેજ ઉભી થઈ છે એમ લાંબા વખતથી આપણને જણાતું આવેલું છે. તેથી કરીને "અનહદ કાલ" ને માટે "સરવનો ઉતપન કરનાર" તરીકેનું બાંધવામાં આવેલું મત અવસતામાં માલમ પડતું નથી તે છતાં શાશાનીયન વંશના પાછલા વખતમાં આ મત ઉભું થયું હોય; પણ "ઝેન્ડ્સ પરમ" નાં ચુંટી કાહાડેલાં લખાણોમાં ખુલ્લે ખુલ્લું આવેલું છે કે "અહુરમજદે" જોરવાન પ્રાણીને પેદા કીધું; એ જોરવાન પ્રાણીને અવસતામાં "જરવાને અકરને" (અનહદ કાળ) યાને હઈઆત વખાતું જેને રૂપ આપેલું છે, અને જેને અહુરમજદના પ્રાણી તરીકે દેખાડવામાં આવીયું છે તેને આહારેમનના પેદા થવા પછી પેદા કરવામાં આવીયું હતું. (અવસતામાંથી તાંકી બતાવેલું) આ લખાણ ગ્રીક અને આરમીનીયન લખનારાઓના વીચારોનું સંપુરણ રીતે ખંડન કરે છે અને બતલાવી આપે છે કે જે બાબદોને પારકા લોકો શક અને ધીક્કારની નજરથી જોએ છે તેઓનાં લખાણો ઉપર આ દાખલાઓ ઉપરથી કેટલો થોડો ભરોસો મુકી શકાય ?" વલી એજ વીદવાંન આગલ ચાલતા જરથોસતી ધરમની સ્તુતી કરતાં એમ લખે છે કેઃ-

"જોકે પારસીઓના ધરમની મુખ્ય સીમાના જ્ઞાનને માટે આપણને અવસતા તરફ જોવું જોઇએ તોપણ આ પુરાતમ ધરમની રીતભાત, ક્રીયા અને રેવાજને માટે આપણને પેહેલવી લખાણોને વલગવું જોઇએ છે, કે જે ધરમ પોતાને માજદીયસનીઆંનોના પાક ધરમના એતાબથી ઓલખાવે છે અને તેના પાલનારાઓને બેહદીનાન યાને બેહતર દીનના લોકો કરી કહે છે. અવસતાના છુટા પડી ગયલા ભાગો જે હજી હસતીમાં છે, તેમાંથી આપણને એ ધરમના પુરાતમ વખતના ફીલસુફ કવીઓ અને ધારા બાંધનારાઓથી મુકાયલા અને ઘણાક ખાકરૂપ થઇ જતા સ્તંભો અને માહાભારત ટુકડાઓ (યાને અવસતાના ભાગો) ઉપર અસલના ધારાઓથી બંધાયલાં આ બાંધકામ (યાને માજદીયસની ધરમ)નાં મજબુત પાયા મલી આવે છે. આએ તે પેલા બાકી રહી ગયલા જુજ (જરથોસતી) લોકો છે કે જેઓનો ધરમ સાઈરશે પાલીઓ હતો તે પંથ (માજદીયસની ધરમ)નાં પરાગંદે થઈ ગયલા (અવસતાના) ભાગો કે જે દારાયસે પોતાનાં કોતર કામોમાં ખુલ્લી રીતે સ્વીકારેયા છે. પણ સીકંદર અને તેની પછી થનારા તેના સુધરેલા યુનાનીઓનો વીચાર તે પાક અને ખાલેસ માજદીયસની ધરમનો સદનતર નાશ કરીને તેની જગયાએ પોતાનો મુરતીપુજક વેહેમોથી ભરેલો ધરમ ફેલાવવાનો હતો પણ તેમાં તેઓ નીશફલ થયા હતા."

(૨૮) "પ્રોફેસર ડાકટર આદોલફ રાપ" નામનો એક કાબેલ જરમન વીદવાંન "ઇરાંનીઓનો ધરમ અને રેવાજો" એવે નામના પોતાના એક રેસાલામાં અવસતા વીશે એમ લખે છે કે :—

"અવસતા બલખમાં લખાયલા છે એવું હાલ સીધ થઈ ચુકું છે. અવસતામાંથી મલેલા જ્ઞાનથી આપણે શમજીએ છીએ કે ઈરાંનીઓના વીચાર પરમાંણે રોશની કે જેભી કંઈ સારૂં તંનદરોસતીવાલું, પાક તથા ખરૂં છે, તે સઘલાંનું મુલ છે, અને એ બધાની સાંમે અંધારાની

તથા બીજા રાતના દેખાવોની મોટી ધામતીઓ રાખવામાં આવે છે. પણ ગ્રીક લખનારાઓએ ઇરાંની ધરમના કાંનુંનોનો એટલી બધી ઊંડાઇથી અભીયાસ કરયો નથી કે, જેથી એજ ખરી "ધરો"છે અને તેની આસપાસ આખી ઇરાંનીઓની ધરમ રચના ફરે છે, એમ કેમ સમજી તથા કબુલ કરી શકાએ ? એ ગ્રીક લખનારાઓ પાક અને નાપાક તથા બદરૂહને લગતી મતલબ સમજવામાં પણ પાછલ પડેલા છે."

(૨૯) "મી૦ જેમસ ડી. મેકકેબ" નામના એક અમેરીકન ગ્રંથકારે "પીકતોરીઅલ હીસટરી ઓફ ધી વરલડ" એવે નામનું એક કીંમતી પુસતક રચી બાહેર પાડીયું છે. તેમાં કદીમ જમાનાના મીદીયનો કે જેઓ જરથોસતી ધરમગુરૂઓનો એક ટોલો ગણાતો હતો તેઓનાં રાજ તથા ધરમ વીશેની બાબદ લખતાં તેઓ એખલા એકજ ખોદાને માંનતા હતા કે જે ખોદાને અશો અહુરમજદનાં નામથી જરથોસતીઓ ઓલખે છે તેની સ્તુતી અને સીફત ગાતાં એ વીદવાંન એમ લખે છે કે :—

"મીદીયન લોકોનાં ધરમમાં ઘણાક ફેરફારો થયા હતા. તેઓના અસલી (બાજદીયસની જરથોસતી) ધરમમાં એકજ મોટા બાહોસીથી ભરપુર અહુરમજદ કે જે પેદાનો કરનાર, બચાવનાર, અને જગતનો ચલાવનાર છે તેને માનવાનું ફરમાંન હતું. તે ધરમ આતમા શનમુખ ફકત એકજ જણને (યાને અહુરમજદને) સઘલાં સારાંનાં મુલ તરીકે અને સઊથી ખુબીવાલી બંદગીઓને લાયકનો તરીકે આગલ ધરે છે. અહુરમજદ ગેતી અને મીનોઇ દુનીઆંનો પેદા કરનાર છે. તેણે આકાશી ગરેહો, જમીન, પાણી અને ઝાડો, સઘલાં ભલા પ્રાણીઓ અને સઘલી ભલી અને સાચી વસતુઓ પેદા કીધી છે. ભલો, પાક, નીરમલ, સાચો તે પાક ખોદા છે, તે સઊથી પવીતર છે, તે સચાઇનું તતવ છે, તે સઘલી સચાઇનો બાપ છે, તે સરવે હઈયાતી ધરાવનારાઓમાં સઊથી સરસ છે, તે પવીતરાઇનો સાહેબ છે, તે ધ્રુણીજ સુખી છે, તે દરેક આસીરવાદ ધરાવે છે, તે તંનદરોસતીવાલો, દોલતવાંન, નીતીવાલો અને હમેસ સુધી રેહેનારો છે, તેનાથી માણસજાતનું સઘલું ભલું થાય છે. પાક અને ભલાઓને તે આ દુનીયાંના ફાયદા બખશે છે, એટલુંજ નહીં પણ કીમતી મીનોઇ દુનયાં માટેની ભેટો જેવી કે સચાઈ, એબાદત, ભલું મન અને હમેશગી સુધીનું સુખ બખશે છે, જેમ તે સાચાને નવાજે છે તેમ તે જુઠાને શીક્ષા કરે છે, આ પરમાણે જણાશે કે અહુરમજદાઓ અહુરમજદા અથવા અહુરમજદ સઘલા મુરતીપુંજક દેવતાઓ કરતાં હીબરૂ લોકોનો ખરા ખોદા વીશેની સમજણને લગભગ મલતો આવે છે. કોઇબી રીતે મીદયનોનો ધરમ મુરતીપુંજક હતોજ નહીં, તે લોકો જે ખોદાને માનતા હતા તે ખોદા ગેબી હતો અને ભવીશયના ગેબી મુલકમાં રહેતો હતો અને તેને માટેનાં દેવલો કોઈ પણ મુરતીઓથી અપવીતર કરવામાં આવતાં નહીં હતાં. આ મોટા અહુરમજદની સરદારી હેઠલ ઘણાક ફરેસતાઓ (છ અમસાસપંદો) હતા કે જેઓમાં ખોદાની શકતીઓ સીવાયનો ફરક કદાચજ જાણી શકાએ. આ ફરેસતાઓ અહુરમજદની મકસદ બજાલાવતા હતા અને તેઓ પોતે માણસ જાત અને ખોદા વચ્ચે સંદેસો ચલાવનારાં સાંધનો બનીયા હતા.

મીદીયનો આતમા અમર છે એમ માનતા હતા. વલી એવું પણ માનતા હતા કે ભલાં અને ભુંડાં માણસોની મદદે "સરોશ" ફરેસતો (ચીનવદ)પુલ ઉપર આવતો હતો કે જયાંથી તેઓને આશીરવાદ પામેલાં રેહેઠાણ (બેહેસ્ત) માં યાને અહુરમજદની નજદીક લેઇ જતો હતો અને ભુંડાં માણસો પુલ ઉપરથી નીચે ખાઈમાં પડતાં હતાં કે જયાં તેઓને હમેસગી (રસતાખેજ) સુધી "અંગ્રેમૈન્યુસ"ના રાજયમાં રેહેવાની સજા કરવામાં આવતી હતી.

"મીદીયન ધરમમાં મુખ્ય કરીને આતશ, પાણી, જમીન અને હવા એ મુલતતવોની વખાણ કરવામાં આવતી હતી અને તેઓ રૂપ, રંગવાલા દેવતાઓ (મુરતીઓ)ને માનતા નહીં હતા અને તેઓ મુરતીઓને ખોદા તરીકે માનવાને ધીકારતા હોવાથી દેહેડાં તથા દેવલો બાંધવાનું નાપસંદ કરતા હતા. તેઓની બંદગી કુદરતને લગતી હતી પણ તે ઘણી વીચીત્રં હતી. કુદરતની જુદી જુદી શકતીઓ ઉપર જેમ ગ્રીક લોકોએ દેવતાઓ મુકકર કરીઆ હતા તેમ તેઓએ કરીયું ન હતું. વલી તેઓએ હીંદુઓની માફક કુદરતની શકતીઓના આકાર બનાવયા ન હતા; તેઓ ખરેખર મુલ ચીજો આગલ બંદગી કરતા હતા."

(૩૦) "પ્રોફેસર ડાકટર મારતીન હાઉગ" નામનો જાનીતો કાબેલ જરમન વીદવાન પારસીઓના ધરમ વીશેના પોતાના એક રેસાલામાં "જરથોસત ફરેસતાઓની હસતી કબુલ રાખતો નહીં હતો પણ તેઓને ખોદાની શકતી અથવા બખશેશ દાખલ ગણતો હતો" તે વીશે યજશનેના ૪૭ મા હામાંથી દાખલો તાંકી એમ જણાવે છે કે:—

"ગાથામાં અમશાસપંદોને વોહુમનો, અસવહીસ્ટ, ખશથરવરઇય, સપેનત આરમઇતી, હુરઉવતાત તથા અમેરેતાતનાં જે જુદાં જુદાં નામોથી ઓલખવામાં આવેલા છે, તેઓ યજસનેના ૪૭ મા હાનો તરજુમો કરવાથી તેમજ તેમનાં મુલ ઉપરથી દીસે છે, તેમ કાંઇજ નહીં પણ જે સઘલી બખશેશો અહુરમજદને એકલા ઇશવર દાખલ ગણી જેઓ સાચું બોલી અને સારાં કામો કરી ખરાં અંતકરણથી તે શાહેબની બંદગી કરે છે, તેમને બખશે છે તે બખશેશોનાં ભાવવાચક નામો અને વીચારો છે. જરથોસત પેગંમબરના વીચાર મુજબ તો તેઓ (યાને બખશેશો) કોઇબી જાતનો આકાર ધરાવતી નથી પણ ફરેશતાઓનો આકાર છે એવો વીચાર તો એ માહન શીક્ષક (જરથોસત) ના લખાણોમાં તેની પાછલ થઈ ગયેલાઓ (જરથોસતરે તેમો) એ ઉમેરેલા છે."

(૩૧) "રેવરંડ એડવરડ જેમસ બરકલે" નામનો એક કાબેલ ખ્રીસટી ધરમગુરૂ જરથોસતી ધરમની તારીફમાં પોતાનાં એક પુસતકમાં એમ લખે છે કે:—

"ઝંદ અવસતાનાં ઘણુંક ફરમાનો અને અગમચેતીઓમાં બીજી દુનીયાંને લગતી જે બાબદો આવેલી છે, અને જે ઉમદા મતલબો શમાયલી છે તેઓએ વીદવાંન શખસોનાં ધયાંન રોકયાં છે. જરથોસતની ભવીશય વાણીઓ (અવસતાઓ) તેમજ તેનાં ફરમાંનો બીજી દુનીઆંને લગતાં ઘણાજ સરસ અને ડાહાપણ ધરાવનાર એક પુરૂસનાં વચનો તરીકે તથા સચાઈ શોધવાની તેની (જરથોસતની) બેહદ કાલજીનાં પરીણામ તરીકે આપણે જો કબુલ કરીએ તો તેથી આપણે જે ધરમ પુસતક (બાઇબિલ) હાલ ધરાવીયે છીએ તેની સચાઇ ઘટી જવાની અથવા તેનું લખાણ ખોટું પડવાની કંઈ ધાસતી રહેતી નથી."

(૩૨) "પ્રોફેસર ઇ. કોબહામ બરૂઅર એલ. એલ. ડી" નામનો એક કાબેલ વીદવાંન "ફરેઝ એંડ ફેબલ" એવે નામની પોતાની દીકશનરીને શફે ૯૭૫) મે જરથોસત અને તેના અવસતાની તારીફમાં એમ લખે છે કે:—

"ઝંદ અવસતા એ ઝોરાસટર અથવા જરથુસત નામના માહાન પેગંમબરનો મોટો ગ્રંથ છે. એ મીદાયન જરથોસતે (અસલી) મેગાયન ધરમને સુધારેઓ હતો. અવસતા યાને "હઇયાત શબ્દ" એવે નામની ઉતમ કેતાબ ઝંદ ભાષાની અંદર ઇસવી સન પુરવે ૪૯૦) માં લખાયલી છે. કેટલાકો કહે છે કે "ઝંદ"નો અરથ "શરેહ" છે, અને ઝંદ અવસતા એ પારસીઓની ધરમ પોથી છે, અને તેમાં શરેહ સમાયલી છે..........અવસતા એ જરથોસતે બનાવેલું મેજયનો (માજદીયસનાનો) નું પવીતર પુસતક છે."

(૩૩) "પ્રોફેસર ડબલ્યુ. આર. ઓલજર" નામનો એક કાબેલ જરમન વીદવાંન "ભવીસયની જીંદગીના વીચાર" એવે નામના એક રેશાલામાં જીવનું અમરગપણું, બેહેસત, દોજખના વીચારો જે યાહુદી તથા ખરીસટી ધરમોમાં છે તે જરથોસતી ધરમ ઉપરથી દાખલ થયા છે તે વીશે એમ લખે છે કેઃ —

"આપણી પાસે ઘણીક વગર શકની સાબેતીઓ છે કે જે વખતથી યાહુદીઓ બાબીલોનમાં કેદ પડયા હતા ત્યારથી તે કરાઇસટનાં જાહેર થવા સુધીની મુદતમાં તેઓ (યાહુદીઓ)એ ઇરાંનીઓના ઇશ્વરી ધરમ ગ્નાનમાંથી ઘણીક બાબદો હાંસલ કીધી હતી એમ જેસીનીનસ, રોજમયુલર, સટુઅરટ, લયુક ડી. ઉવેત અને નીનદીર જેવા વીદવાનો કબુલ કરી ગયા છે. આ બાબદમાં જે ધણી બરોબર શોધ કરશે તે કદાચજ વાંધો ઉઠાવશે. પણ યાહુદી લોકોના ઇશ્વરી ગ્નાન (ધરમ પુસતક) માં ઇરાંની (જરથોસતી) ધરમનાં ઘણાં ખરાં મુલતતવો આવી ગયાં છે, અને એ રીતે જોતાં એ (જરથોસતી ધરમનું) ઇશવરી ગ્નાન ખરીસટી ધરમનાં ઇશવરી ગ્નાન નું મુલ છે. તે ઉપરથી ઇરાનીઓએ બીજા ધરમમાંથી કાંઈ પણ લઇને પાછલા વખતમાં ખોટા દસતાવેજ ઉભા કીધા હોય એવું માનવાના કરતાં આએ મતો તો વધારે વાજબીછે કે જે ધરમ મતો પારસીઓ અને ખરીસટીઓમાં સાધારણ છે તે ધરમ મતો જરથોસતી ધરમ ઉપરથી યુસાઈ લોકોમાં અને તયાર પછી ખરીસતી લોકોમાં ફેલાવો પાંમયાં હતાં. "ડાકટર હાઉગ" જે એક ચાલાક વીદવાંન છે અને જે આ સઘલી બાબદોથી બીજા સઘલા વીદવાંનો કરતાં વધારે વાકેફગાર વીદવાંન હોવાને લીધે તેનું મત વધારે વજનદાર છે. તે ખાતરી પુરવક કહે છે કે કરાઇસિટની અગાઉ પંદરસો થી બે હજાર વરસોની વાત ઉપર જરથોસત ઘણાજ પુરાતમ જમાનામાં થઈ ગયો છે. વલી તે લખે છે કે બાબીલોનમાં યાહુદીઓ દેશનીકાલ થયા પછી યાહુદી ધરમમાં જરથોસતી ધરમની મોટી અસર પેવસ થઇ હતી કે જે અસર બેશક ફરેસતાઓ, સેતાન તથા મુવેલાંઓના રસતાખેજના વીચારોના બાબમાં હતી. એક હાથ ઉપર જયારે ખરીસટી વીદવાંનોની મોટી સંખયા એવું જણાવી જાય છે કે જીવનું અમરગપણું તથા તેના કાંમોનો ઘટતો બદલો ખુલ્લે ખુલ્લી રીતે જુનીતોરાતમાં દરસાવેલો છે ત્યારે બીજા હાથ ઉપર "બીશપ વોરબટન" જેવા માયાકુલ લખનારાઓ જણાવે છે કે તેમાં (યાને જુનીતોરાતમાં) ભવીસયની જીંદગી વીશે કાંઇ પણ લખેલું નથી પણ મરણ પછી માણસનો તદનજ તથા હમેસ સુધી નાશ થાય છે એ તેમાં (યાને જુનીતોરાતમાં) જાહેર કીધું છે. આખી દુનીયાંએ રસતાખેજનો વીચાર તેમાં મુખ્ય કરીને યાહુદીઓએ જરથોસતી ધરમની રચના ઉપરથી ઇરાંનીઓ શાથના પોતના સંબંધની મારફતે નવા નવા ફેરફારો કરી પોતામાં દાખલ કીધો હતો. ઇરાંનીઓ શાથના પોતાનાં લાંબા વખત સુધી ચાલેલા સંબંધને દરમેયાંન કેયામતને લગતા જરથોસતી વીચારોના બાહેરના મધુર રસ કથાના આકારથી યાહુદીઓ ઉપર ઘણીજ અસર થવાથી તેઓએ તે વીચારો અખતીઆર કીધા અને પોતાના મહજબનાં મતો સાથે તેમને બનતી રીતે ભેલી નાંખીને પોતાના તરીકે ગણવા લાગયા એ વીશે કેટલીક ઝાંખી સાદતો જુનીતોરાતમાંથી મલી આવશે. ઇરાંનીઓ જેઓ પાસેથી યાહુદીઓએ એ મત લીધું હતું તેઓએ જે પાયા ઉપર એનો મદાર રાખેઓ હતો–તેની ઉપર એ યાહુદીઓએ પણ પોતાનો આધાર રાખેઓ હતો એવું જણાયલું છે. "નયુ ટેસટેમેંટ"માં મુખ્ય કરીને "પીટર" ની બીજી આગાહી તથા "જોન ધી બેપટીસટ"ની દીનનો બનાવનાર જોકે સંસ્કૃત કથાઓને મલતો થઇને "સેતાંન"ને તથા પાપીઓને દોજખમાં મોકલે છે તોપણ પોતાના વીચારો તેના તેજ રાખીને હવે પછી એક નવી દુનીયાં તથા એક નવાં બેહેસતની તે ધારણું કરીને આશા રાખે છે. સાંમટી રીતે લેતાં આ મરણ પાંમેલાંઓની કેયામત તથા છેલ્લા ઇનસાફની વખતે અશો માણસોથી પાપીઓનું જુદું પડવું અને

આતશથી દુનીયાંનું નાશ પામવું તથા ત્યાર પછી આખી દુનીયાંનું ફરીથી શરૂ થવું એ સઘલાંનું બેયાંન "નયુ ટેસટેમેંટ" તથા ઝંદ લખાંણોમાં એવીતો એક મલતી રીતે.આવેલુ છે કે, એ બંનેના બનાવનારાઓ વચ્ચે મોટો સંબંધ હતો એમ આપણે બેસક કહી શકીએ."

ઉપલોજ વીદવાંન પોતાનાં એજ પુસતકમાં આગલા કદીમ ઇરાંની જરથોસતીઓ પોતાના ધરમ ઉપર કેવી જાનફેસાંની કરતા હતા અને પોતાના ધરમને બચાવવાને માટે જંગલી આરબો સાથે કેવી બહાદુરીથી લડતા હતા અને તે વેલાનો ઇરાંની મુલક કેવો બોહોલો હતો તે વીશે એમ જણાવે છે કેઃ—

"પારસીઓ પોતાના બાપીકા જરથોસતી ધરમને એટલો તો પચારો ગણીને એટલું તો માન આપતા હતા કે મોહોત અને દેશનીકાલ જેવી મોટી આફતો ખમયા છતાં પોતાનો ધરમ તરક કરી શકતા નહીં; તેવા પાકીજેહ ધરમવાલાને જોકે આરબોનાં લશકરોએ તાબે કીધા, તેઓને કેરમાનના પાહાડો અને હીંદુસથાનના કોસતાઓ સુધી નસાડીયા, અને મહમદી ધરમ કબુલ કરાવવાને માટે તેઓ ઉપર ભારે સેતમ ગુજારવામાં આવયો તોપણ જે વખતે કાસપીયન સમુદરથી તે ઇરાંની અખાત સુધીના બોહોલા મુલક માંહેલું દરેક ગામડું પોતાના ભપકાદાર આતશ કદેહથી સીંગારેલું હતું તથા જે વખતે (યાને ઇરાંની શેહેનશાહત વેલા) એક સુરજમુખી ફુલની મીશાલે જયાં સુર્યની આંખ ફરતી તે તરફ ઇરાંન ફરતું હતું-મતલબ એ કે ઇરાંની મુલક એટલો તો બોહોલો હતો કે, તયાં સુર્ય કદીપણ અસત પામતો નહીં હતો તેવા વખતને મગરૂરીથી ધેયાનમાં રાખી સઘલી બારીકીઓ શાથે કીરીયા કરમો બજાવીને પોતાના ધરમને નહીં છુટી શકાય તેવાં ઝનુનથી વલગી રહયા હતા."

(૩૪) "મી૦ જેમસ ફરીમેન કલારક" નામનો એક વીદવાંન "અહુરમજદ અને અહારેમન" યાને નેકી અને બદી વચ્ચેની,લડાઇનો વીચાર જે ખરીસટી ધરમમાં દાખલ થયો છે તે વીચાર જરથોસતી ધરમ ઉપરથી ઊતપન થયલો છે તે વીશે પોતાનાં પુસતકમાં એમ લખે છે કેઃ—

"જાણીતા અંગ્રેજ કવી "મીલટન" અને બીજા લખનારાઓએ બેહેસત અને દોજખના દેખાવો અને ખોદા તથા સેતાન વચ્ચે ચાલેલી લડાઇના બનાવો કવીતામાં લખીને જે પુસતકો રચેઆં છે તે પુસતકો જો જરથોસતના ધરમમાં નેકી અને બદીની હરીફાઇને લગતા વીચારો યાહુદીઓની મારફતે ખરીસટી ધરમમાં દાખલ થયા ન હોત તો કદીબી હસતી ભોગવતે નહીં"

(૩૫) આજના સુધારાના જમાનાની ફીલસુફી જે જરથોસતી ધરમ ઉપરથી ઉતપન થાયલી છે તે વીશે "પ્રોફેસર એડવરડ રોઠ" નામનો કાબેલ જરમન વીદવાંન "મીસરીઓ અને જરથોસતીઓનાં એતેકાંદ સંબંધી ફરમાનો" એવે નામના રેસાલામાં એક ગમ એમ લખે છે કે "જરથોસતી અને મીસરના પુરાતમ લોકોની અસલી ફીલસુફીઓ ઊપરથી આજની નવી ફીલસુફીઓએ જનમ લીધો છે."

(૩૬) "રેવરંડ ડાકતર જૉન વીલસન" નામના મુંબઇમાં જાણીતા થઇ ગયલા કાબેલ ખરીસટી ધરમગુરૂએ સને ૧૮૫૮ માં "તરણ હજાર વરસપરનો ઇંડીઆ" એવે નામનો એક અંગ્રેજી ગ્રંથ છાપાવી બાહાર પાડીઓ હતો તેમાં હીંદુ એરીયનો અને અસલી કદીમ ઇરાંનીઓ વીશે જણાવતાં કદીમ ઇરાંનીઓ બુતપરસતી રસમને કેવા ધીકકારતા હતા તે વીશે લખતાં એમ જણાવે છે કે :-

"વેદો ઇસુખરીસતના આવીઆ અગાઉ શુમારે બારશેથી તે પંદરસો વરસ પર લખયા હતા. જે લોકોના ધરમનું વરણન એ વેદોમાં કીધેલું છે તે લોકોને આરીયનુ.

નામ એ પુસતકોમાં આપેલું છે. આરીય બોલનો અરથ "આબરૂદાર લોક" એ રીતે કેટલાક લોકો કરે છે, પણ વીદવાંન લોકો ઘણું કરીને અસલી ઇરાંનના વસનારાઓને એ નામ આપે છે. આરીય લોકો અવલ ઇરાંનની જમીનમાંથી નીકલેલા હતા તેમાં કશો સંદેહ નથી. એ લોકોના બે મોટા ભાગ થઈ ગયા હતા તેઓમાંના એકે પોતાની અસલ જમીન છોડીને હીંદુકુસ પરવતો ઓલંગીને કાબુલને મારગે પંજાબમાં સીંધુ નદીના કાંઠાપર પોતાની વસતી કીધી અને બીજો ભાગ એટલે કદીમ ઇરાંનીઓ જેઓની નસલ હાલના પારસીઓની છે તેઓએ જયારે જોયું કે એ નીકલી ગયલા લોકોએ પોતાનું નામ "આરીય" સાબેત રાખ્યું છે, તયારે તેઓએ પોતાને "આરીય વેઇજો" એટલે ખાશ અથવા ખાલેશ આરીય, એવું નામ આપીયું હતું. એ નામ વંદીદાદની પેહેલી પરગદમાં આવેલું છે. એ ઉપરથી આપણે જોઇયે છીએ કે પારસીઓ તથા બરાહમણો અસલના વખતમાં એક કુલ તથા એક જાતના હતા એટલુંજ નહીં પણ એઓનો ધરમ પણ એકજ હતો. અવસતાઓની વાતોને વેદની વાતોમાં કેટલોક સંબંધ દેખાય છે. જયારે આરીય બરાહમણો હાથની બનાવેલી મુરતીઓ તથા પુતલાંઓને માનવા લાગા ત્યારે પારસીઓએ તેઓને ધીક્કારી કાઢીઆ અને તેઓની સાયનો સંબંધ તોડી નાખયો, અને એવું સમજવા લાગા કે એ બુતપરસત લોકો જે ભકતી કરે છે તે બધી સેતાનની છે, અને જે બધા બોલો ભગતીના તેઓ વાપરે છે તે સેતાનને લગતા છે અને "દેવ" બોલનો અરથ પારસીઓ બુરો સમજવા લાગા."

(૩૭) માજદીયસની જરથોસતી ધરમ કેવો પુરાતમ છે અને એ ધરમ ઉપરથી "ઇ-ભરાહીમ" પેગંમબર જે મુસા પેગંમબરની આગમજ થઈ ગયો છે તેણે પોતાના ધરમનો પાયો જરથોસતી ધરમ ઉપરથી રચેઓ હતો તે વીશે નામીચો જરમન વીદવાંન પ્રોફેસર "એનરસટ ડી. બંનસન" જુની બાઈબલ તથા મુસાની પોથી અને જરથોસતીઓની ઝંદ અ-વસતાઓની તપાસો કરી પોતાના ૧૮૬૫ માં છપાવેલાં પુસતકમાં એમ લખે છે કેઃ—

"ઇબિરાહીમ પેગંમબર જે ઇસુની પુરવે ૧૮૨૫ નાં વરસ ઉપર ૧૭૫ વરસની ઉમરે મરણ પામેઓ હતો તેના અસલી વડવાઓ "કાલડીયન" નામના પાહાડોની હદમાં વસતા હતા અને "ઇબિરાહીમ" જયારે ઉમરે પુગો તે વેલા એ મુલકમાં જરથોસતી ધરમ ફેલાવો પા-મેલો હતો તેથી ઇભરાહીમે જરથોસતી ધરમની મુખ્ય બાબદોની માહીતગારી મેલવેયા પછી પોતાનો ધરમ લોકોમાં ફેલાવેઓ હતો."

ઉપલી બાબદને મલતો વીચાર નામીચો વીદવાન "જીયોરજ રોલીનસન" પણ જણાવે છે કે "ઇભરાહીમ પેગંમબરના જમાનાની પુરવે બે હજાર વરશો ઉપર જરથોસતનો જમાનો હતો."

(૩૮) નામીચો ફરેંચ વીદવાંન "એનકુવીટીલ ડુપેરોન" જરથોસતી ધરમ વીશે રચેલાં પોતાનાં બીજાં પુસતકને શફે ૫૯૨ થી ૬૧૬ સુધી જરથોસતી ધરમની નીતીની બાબદ અને એ ધરમની મુલ મતલબની ખુબી જણાવતાં લખે છે કેઃ —

"એક ખોદાને માનવો, ભલી ચીજ પસંદ કરવી, બુરી ચીજથી દુર રેહેવું, પોતાનાં કરતાં જે કોઇ વડો હોય તેને માન આપવું, દુનીયાંમાં માણસ જાત શાથે ભાઇબંધી અને નેકીથી ચાલવું અને માણસોનાં સુખનો વધારો કરવો."

(૩૯) "મી૦ લેટર" નામનો એક વીદવાંન ગ્રંથકાર જરથોસતી ધરમ પુસતકોમાં શું શું બાબદો જણાવેલી છે તે વીશે પોતાનાં પુસતકમાં એક ગમ એમ જણાવે છે કે :—

"જરથોસતનાં ધરમ પુસતકોમાં દુનયાંની અવલ પેદાયસ તથા જીવ વીશેનો ખોલાશો જણાવેઆમાં આવેયો છે."

(૪૦) "ધી ડોકટરીઆન ઓફ ઇનકારનેશન" એવે નામનાં એક અંગ્રેજી ચોપાનીયાંને સફે ૨૦ મે જરથોસતી ધરમની ખુબીમાં એમ લખે છે કે :—

"જેબી કાંઈ હાલ કહેવામાં આવે છે, તેની સચાઇને પારસીઓનો જરથોસતી ધરમ ટેકો આપે છે. એ ધરમમાં અવતાર ચીજને માટે તદન ઇનકાર કરવામાં આવેલો છે. પારસીઓને ધરમ શીખાડનાર શીક્ષક મોટા પેગંમબર જરથોસત હોવાથી જેમ બુધ લોકો "શાકીઅમુની" ને માને છે તેમ પારસી લોકો એ મોટા દરજજાના પેગંમબરને માને છે. પારસીઓનું પવીતર ધરમ શાસ્ત્ર અવતાર ના પાડે છે એ તેની મોટાઈ છે અને જરથોસત જેવા મોટા પેગંમબરને તેઓ (યાને જરથોસતીઓ) ઇશવરી દરજજાનો ગણે છે, જોકે તે તો એક માણસ હતો. એ પેગંમબરની તારીફમાં ઘણુ સખુનો લખવા, એજ તેની મોટાઈમા ખતરો નાખનારી બીના છે."

(૪૧) "લંડન રીલીજીઅસ ટરાકટ સોસાયટી" એવે નામની ક્રીસચીયન ધરમગુરૂઓની મંડળી જરથોસતી ધરમનાં ફરમાંનો શું છે તે બાબે પોતાનાં પુસતકમાં એમ ખોલાસો કરે છે કે :—

"જરથોસતનાં ફરમાંનો એ હતાં કે ઉપયોગી ઝાડો રોપવાં અને સુકી જમીન ઉપર પાંણી પોંહોંચતું કરવું અને એવાં કામ કરનારને આખેરતની "નજાત" મલશે એવું ફરમાવયુ હતું તે છતાં એ ફરમાન ઉપર ઘણું સુંધી ધેયાંન આપવામાં આવયું ન હતું. માજદીયસની ધરમની સ્થાપના કરનારે (પેગંમબર જરથોસતે) એવું ફરમાવયું હતું કે, જે કોઇ ખબરદારી તથા ઊદયોગથી જમીનમાં બી વાવશે તેને દસ હજાર મરતબે બંદગી કરે તે કરતાં વધારે સવાબ લાગશે. એથીજ કરીને સાસાનીઆન તબકકાના પાદશાહોના જમાનામાં કદીમ ઇરાંનીઓ આ માહાભારત કામ (ખેતી) કરવાને ઉલટ બતાવતા હતા અને તેનું પરીણામ એ નીપજયું કે ખેતીવાડી આબાદ હાલતમાં આવી અને સરવે લોકો સુખ ભોગવવા લાગયાં એવું કરટીઅસ, એમીએનસ, મારસેલીનસ, અને બીજા પરાચીન કાળના ગ્રંથકારો લખી ગયાછે."

(૪૨) પારસીઓની શેહેનશાહતનો ઇ૦ સ૦ પુ૦ ૫૫૮ માં પાયો નાખનાર હખામનીઆન વંશનો નામીચો શેહેનશાહ "કાઇરસ" (સાઇરસ) કે જેને ખીલારેકી તખતીઓમાં "કુરૂશ" લખયો છે અને જેને યાહુદી લખનારાઓ "ખોરેસ"નાં નામથી ઓલખી ગયા છે તે મહાતમા શેહેનશાહ પોતાના જરથોસતી ધરમ ઉપર કેવો ચુસત હતો તે વીશે નામીચો યુનાની ગ્રંથકાર "ઝેનોફન" જે આજ ૨૨૨૦ વરસ ઉપર થઈ ગયો છે તે પોતાનાં પુસતકમાં એમ લખે છે કે :—

"ઈરાંની શેહેનશાહતનો સ્થાપનાર "સાઇરસ" ધરમને માન આપી ઇશવરની ભકતી કરવા ઉપર એટલું તો ધયાંન આપતો હતો કે તેણે ખાસ ધરમગુરૂઓ નેમી ઘટતી ક્રીયાઓ સાથે સવારને પોહોર ઇશવરની ભકતી કરાવવાનું ચાલુ કીધું હતું. શેહેનશાહ સાઈરસની આ ખુબીની ઘેરઘેર નકલ થવા લાગી, તમામ ઇરાંનીઓમાં સવારે બંદગી કરવાનો રેવાજ ચાલુ થયો અને સાઇરસના જમાનાથી તે હાલના જમાના સુધી એ રીવાજ ચાલુ રહેલ્યો છે. પોતાની પરજામાં થયલી એવી રીતની એકીનદારીના વધારાથી સાઈરસ ઘણો ખુશી થવા લાગો કેમકે તે કેહેતો હતો કે "જે પ્રજા ઇશિવરનો ડર રાખી તેની પરશતેસ કરે તે પ્રજા પોતાના હાકેમ તરફ પણ ફરમાબરદાર રેહેવીજ જોઇએ."

(૪૩) મી૦ ટાંમસ પેન નામનો એક કાબેલ અમેરીકન વીદવાંન જેણે ખરીસટી ધરમ

વીરૂધ પુશતકો રચેઆં છે અને જેણે તેમાં ફરીમેશન ધરમના મુલ પાયા વીશેની બાબદ જણાવતાં તેનો સ્થાપનાર જરથોસત હતો એવું જણાવીયું છે તે લખે છે કે:--

"પુરાતમ જમાનાનાં કયા વખતમાં અથવા કઇ કોમમાં એ ફરીમેશન ધરમ પ્રથમ જાહેર થયો હતો તે વીશેની તવારીખ અંધારામાં રહી ગઇ છે પણ ઘણું કરીને ઇજીપટ, બાબીલોન અને ખાલડીઆન લોકોને લાગુ પાડવામાં આવે છે. સુર્યની બાર રાસીની દેખઇતી ચાલ ઉપરથી ઇરાંનીઓને કાનુન બતલાવનાર જરથોસતે તેનું (યાને ફરીમેશનનું) એક ધરમ શાસ્ત્ર બનાવયું હતું કે જહાંથી (યાને ઇરાંન દેશથી) પીથાગોરસ તે યુનાન દેશમાં લાવયો હતો."

(૪૪) વલી એજ બાબદ વીશે મી૰ જીઓરજ સ્મીઠ નામનો એક કાબેલ વીદવાન કે જે ઇંગલંડની રોએલ આરટીલરી કોલેજનો એક શીક્ષક હતો અને "કેનટ" નામનાં શેહેરની ફરીમેશનરીનો પરોવેનશીઅલ ગરાંડ માસતર હતો તેણે શને ૧૭૮૩ નાં વરસમાં "ધી યુસ એંડ એબીયુસ ઓફ ફરીમેશનરી" એવે નામનું એક પુસતક છપાવી બાહેર પાડયું હતું તેમાં ફરીમેશન ધરમના કાયદા અને રીતભાત જરથોસતી ધરમ ઉપરથી છે તે વીશે તે એમ લખે છે કે:--

"ફરીમેશન ધરમ કદીમ જમાનાના કયા વખતમાં અને કઇ કોમના લોકોમાં પ્રથમ ઉતપન થયો તે વાત વગર તવારીખના જમાનામાં લખાએલાં પુશતકોના પેચમાં ખોવાએલી છે. તોપણ એ વાત ઘણું કરીને ઇજીપસીયન તથા બાબીલોનીયન તથા કાલડીયન લોકો ઉપર લાગુ પડે છે. તે પછી જરથોસત જે પારસીઓનો પેગમબર છે તેના કાયદા (દીન) તથા રીતભાત ઉપર એ ધરમ લાવવામાં આવયો યાને શુરજની દેખઇતી બારે રાશીની ચાલ ઉપર તેઓ ચાલવા લાગા તે પછી ત્યાંથી (યાને ઇરાંન દેશથી) પીથાગોરસ એ ધરમને યુનાન દેશમાં લાવયો હતો.[1] સુર્ય જે છે તે ખોદાની દેખઇતી મોટી નીશાન છે જેને પારસી લોકો દેખઇતો કેબલો કરી માનેચ અને સઘલી તેઓના ધરમની રીત રશમ સુર્યની ચાલ જે બારે રાશીઓમાં છે અને એનો પરતાપ જે પુરથવી ઉપર છે તે શાથે મલતી છે અને ફરીમેસનવાલાઓએ પણ એજ રીત પકડેલી છે. પારસીઓ એ માહાભારત નુરાની વસતુને એમ શમજી માને છે કે એ સુર્ય જે છે તે અંનદીઠ પરમેશ્વર જેને વગર અંતના જમાંનાનો સાહેબ કરી કહે છે તે સાહેબની જાહેર દેખઇતી જાગતી નીશાંની છે."

(૪૫) "પ્રોફેસર ડાકટર એલ. એચ. મીલસ" નામનો જાણીતો કાબેલ અમેરીકન વીદવાન પોતે કીધેલા ગાથાના તરજુમાવાળા પુસતકના દીબાચાની સેવટે જરથોસતી ધરમની તારીફ કરતાં એમ લખે છે કે: --

"આગળા વખતમાં જરથોસતી મહજબથી જે સાધારણ કાયદાઓ ઉતપન થયલા છે તે વીશે થોડાજ વીચારો ઉમેરવાની અગત છે. લાંબા જમાનાઓ સુધી લાખો માણસોના મન ઉપર અજવાલું પાડવું અને તેઓના આતમાને ઊંચી પંકતીએ મુકવો એ જો કંઈ

---

૧ ઉપલા વીદવાંનને મલતો વીચાર ડાકટર ડાડ નામનો એક કાબેલ વીદવાંન જે ફરીમેસનનો ગરાંડ માસતર હતો તે લંડનની ગરેટ કુવીનસ્ટ્રીટમાં આવેલા ફરીમેશન હાલમાં ફરીમેસનની ઉતપતી બાબે કરેલાં ભાશાણ વેલા એમ બોલીયો હતો કે:—"ઈ. સ. પુરવે ૧૦૦૮) વરશ ઉપર ફરીમેશન ધરમનો પાયો નખાયો હતો તે પછી ઈ. સ. પુરવે ૫૦૦) વરશ ઉપર પીથાગોરસ ઉગમન (ઈરાંન) દેશથી આપણા આથમણ દેશને પરકાશ આપવા સારૂ લાવયો." વલી આલબરટ મેક તથા ડોનલડ કેમબલ નામના ફરીમેસનની મોટી પદવી ધરાવી ગયેલા નામીચા વીદવાનો એમ જણાવી ગયા છે કે:—"કાબેલ વીદવાનો એમ કહે છે કે ફરીમેસન ધરમ પુરાતમ પારસીઓ યાને જરથોસતી ધરમ પાલનારાઓમાંથી ઉતપન થયેલો છે."

પણ અગતપતા ધરાવતું હોય તો સઉથી અગતયના પરીણામો લાવવામાં જરથોસતી ધરમની જોરાવર અસર હતી એ ના પાડવા માટે મજબુત સાબેતી જોઈએ. લોકોને પોતાની બાહાર જોવાને બદલે પોતાના (દીલની) અંદરજ જોતાં શીખવવું અને તેઓને એમ માનતા શીખવવું કે દુઃખ અને પાપ ઓદાની કાંટા ભરેલી શકતીમાંથી ઉતપન થતાં નથી, તથા સારા વીચાર, વચન, અને કામને સઘલી પવીતરાઈ માટે જરૂરના જાણવા તથા અંતઃકરણથી કીધેલાં કામો પરમાણે છેલા ઇનસાફની (યાને રસતાખેજની) વેળા આશા બાંધી અને રૂહ નેકીના બેહેશતમાં યાતો બદીના દોજખમાં જશે અને અંતઃકરણનું સુખ અથવા દુઃખ તેના બદલા તરીકે મળશે એમ શીખવવું એ બીનાઓ ગંભીર તવારીખ લખનારાઓ કંઇ થોડી અગતની વીચારી શકશે નહીં. અને બીજા હાથપર અગરજો એઓને ઘણી અગતયની કબુલ કરવામાં આવે તો માણુસ જાતની તવારીખને જેઓ કીમતી ગણે છે તેઓ સઘળાઓએ ઝંદ અવસતાને માન આપવું જોઇએ અને તેનો અભયાસ કરવો જોઈએ."

(૪૬) રાવ સાહેબ વીશનું રામચંદર એમ. એ. પોતાના "કરીટીસીઝમસ ઓન રીલીજીઅનસ" એવે નામનાં સને ૧૮૭૯ નાં વરસમાં છપાવેલાં પુસતકમાં જરથોસતી ધરમ વીશે એમ લખે છે કે :—

"કોઇપણ માંણસે–કહો કે લખનારે, શોધકે, અને વકતાએ બીજા ધરમોના વીવેચન કરતી વેલા એ જરથોસતી ધરમ જેવા બુલંદ ધરમને વીસરવો જોઇતો નથી, કેમકે એ ધરમમાંથી પણ ઘણું ને ઘણું નવું અને ઘયાંન રોકનારૂં આપણને મલયા વગર રેહેતું નથી"

(૪૭) રાજયમાન રાજેશ્રી ભાઈશંકર સવરૂપભાઇ "માનવતા ધરમની મોજ" એવે નામનાં છપાવેલાં ચોપાનીયામાં જરથોસતી ધરમ વીશે એમ લખે છે કેઃ—

"હમો હીંદુઓ પણ જરથોસતી ધરમને ઇનશાફ આપવાનું વાજબી શા માટે વીચારીયે છીયે, કે તેમાં પણ વીવેકનો ભંડાર સમાયલો છે."

(૪૮) "મીo એ. વાહીત લો" નામનો એક વીદવાંન સને ૧૮૩૩ માં "રીપબલીક ઓફ લેતરસ" એવે નામનાં પોતાનાં ચોથા વાલંમમાં જરથોસતી ધરમ વીશે એમ જણાવે છે કેઃ —

"જે ઉતમ ધરમો મેં જોયા છે, તેમાં જરથોસતી ધરમ તો મેં છેક બુઢાપામાં જોયો છે, બાકીતો હું આગલથી એ ધરમને માટે પણ ઘટતું કરતે."

(૪૯) "રેવરંડ એસ. જી. થીઅરબ" નામના એક અમેરીકન ધરમગુરૂએ તારીખ ૨૪ મી મે સને ૧૮૮૪ ને દીને જુદા જુદા ધરમોને લગતું એક ભાશાણ કરયું હતું તે સમાપત કરતી વેલા જરથોસતી ધરમ વીશે જે થોડાક શબદો કહયા હતા તેમાં તેણે એમ કહી સમજાવીયું હતું કે "જે ધરમોનું મેં એક ટુકું બીઆન આપયું છે તેઓમાં જરથોસતી ધરમ ફકત વખાણવા લાયક છે અને તેની સફાઈ ફકત નીરમલ છે. ઇરાંનીઓની બંદગી ઝંદ ભાશામાં લખાયલી છે કે જે ભાશા એટલી તો મધુર છે કે તે કાંનને પણ ખુશી આપે છે—તેઓની બંદગીના શબદો તેઓના ધરમની શરૂઆતથીજ ઘણાજ પવીત્ર છે અને તેઓના અરથો એટલા તો સારા અને ઊંડા મીનીંગ ધરાવે છે કે હજુર સુધી કોઇ પણ પુરતી રીતે તેઓને (અવશતાને) સમજી શકતું નથી."

(૫૦) "કરનલ હેનરી એસ. આલકાટ" જેણે થીઓસોફીકલ સોસાયટી નામની મંડલી સને ૧૮૭૫ નાં સાલમાં સ્થાપી હતી તેનો તે પ્રમુખ ગણાય છે, તે મુંબઇના પારસી-

ઓની અરજ ઉપરથી જરથોસતી ધરમની મુલ મતલબ વીશે તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૮૨ ને દીને મુંબઇના ટાઉનહાલમાં કરેલાં ભાશણમાં એમ બોલેઓ હતાં કે:—

"આજની બાબદ ઉપર પારશીઓની હજુર ભાશણ આપવાનું તમારૂં આમતરન મેં મોટી શંકા શાથે કબુલ રાખ્યું છે. ભાશણનો વીશય એટલો તો ઉતમ, તેનું વાચન એટલું તો કીમતી અને તેના વીભાગ એટલા તો સંબ્ંધીઆબંધ છે કે કોઇબી હઈયાત માણસ તેને એકજ ભાશણમાં પુરતો ઈનસાફ આપી શકે નહી. માજદયશની ધરમના ગુપત અરથમાં આજ વરસો થયાં મેં જે કેટલોક ભાગ લીધો છે તેનેથી અતરે હાજર થયલા શીખેલા પારશી વીદીયારથીઓમાં માતર એક બેનેખી વાકેફ કરવામાં હું ફતેહ પામીશ તો હું ખરેજ ઘણો ખુશી થવશ. તમારો જુનો ધરમ જે જરથોશતે ઇરાનના મુલકમાં જાહેર કીધો હતો અને જેણે એક વેલા હીમાલય પરવતની પેલી બાજુની આખી દુનીયાંને ચકચકીત કરી નાંખી હતી, તેવો તમારો ધરમ હાલની વીદયાની છેલ્લામાં છેલી શોધને અનુસરતો ઉતરે છે. તમારા ધરમનું સ્થલ સચાઇની ટોંચ ઉપર છે, તે ગેબી વીદયાનો જીવતો પાહાડ છે, કે જેની ઉપરથી માણસ જાતના આગલા વડીલો કે જેઓ ભેદી વીદયા (યોગ વીદયા)નું ગ્નાન ધરાવતા હતા તેઓએ સઘલા ધરમોની રચના કીધી છે, અને તે ધરમોએ સેંકડો ઓલાદોના વીચારો ઉપર અસર કરી છે, તથા તેમની ઉમેદોને ઉતેજન આપયું છે. જરથોસતે જે ધરમનો ઉપદેશ કીધો—પછી તે ધરમ જુનો કે નવો હતો—તે એટલો તો ઉમદા હતો કે પશચીમ તરફની ફીલસુફીની ગ્રીસ દેશની વડી પાઠશાલા ઉપર નહી ફીટી શકે એવી રીતે તેણે (જરથોસતે) પોતાનો છાપ મારેલો છે. જરથોસતી ધરમ પ્રથમમાં અતીશય ઓદાઈ બાશીયત ધરાવનારો હતો. એવો બાલેશ ધરમ બીજો હું કોઇ જાણતો નથી કે જેને ભેદી વીદયા જાણનારા વીદવાનોએ તથા બાહોશ લોકોએ સરવેથી મોટી પદવી આપી છે. એવો ઉતમ ધરમ દેખીતી રીતે પડી ભાંગીઓ છે. એ ધરમ બાહારની એવી કીરીયાઓથી ભરપુર છે કે જે સમજી શકાતી નથી. તે ધરમ એક વખતે પ્રકાશીત ખુબીઓના ભંડારથી ઘણો ભરપુર હતો, જે હાલમાં ખબડી ગયો છે; એટલું છતાંબી એ ધરમને તેનું અસલ ખરૂં રૂપ પાછું આપી શકાય એમ છે. હજુર સુધી તેની રોશની પ્રકાશે છે. તમારા ધરમમાં જેટલી મકમ તથા પાયાદાર સચાઇ ભેદ ભરેલાં રૂપમાં સમાયલી છે, એટલી બીજા કોઇબી ધરમમાં નથી એવું તમો આગલ જાહેર કરવાને તમારા ટોલાના બે ચાર જણને મેં ઉશકેરીઆ હતા, પણ તેઓએ તે કામ હાથ ધરીઉં નહી તેમાં મારી કશુર નથી."

(૫૧) "મીસીસ ફરાંશીસ પાવર કાબ" નામની એક કાબેલ અંગ્રેજ સ્ત્રીએ શને ૧૮૬૫ માં જરથોસતી ધરમ ઉપર એક રેશાલો લખેઓ છે, તેમાં જરથોસતી ધરમની વખાણ કરતાં તે એમ જણાવે છે કે:-

"જરથોસતી ધરમ સઘલા ધરમો કરતાં ઘણો પુરાંનો છે. એ ધરમની નીતીની અસરથી તેના પાલનારા ઇરાંનીઓ શકતીમાં અને દબદબામાં એટલા તો વધી ગયા હતા કે તેઓની બરોબરી કોઇ કરી શકતું ન હતું. અને એજ નીતીની અસર પાછલથી થોડી ઘણી યાહુદીઓને મલી અને યાહુદીઓ ઉપરથી કરીસચીઅન પંથમાં દાખલ થઇ હતી. જરથોસતે લોકોને જે ધરમ શીખવ્યો હતો, તે ધરમ એકજ ખોદાને માનનારો હતો, પણ પાછલથી તે ધરમમાં બીગાડો થયો હતો. ઝંદ અવસતાનાં પુસતકો માહેલી બાબદો જે તેનાં પુરાતનપણાંને લીધે, તથા ઘણી બુલંદ નીતીના એક ધરમને આગલ વધારવામાં તેઓએ જે ભાગ લીધો તેને લીધે, એકદમ માનવાને લાયક છે તે બાબદો પેહલ વેહલાં તો નાશીપાશી પેદા કરે

એવી છે, પણ "વીહીટની" લખે છે તેમ "અગરજો આપણા અસલી વીચારો અને ખેતીનો અભયાસ માગતા હોઇએ, યા ધરમ અથવા ફીલસુફી શીખવા માંગતા હોઇએ અથવા શાહેરીના ખેયાલથી આપણાં દીલપર અસર કરવા ચાહતા હોઇએ તો ઝંદ અવસતા મધેથી આપણી મતલબને લગતું થોડું ઘણું મલી આવશે." પણ એ પુસતકો સજીવન થયાં છે, તેની કીંમત એવી રીતે તપાસવી ન જોઇએ. માણસ જાતની શરૂઆતની તવારીખ વાંચવા તથા દુનીયાંને પીછાણવા માણસે કોશીશ કેમ ચલાવી, તે શોધી કાહાડવા આપણે એ પુસતક (અવસતા) ને પકડીએ છીએ બલકે આપણ એટલા સુધી કહી શકશું કે જે રોશનીઓ (અવસતાઓ) આ દુનીયાંમાં જનમેલાં દરેક માણસને અજવાલું આપે છે, તેનાં પેહેલાં કીરણો જોવાને જે હમેશગીનો જાહેર થયલો ધરમ (જરથોસતી ધરમ) જેમ જેમ દીવસ ઉગતો જાય છે તેમ તેમ વધુ પ્રકાશે છે. તેનાં બાબદાદનાં કીરણ જોવા માટે આપણે એ પુસતકો (અવસતા)ને હાથમાં પકડીએ છીએ. હાલના પારશીઓ જેઓ સાઇરસ તથા દારાએશની આગલી શેહેનશાહતનો બાકી રહેલો એક ભાગ છે તેઓના ધરમ કરતાં બીજી કોઇ પણ કોમનો ધરમ માન સાથ જોવાને તથા તેમના ધરમ સાસ્ત્ર ઉલટથી તપાસવાને હક ધરાવતો નથી. આવતી દુનીયા (હમેશગી) ની જીંદગીનું ધરમ તતવ જે જરથોસતનું ગણાય છે, અને જેનો સઘલો સાર ઝંદ અવસતામાંથી મલી આવે છે અને જે ઝંદને હમણાના પારસીઓ માને છે તે અતીશે મોતેબર વીચારનું ઠરે છે. જે કોમે આવતી દુનીયા વીશે આ પરમાણે વીચાર બાંધયો હોય તે કોમે અલબતાં જરૂર કરી નીતીની ગતીમાં ઘણો મોટો મરતબો હાંશલ કીધેલો હોવો જોઇએ. જરથોસતીઓને ભણવા ફરમાવેલી બામદાદને વખતની સુંદર બંદગીઓમાં અહુરમજદથી આશરો મલવાની બંદગી કરી, પોતાની ઠેડવેલી ફરજ અદા કરવા બાદ તેઓ (જરથોસતીઓ) ને હુકમ ફરમાવેલો છે કે દરરોજ આ બુલંદ, અસરકારક જાહેરનામું (યાને બંદગી) ગોખીઆ કરે, (યાને બંદગી કરીઆ કરે) તે એ કે રસતાખેજને વખતે દોજખનો નાશ કરેઆમાં આવશે આ રીતનું ધરમ તતવ જેમાંથી માણસને સેવટની ફતેહ આગમજથી જણાએલી હોએ તેને તેવી લડાઇમાં બદીની સાંમને બાહાદુરીથી લડવામાં મદદ કરે તે બાબે શક ધરવો એ કાંઇ સેહેલું નથી આમ વીચારીએ તો શું ભુલ ગણાએ ? જરથોસતીએ જેવી સચાઇથી આ મોટી લડાઇ માથે લીધેલી છે, જેહવી સફાઇથી તે ભલા બુરા વચ્ચેના વીચાર જાણી ચુકો છે અને જેવી દીલસોજીથી ભલાઇની બાજુએ તે પોતાને ફેરવે છે તે સેવટની ફતેહના આ એતેકાદમાં તેને મદદ કરતી હશે. તેનો કંઇ વેહમી, સુસ્ત, તપેસરી ધરમ નથી. આ ધરતી ઉપર જીવ તથા સુખનો વધારો કરવાને તે (ધરમ) તેના ઉપર મોટી ફરજ નાખે છે. તેની મેહેનત કરવાની, પરણવાની, રોપવા તથા વાવવાની, દાંન પુન કરવાની ફરજ છે, જે ફરજ હીંદુસતાનમાં હાલના પારસીઓ ખરેખર ઘણીજ ઉમદા રીતે અદા કરે છે. કાંજે તેને પોતાની ધરમ પોથીમાં ચેતવણી દાખલ જણાવીઆંમાં આવેલું છે કે જે ધણીઓ બખસવાની હોંસ રાખતા નથી, તેઓ સારૂ રેહેવાની જગો નીચે છે. અપવાસ કરવાને તેને મના કરેલી છે કાંજે સારાં કામમાં વાપરવા સારૂ સોંપેલી સખતીને નબલી કરવી એ દોસ ભરયું છે. તે (જરથોસતી) જો એવું વીચારતો હોએ, કે ભલાઇ દુનયામાં હકુમત ચલાવનારી સખતી છે તો તે આવાં નીતી શાસ્ત્રનું કુદરતી પરીનાંમજ ગણાએ, જેઓએ આ પરમાણે કરવાને બેહદ મેહનત લીધી હશે તેઓએ બદી અથવા દુખ જોતાંને વાર તેને દફે કરવા મેહનત લીધી હશે; તેઓ પેલી સચાઇ ઉપર ઘણોજ ભરોસો પામીઆ હશે કે આપણી ફીલસુફીનો છેલો શબ્દ તે આ એક ખરેખરો માવતર-ફરજંદના શબ્દ જેહેવા ધરમનો પેહલો છે તે એ કે "હરેક રસતે પણ સેવટે નેકીજ બુરાઇ ઉપર ફતેહ મેલવસે."

(પર) "પ્રોફેસર યુજીન બરનુફ" નામનો એક નામીચો ફરેંચ વીદવાન કે જે ફરાનસની બાદશાહી પાઠશાળાનો પ્રોફેસર હતો તે જરથોસતી ધરમની ખુબી બાબે તેમજ અવસતા માહેલી નીતી વીશે પોતાના "કોમન તેરી શુરલ યસના" નામનાં સને ૧૮૩૩ માં છપાવેલાં પુસતકમાં પારસીઓ જે યસતમાં ખોદાની બંદગી કરે છે તેની શું ખુબી છે અને તેવી બંદગી કરવાથી તેની અસર કેવી પોંહોંચે છે તે ઉપર પોતાનું મત જણાવતાં લખે છે કે:-

"આ જગાએ બતલાવવાનું મારૂં કામ નથી કે એક કાયદો (માજદીયસની દીન) જે આપણા જાતી ભલા ગુણોને વધારવામાં મદદ કરે અને માણસો ઉપર જે મોટી અગત દાખલ ફરજ નાંખે કે બદીના મુલ સાથે સદા લઢીયા કરવું તેની અસર એશીયાનાં લોકો (ઈરાંનીઓ) જેઓએ જુદે જુદે વખતે તે (કાએદો) એખતીયાર કીધો હતો તેઓ ઉપર કેવી થઇ હશે! તોપણ આટલું તો કેહેવાઇ શકાય છે કે જે લખાંણ (અવસતા) મરદાનગીને મલતું તેમજ ધરમને પણ લગતું જે ઘણીખરી યશતોમાં જોવામાં આવે છે તે એવી તો શુરભરી એબારતમાં લખીઆમાં આવયું છે કે અસલી તવારીખને આપણે કબુલ રાખીએ તો સાઇરસની શેહનશાહત જે છેક ઊંચી વધી ગઇ હતી તે વેલાની મરદોની મન શકતીને તેની (અવસતાની) અસર પોંહોંચીઆ વીના રહી નહી હશે." (આ વીદવાન સને ૧૮૫૨ માં મરણ પામયો હતો.)

(૫૩) "ચાઇનીઝ રીપોઝીટરી" નામનાં એક અંગરેજી માસીક ચોપાનીયાંના સને ૧૮૪૨ ના ડીસેમબર માસના અંકમાં જરથોસતી ધરમ વીશે એક લખાંણ કરવામાં આવયું હતું તેમાં જરથોસતીઓ એકજ ખોદાને માને છે તે વીશે એમ ખોલાસો આપીયો હતો કે:—

"પારસીઓના ધરમને માજદીયસની અથવા યઝદાંપરસતી કરી કહે છે અને તેનો અરથ "ખોદાપરસતી દીનનો" કરી થાએ છે. "મજદ તથા યઝદ" એ શબ્દોનો અરથ "ઈસવર" નો થાય છે તથા "યસની" નો અરથ બંદગી–આરાધના કરવાનો થાએ છે. મોટી બંદગી કરતી વેલા એ નુરી ચીજો (આતસ અથવા સુર્ય)ની તરફ જરથોસતીઓ પોતાનું મોઢું કરે છે કાંયકે તે અંનદીઠ ઈસિવરની દેખઇતી નીશાની છે. તેઓ દરરોજ પોતાનાં આતશ કદેહોમાં જાય છે, તયાં વાયેજો થતી નથી પણ સઘલા પોતાની બંદગી કરે છે. તેઓનાં આતશ કદેહોમાં તેઓ આતશને પાક અને પવીતર કરી મોટી જાલવણીથી રાખે છે અને તે બાબેની કીરીયાઓ ઉપર તેઓ (મોબેદો) ઘણું ધયાન આપે છે."

(૫૪) "મી૦ બલાકવાલ" નામના એક વીદવાન ગ્રંથકારે દુનયાંના જુદા જુદા ધરમની ખોલ કરી તેનો એક ગ્રંથ બનાવેઓ છે તેમાં આગલા ઇરાંનીઓ એકલા એકજ ખોદાની પરસતેસ કરતા હતા તે વીશે તે એમ લખે છે કે:—

"ઇરાંનીઓ બુતપરસત નહીં હતા, તેઓ એક ખોદાને માનતા હતા તથા તેને સઘલી ચીજોનો પેદાનો કરનાર કરી ગણતા હતા, અને તેઓ ખોદાની બંદગી કરતી વેલા આતશને માતર ખોદાની નીશાંની તરીકે ગણતા હતા."

(૫૫) "યુશીબીએસ શાલાવરતી" નામનો એક વીદવાન રૂમી ગ્રંથકાર જે ઈ૦ સ૦ ચોથી તથા પાંચમી સદીની વચે થઇગયો છે તેણે પોતાની "ફીલોસોફીક" અથવા "મેજીક" નામની કેતાબને સફે ૧૯૧–૧૯૨ માં જરથોસતીઓ એકલા એક ખોદાને માંનનાર છે એમ જણાવતાં લખે છે કે:—

"બુતપરસતી લોકોના ધરમો કરતાં જરથોસતી ધરમ સરવેથી ઉમદા છે, કારણ કે એઓ (જરથોસતીઓ) ખોદાને માનનારા છે, અને ખોદાની પેદા કીધેલી નુરી ચીજો–સુર્ય અને ચંદ્ર તરફ માનની નજરથી જોનાર છે."

(૫૬) "પ્રોફેસર ડાકટર એડોલફ રાપ" નામનો એક કાબેલ જરમન વીદવાંન કે જે જરથોસતી ધરમનો એક અભયાશી છે, તેણે "ઇરાંનીઓનો ધરમ અને રેવાજો" વીશેનું એક પુસતક બનાવયું છે, તેમાં તે લખે છે કે :--

"આપણાં લખાંણોના આધાર ઉપરથી આપણ એવું નકી કરીએ છીએ કે ઇરાંનીઓની શેહેનશાહતની શરૂઆતમાં એ લોકોનો અહુરમજદી ધરમ ખરેખરો પોતાની ચઢતી હાલતમાં આવ્યો હતો, તેમજ જે વેલાએ એ શેહેનશાહત પડી ભાંગી તેજ સાથે એ અહુરમજદી ધરમનીબી પડતી થઇ હતી."

(૫૭) "પ્રોફેસર ડાકટર વીલીયમ ગાઇગર" નામનો જરમન વીદવાન કે જે જરમની દેશનાં એરલેનગન શેહેરની પાઠશાલામાં પુરવ દેશની ભાશાનો પ્રોફેસર છે અને જે જરથોસતી ધરમનો એક અભયાસી ગણાય છે, તે પોતાના "અસલી ઇરાંનના પુરવ ભાગના સુધારા" એવે નામના એક રેસાલામાં જરથોસતી ધરમની તારીફમાં એમ લખે છે કે :—

"જરથોસતનો ધરમ સુધારાનો ધરમ હતો. એ ધરમ પોતાની મેલેજ બેમાલુમ ઉગી નીકલેલો ન હતો, પણ ગુમરાહી ઉપર સુધારો કરી રચાયલો છે."

(૫૮) "મી૰ આરતર હેનરી બલીક" નામનો એક કાબેલ અંગ્રેજ વીદવાંન કે જેણે અવસતાના જરમન તરજુમાનો અંગ્રેજીમાં તરજુમો કરયો છે તે પોતાનાં પુસતકમાં જરથોસતી ધરમ બાબે મત આપતાં જણાવે છે કે :—

"માજદયસનાંન ધરમ કે જેણે યાહુદીઓના ધરમની સેંકડો વરસ અગાઉ રૂહનું અમરપણું અને પેલી જાંહાંનના બદલા બાબે શીખાડયું હતું, અને જે ધરમે ખરીસતી ધરમની હજારો વરસ અગાઉ જાહેર કરયું હતું, કે માણસજાતે બોલવામાં, કરવામાં તેમજ વીચારવામાં અશો રેહેવું (યાને સાચું મન રાખવું) જોઇએ, અને ગુનાહનો બદલો વલવાની અગાઉ પસતાવું જોઇએ છે. એ ધરમના માનનારાઓને બેકદરપણાંથી જાનવરોને વઠીક મારવાની મના ફરમાવેલી છે, અને તેમી જે વેલા ફરેંચ અને અંગ્રેજોના વડવાઓ પોતાના દેવતાઓને માણસોનો ભોગ આપતા હતા તેવે વખતે; તયારે તો આવો અશો બુજરોગ ધરમ આખી સુધરેલી દુનીયાંમાં માન પામનારો છે, કે જેને માટે પારશીઓએ મગરૂર રેહેવુ જોઇએ છે."

(૫૯) પ્રોફેસર માક્ષ મુલર "ધરમની ઉતપતી તથા વરધી" એવે નામનાં પોતાનાં પુસતકમાં અવસતામાં આવેલો "અષ" યાને અસેમવહુનાં અરથની બુલંદ ખુબી તથા તે કેટલો પુરાતમ છે તે વીશેનો ખોલાસો કરતાં એમ લખે છે કે :--

"અતયાર સુધી ઝંદમાંના અશનું ભાષાંતર 'પવીત્રાઇ' કરવામાં આવ્યું છે. અને હાલના પારસીઓ હંમેશ તેનો આ અર્થ કબુલ રાખેછે. પણ એક ઘણા કાબેલ ફ્રેંચ વિદ્યાર્થિ મોં૰ ડાર્મેસ્તેતરે જેમ થોડુંક થયાં દેખાડી આપ્યું છે તેમ, તે શબ્દની આ તો બીજી ઉત્પત્તિ છે, તથા જે અર્થ ઋતનો વેદમાં થાય છે તે અર્થ અશને લાગુ પાડયાથી અવસ્તામાંનાં ઘણાં વાકયો પેહલીજ વખતે પોતાનું ખરૂં લક્ષણ લેછે. (તેનો અર્થ બંધ બેસતો થાય છે.) એ વાત ના પાડી નહી શકાય કે જેમ વેદમાં તેમ અવસ્તામાં અશનું ભાષાંતર કેટલીક વેળા પવિત્રાઇ કરી શકાય; અને જયાં યજ્ઞો બરાબર કરવા માટે જણાવેલું છે. ત્યાં તે ઘણી વેળા વપરાયલો છે. એવે ઠેકાણે અશનો અર્થ જેને 'સારા વીચારો, સારા શબ્દો, સારાં કામો' કરી કેહવામાં આવે છે, તેમાં સમાઇ જાય છે. સારૂં એટલે કે ક્રિયાકામોમાં જે સારૂં અથવા ખરૂં, યજ્ઞ કરવામાં એક પણ ચુક કે ખોટા ઉચ્ચાર વિનાનું તે છે. પણ કેટલાંક વાકયો ઉપરથી એવું

માલમ પડેછે કે જરથોસ્તને પણ કોઈએક અનુક્રમ અથવા ઔતની હયાતી જણાઈ હતી. સહવાર, બપોર, અને રાત કેમ જાય છે, તથા જે નિયમ તેઓને માટે ઘડી કાઢેલા છે તેને અનુસરીને તેઓ કેવી રીતે ચાલે છે, તે વિષે વળી તે (જરથોસત) બોલેછે; સુર્ય અને ચંદ્રવચે ચાલતા પુર્ણ સ્નેહથી, તથા જીવંત વિશ્વમાં જે એકત્વ છે તેથી, દરેક જન્મના ચમત્કારોથી, અને માતા પાસે પોતાના બાળકને માટે ખોરાક કેવી રીતે વેલાસર મળી આવે છે, તેથી તેપણ સાનંદાશ્ચર્ય પામે છે. જેમ વેદમાં તેમ અવસ્તામાં પણ જગત અશને અનુસરીને ચાલે છે, તથા સૃષ્ટિ અશની ઉત્પત્તિછે એમ જણાવેલું છે. દીનદારો (ધર્મભક્તો) આ દુનિયાંમાં પોતાની હયાતીમાં અશના રક્ષણ માટે પ્રાર્થના કરેછે, અને મરણ બાદ સર્વથી ઉત્તમ આકાશ, જે અશનું રેહઠાણછે, ત્યાં અહુરમઝદને જઈ મળશે. ખરો સુભક્ત છે તે અશનો બચાવ કરેછે, અને અશથી દુનિયાંમાં વૃદ્ધિ અને આબાદી થાયછે. દુનિયાંનો મોટામાં મોટો નીયમ અશ છે, અને દીનદાર (ધર્મભક્ત)ની મોટામાં મોટી મનની ઇચ્છા અશવન એટલે અશ ધરાવનાર એટલે અશો થવાની છે.

આ ઉપરથી એવું દેખાડવું બસ થશે કે હિંદુઓ તથા ઇરાનીઓ છુટા પડયા તે આગલ વિશ્વને લગતા કોઈ અનુક્રમની હયાતી વિષે માનવામાં આવતું હતું, તથા તે અનુક્રમ તેઓના પ્રાચીન સામાન્ય ધર્મનો એક ભાગ હતો, અને તેટલા માટે અવસ્તાના સર્વથી પુરાતન ગાથા કરતાં વધુ પુરાતન, અને વેદના સર્વથી પુરાતન મંત્ર કરતાં વધુ પુરાતન તે (અશ) હતો."

(૬૦) "ધી કોરનહાલ મેગેઝીન" નામનાં લંડન શેહેરમાં નીકલતાં ચોપાનીયાંના ઈ સ૦ ૧૮૮૩ ના અક્ટોબરના અંકમાં જરથોશતી ધરમ અને તવારીખને લગતું જે લખાણ કરવામાં આવયું છે તેમાં લખે છે કે:—

"પારસીઓના ધરમ, રેવાજ અને તવારીખને લગતું ગ્નાન બહુ ધયાંન આપવા જોગ છે. પારશી ધરમ દુનીયાંમાં બહુજ જુનો છે, અને હાલમાં તે ધરમ પાલનારા માતર મુ-ઠીભર છે, તોપણ અસલના વખતમાં એ ધરમ આખો સુધરેલી દુનીયાંનો ગણાતો હતો. મેરથાનની લડાઈમાં અસલના ઈરાંનીઓ અથવા હાલના પારશીઓના વડવાઓ જો ઉલથાપ ખાઇ મારીયા ગયા ન હતે તો યુરોપ અને બીજા દેશોમાં ખરીસતી ધરમ પેવશ થવાની સેંકડો વરસ અગાઉ જરથોશતી ધરમ ઘણે ઠેકાણે દાખલ થઇ ગયો હતે."

(૬૧) "મોંશીઓ એડમંડ પલાચટ" નામના એક ફરેંચમેને "રીવયુ ડી ડુ મોનેદ" નામનાં પતરમાં પારસીઓ અને તેમના ધરમની વખાણ કરતાં જણાવયું છે કે:—

"જરથોસ્તનો ધરમ ફંઈજ નહી પણ ખોદાની હસતી, તેનું બલ, માણસ જાતની સંભાલ કરવાની તેની ખુબી અને તે ઉપરાંત આતશને એક કેબલા તરીકે માન આપવાનું શીખવે છે. બુરાઈનાં તત્વ અને બુરાઇને ઉતપન કરનાર આહરેમનને ધીક્કારવાને તે ધરમ ફરમાવે છે. આ વીચારો સરવે ધરમને મલતા છે પણ એક ચીજ એવી છે, જે બીજે કેથે જણાતી નથી. જરથોસત શીખવે છે કે આખી દુનયા એક ખોદાને માનનાર થાય, તેની ઘણો વખત અગાઉ આહરેમન યાને બદીનું મુલ નાશ પામશે. આ એક દીલાસા ભરેલું ફરમાંન છે અને તે પારસીઓના પવીતર આતમાનાં નયાય વીશે ઘણો ચલકતો વીચાર આપે છે."

(૬૨) "એડીનબરો રીવયું" નામનાં એક અંગ્રેજી ચોપાનીયાંના અક્ટોબર ૧૮૮૫ ના અંકમાં "ઇરાંનના અસલી રહેવાસીઓ" એવી આરટીકલમાં પારસીઓ એકજ ખોદાને મા-

નનારા છે તે વીશે લખે છે કે "પારસીઓનો ધરમ એકજ ખોદાને માનવાનો છે પણ એ લોકો ઘણા ધરમવાલાઓ શાથે ભેલાવાને લીધે કેટલીક રીતે ગુચવાઈ ગયા છે."

(૬૩) "સર રીચરડ ટેમપલ" નામના મુંબઇના આગલા ગવરનરે તા૰ ૧૧ મી આગસ્ટ ૧૮૭૭ માં ટાઉન હાલમાં પારસીઓ વીશે એક ભાશાણ કીધું હતું તે વેલા જરથોસતી ધરમની કેટલીક ખુબીઓ વીશે તે એમ બોલીઓ હતો કે:—

"તમો લોકો ધરમની જાલવણી માટે તમારૂં વતન તજી આવ્યા છો કે જે ધરમનાં કેટલાંક ફરમાન હમો ખરીસતીઓ વટીક ઘણી સારી રીતે સમજીએ છીએ. કેમકે એ ધરમે સરવથી ઉમદા એ શીખવયું છે કે માણસોએ મરણ પામવા પંછી પાછા ઉઠવાનું છે, અને આ જીંદગીમાં જે કંઈ સારાં કે માઠાં કામ થયાં હોએ તેનો ખોદાની હજુર હીશાબ આપવો છે. એવા એક મોતેબર ધરમને માટે તમારા વડવા આરબો સાથે હીમતથી લડયા હતા. સેવટે સાચું બોલવા વીશે તમુને ભલામન કરવાની તો કંઇ ગરજ નથી કારણ કે સાચું બોલવું એ તો જરથોસતી ધરમનો અસલ કલામ છે કે જે ધરમને હમો લોકોબી વખાણીયે છીયે અને તમારા ધરમની ખુબીઓ અને કેટલીક નાદર સચાઇઓ સરવે કોઇને રોસન છે."

(૬૪) "મી૰ વીલીયમ સ્મીથ એલ. એલ. ડી." નામના વીદવાંને પોતાની "ડીક્ષનરી ઓફ ગ્રીક એંડ રોમન બાઓગરાફી"માં જરથોસતના કદીમ અવસતાઓ બાબે જણાવ્યું છે કે :—

"જરથોસતે જણાવેલી ખરેખરી અગમચેતીઓ (અવસતાઓ)નો મોટો સંગ્રહ હજુર લગીન જાણીનો ચાલુજ રેહેલો છે. હાલના વખતમાં એ પુરાતન ભવીશય વાણીઓ (અવસતાઓ)ને જો બનાવતભરી ગણવા કસીબી તકરાર ચલાવીએ તો તેને વીદવાન લોકો ખચીતજ હસી નાખે."

(૬૫) બેલજીઅમના "વરસેલસ" નામના શેહેર મધેના એક વીદવાંન ખરીસતી ધરમગુરૂએ "કમપેરેટીવ માઇથોલોજી" નામનાં ફરેંચ ભાશામાં નીકલતાં ચોપાનીયાંના સને ૧૮૮૫ ના ડીસેમબરનાં અંકમાં જરથોસતી ધરમ તથા અવસતાની તારીફમાં એમ લખ્યું છે કે :—

"જરથોસતીઓના અવસતા ભાશાનાં તમામ લખાણો અતીશય ઉમદા નીતી તથા ફીલસુફી ભરેલાં છે."

(૬૬) "પ્રોફેસર એમીલેજે ડી. દીલોન" નામનો એક રસીયન વીદવાન કે જે રસીયાની પાદશાહી પાઠશાલાનો પ્રોફેસર છે, તેણે વંદીદાદ ઉપર એક નીબંધ રસીયન ભાશામાં લખેઓ છે જેને માટે તે એમ ખોલાસો કરે છે કે :—

"અવસતામાં ગુનાહો માટે સજાનાં જે ફરમાંનો જણાવેલાં છે તે ઘણાક યુરોપીયનો આપણને સમજાવા માંગે છે તે કરતાં ઘણા વધારે માણસાંઈપણાને છાજતાં છે એમ હું એમાં સાબેત કરૂં છું. સપેનતમઇનયુસ અને અંગરોમઇનયુસ નામના બંને મીનોઓના મુલની મેં એમાં તપાસ કરી છે અને એ બંને મીનોઓને લગતાં ફરમાંન ધરમ સંબંધી આચરણ ઉપર અને ધરમના આચરણથી તે ફરમાંન ઉપર કેવી અસર થાય છે તે બાબત હું તકરાર કરૂં છું. દુનયાંનો સરવેથી પુરાતન મહજબ (માજદીયસની ધરમ) કે જે મહજબ માટે હું અતીશે મોટું માન ધરાઊં છું તે મહજબના ઉપાધ્યા તરફથી મને જે એક પતર અને એક પુસતક મલીયું છે તેને હું ઘણીજ કીમતી યાદદાસત તરીકે લેખું છું. અને મારા અભયાસીઓમાં અવસતાના અભયાસ માટે પયાર ઉશકેરવાની અને તે માનવંતાં પુસતક (અવસતા)ની ખરી સમજ વીશે થોડી રોશની આપવાની મારી કોશેશો માટે તેને હું એ પુરતો બદલો લેખું છું."

(૬૭) "લોરડ બીશપ મયુરીન" નામનો મુંબઈનો આગલો રોમન કેથોલીક પંથનો વડો ધરમગુરૂ, જેણે 'ઝોરાસટર એંડ કરાઈસ્ટ' એવે નામે એક રેશાલો લખેઓ છે, તેમાં એ ધરમગુરૂએ જરથોસ્તી ધરમને સરવે એરીયન ધરમ કરતાં ઊંચો ગણી જણાવ્યું છે કેઃ-

"અસલી આર્ય ધરમ, જેણે ખોદા વીશેના પોતાના વીચારો, સબકો અને રૂપો રોશની અને આતશ ઉપરથી લીધા છે, તે ધરમ અસલી "સેમેટીક" અને "ચામાર્ઈટ" લોકોના કુદરતી વસતુઓને માનવાના ધરમ કરતાં ઘણો ચઢતો છે. તેમજ વલી એ આર્ય ધરમ ખાલદીયન અને એશીરીયન તથા ઈજીપશીયન અને ફીજીયન લોકોના ધરમ કરતાં પણ ચઢતો છે. જરથોશતી ધરમ એ બીજા ધરમોની એક મુખ્ય શાખા છે, માટે તે સઘલા ધરમો કરતાં એ ધરમ ચઢયાતોજ હોવો જોઈએ"

(૬૮) "લંડન રીવીઉ" ના અધીપતીએ સને ૧૮૬૫ માં અવસતાના અંગ્રેજીમાં થયલા તરજુમા ઉપર મત આપતાં લખ્યું છે કેઃ—

"આ આખી પોથી (અવસતા) માં અશોઈ (સચાઈ) થી જીંદગી ગુજારવાની મોટી અગતયની તાકીદ ફરમાવેલી છે. માણસને જનમીઆ પછી અશોઈથી રેહેવું એ ઉમદા ચીજ છે, એવું તે (અવસતા) માં ખંતીથી જણાવેલું છે. જયાં સુધી પારસીઓ તે માહેલાં ફરમાનોની ખુશી પ્રમાણે ચાલશે તયાં સુધી તેઓએ મેલવેલી કોરતી સચવાશે, એમ મનાય છે. તે સાથ તેઓ (જરથોસતીઓ) ના ધરમને માન મલવાનો વાજબી દાવો જે અંગરેજી રાજયની બીજી પ્રજા (ખરીસતી સીવાય) ને મલી ન શકે તે તેઓને મલશે."

(૬૯) પારસીઓ તથા તેઓના ધરમને લગતી એક બાબત લંડન ટાઇમ્સ નામના પતરનાં તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૬૭ ના અંકમાં છપાઇ છે જેમાં એ ધરમની ખુબીમાં એમ જણાવ્યું છે કેઃ—

"આખી દુનીઆંની વસતીમાં બરાંહમનો અથવા હીંદુઓની વસતી હાલના જમાના સુધી સેંકડે ૧૩) ટકાની ગણેઆમાં આવે છે અને "બુધ" ધરમ પાલનારાઓની વસતી સેંકડે ૩૧) ટકાની ગણાય છે તેઆરે એ પારસીઓ અથવા જેઓને ગેરવાજબી રીતે આતાશપરસ્તનોબી કહે છે તેઓની વસતીની ગણતરી માતર ૧૦૦૦૦૦) એક લાખ શુંધી તીજ આવી અટકી ઈઆને આખી દુનીઆંમાં આજ એટલાજ પારસીઓ બાકી રહેલા છે પણ જો "મારાથન" અને "સાલેમીસ"ની મોટી લડાઇઓમાં ઇરાંનના આગલા પારસીઓના પાદશાહોની હાર નહીં થાઇ હતે તો પારસીઓની "હોરમજદી દીન" અથવા "ઈઅજદાં પરસતી" આજ આખી પૃથવીનાં તમામ સુધરેલા મુલકોમા ફેલાઈ ચુકી હતે ઈઆને દુનીઆંના તમામ સુધરેલા ટોલાઓમાં એ પારસીઓનો ધરમ પાએદાર થયો હતે. પાછલા જમાનાંમાં જેઆરે "સાસાનીઅન" ટોલાના પાદશાહોના અમલમા પારસીઓનો ધરમ અને પાદશાહી પાછી સજીવન થાઈ હતી તેઆરેબી "કરીસચીઆનીતી" યાને જીસસ કરાઈસટનો ધરમ કસી રીતે તેઓ ઉપર ગાલેબ થઈ શકેઓ નહી હતો. પારસી લોકો આતશની પરેશતેશ કરે છે એવું તેઓ કબુલ રાખતા નથી પણ બંદગી કરતી વખતે એક નુરાંની ચીજની સનમુખ ઉભા રેહવાને તેઓને ફરમાવેઆમાં આવ્યું છે એવું માને છે. પારસીઓનો ધરમ અથવા ધરમ પોથીનાં લેખો ઘણા કઠણ સમજાએ છે. પારસીઓ માતર એકજ ખોદાને માને છે અને એકનીજ બંદગી કરેછે. પારસીઓના ધરમની મુલ નીતી તરણ ચીજો ઉપર છે–તેમાં પેહેલું "સારૂં વીચારવું, બીજું સારૂં બોલવું અને તરીજું સારૂં કરવું." બદીના બદલામાં સજા થશે અને નેકીના બદલામાં ખુબીજ બ્રાશન થસે એવું એકીન પારસીઓ ધરાવે છે અને ગુ-

નાહની માફી મેલવવાનો આધાર તે ખોદાનીજ મેહરબાંની ઉપર રાખે છે. પારસી લોકો પોતાની દીનપર ઘણાજ ચુસત રહે છે અને તેથી તેવો ખરીસટી ધરમમાં કે મુસલમાની ધરમમાં કે હીંદુના ધરમમાં કોઇ કદાચજ વટલે છે. એનો સબબ એવો દીસે છે કે એ લોકોના પોતાનાજ ધરમનો ખુબી ભરેલો સારાંઉસ હોવાને લીધે—તથા તેઓના ધરમનીબી ઘણીજ પાકીજે નીતીઓને લીધે-તેમજ ઘણા પુરાતન જમાનાથી એ ધરમ મોટી કીરતી સાથે ચાલતો આવેલો છે તેને લીધે-તથા એ પારસીઓ પોતાના આગલા વડવાઓના વીચારો તરફ માન ભરી નજરથી જોતા રહે છે તેને લીધે તેઓ કોઇ બીજા ધરમમાં એકાએક વટલી જતા નથી એવું સમજાય છે."

(૭૦) જરથોસતીઓને કેટલાક મુશલમાન ગ્રંથકારો અદેખાઈ અને ધીકારના સબબોથી "ગબર" એટલે ખોદાને નહી માનનારા અથવા દુરવંદો કરી લખી ગયા છે. અને તે શબદોના રદીઆમાં "સર આઇશાક નીયુટન" નામનો નામીચો અંગરેજ ફીલસુફ પોતાના "કારોનોલોજી ઓફ ધી પરશીયનસ" નામનાં પુસતકમાં જણાવે છે કેઃ —

"જે ધરમમાં માતર એકજ ખોદાને માને અને પુતલાં પુંજે નહીં તેવો ધરમ માનનારા તથા તેઓના ઉપાધીઆઓને "ગબર"નો ખેતાબ લખે છે પણ બીજાં જુદદીનોના ધરમમાં જે વેહેમ બેશી ગયો છે તે સાથ સરખાવતાં પારસીઓના ધરમને "ફીલસુફી ધરમ" નું નામ આપવું જોઇએ છે."

(૭૧)વલી સર ઉલીયમ આઉસલી પોતાની ઇરાંન દેશની મુસાફરીવાલાં પેહલાં પુસતકના તરીજા બાબમાં સફે ૧૦૨ માં એમ લખે છે કે "ઇરાંનના જુલમગાર મહમદીયાનોએ ધીકાર ભરેલી રીતે તેમની યાને પારસીઓની પીછાંન "ગબર"ના નામથી કરી છે અને જેનો અરથ તેઓ ઘણો ખરો ઇનફીદલ એટલે જે કાફર શબદને મલતો કરે છે પણ ગબર શબદ તેના અસલ અરથ પ્રમાંણે તો અપમાંન ભરેલો નથી કારણકે મુરતીઓ વગર એકજ ખોદાની પરસતેસ માટે તાકીદ કરનારા મહઝબ ઉપર એતેકાદ રાખનારાઓ અથવા તો ધરમગુરૂઓ એવો એ ગબર શબદનો અરથ થતો હતો. એકજ ખોદાની પ્રસતેસ ફરમાવનારો જરથોસતી ધરમનો બીજા બુતપરસત ધરમોના વેહમો સાથે મુકાબલો કરતાં તેને યાને જરથોસતી ધરમને ફીલસુફી ભરેલા ધરમનું નામ દરોબસત બેસતું આવે છે."

(૭૨) એજ મુજબ મોનશીઓ હીલાવાલી નામનો એક ફરેંચ વીદવાન પોતાનાં પુસતકમાં ઉપલા "ગબર" બોલ વીશે એવો જવાબ આપે છે કેઃ —

"પારશીઓને 'ગબર' કહેવાયજ નહી, કેમકે તેનો અરથ—"ઇનફીડલ" અથવા એથીસ્ટ અથવા બીન મહજબ યાને વગર દીનવાલો કરી થાય છે, પણ આ (જરથોસતી)ઓ તો ઇરાનમાં બેહદીનોને નામે ઓલખાય છે, કે જેનો અરથ "ભલી દીનનો" કરી થાય છે."

(૭૩) "બીતનસ દીકસનેરી ઓફ યુનીવરસલ ઇનફોરમેશન" નામના પુસતકમાં સફે ૯૧૦ મે ગબર શબદનો "મીંનીગ" સમજાવતાં જરથોસતી ધરમ વીશે નીચે પ્રમાણે વીચાર જણાવવામાં આવીઓ છે કેઃ—

"ગબર, ગહેબર, અથવા "ગેવર" શબદોનો અર્થ "જુદદીન", "જુદા" અથવા "કાફરો" કરી છે, એ અર્થ તે વખતમાં વસતા ઇરાંની જરથોસતી ટોલાને મુસલમાન જીતનારાઓએ લાગુ પાડયો હતો; પણ જરથોસતીઓ તો પોતાને બહેદીન એટલે ખરા ધરમ પ્રમાણે ચાલનારા કરી કહેવાડતા હતા, અને એ લોકોને યુરોપીયન લોકો આતશપરસતના નામથી ઓલખે છે. જરથોસત ૯૦ સ૦ પુરવે દથી સદીમાં થઇ ગયો હતો. એવું ધારવામાં આવે છે

કે એ ધરમમાં વખત જતે બીગાડ થતો ગયો; અરદેશર બાબેકાન કે જે ઇ૦ સ૦ ૨૨૬ માં થઇ ગયો, તેણે એ ધરમને સુધાર્યો; અને ધરમનાં પુસતકો એકઠાં કરી તે વખતે વપરાતી ઇરા.ની ભાષાઓમાં તેનો તરજુમો કરાવીઓ હતો. વલી તેણે આતશની જાળવણી કરવાને આતશખાનાંઓ સ્થાપીઆ. તેઓની બંદગી કરવાની રીતીઓમાં કેટલીક હીંદુ રાહ રસમો દાખલ થવાથી, તે રાહ રસમો બગડતી ચાલી પણ ઇ૦ સ૦ ૧૮૫૨ નાં સાલમાં જરથોસતી ધરમને તેના ખાલેસ રૂપમાં પાછો લાવવાની મતલબથી (રાહનુંમાએ માજદીયસની નામની) એક મંડલી સથાપન થઈ; જેથી હમણા સારી અસર થઇ છે. તેઓ અહુરમજદ જે એકજ ખોદા છે તેને માનનારા છે, જે અહુરમજદ સરવ શકતીમાન અને વળી શઘલે ઠેકાણે હાજર છે, જે પેદા કરનાર, રાજયકરતા, અને સઘલી ચીજોની સંભાલ લેનાર છે.

મુરતી પુજાની એ ધરમમાં મના કરવામાં આવી છે, પણ આતસ અને સુર્યને ખોદાઇ કેબલા તરીકે ગણી માન આપવા માટે ફરમાવેલું છે. "એહેરમન" કે જે બુરા કામોનો સાહેબ છે, તેના કામ વીરૂધ અહુરમજદ છે. જે પવીતર આતશ (મેહેરેબુરજીન) જરથોસત પેલી દુનીઆમાંથી લાવીઓ હતો, તે પવીતર આતશને સહુથી સરસ સુગંધી બળતણોથી જાળવી રાખવામાં આવે છે. અપવાસ પાલવો, કુમારી જીંદગી ગુજારવી એથી અહુરમજદ નાખુશ થાએ છે, એમ જણાવવા આવીયુ છે, અને એકથી વધુ બાએડી કરવાના કામને સખત રીતે વખોડી કહાડવાનું લખાણ આવયું છે. તેઓના ધરમગુરૂઓ બંદગી કરવામાં, ધરમનાં ગીતો (ગાથા) ગાવામાં, તેઓના ધરમના મકાનોમાં આતશની જાળવણી કરવામાં, સુગંધ આપનારી ચીજો, જેવીકે સુખડ લુબાન વગેરે આતશ ઉપર બાળવામાં અને ધરમમાં ફરમાવેલી ધરમને લગતી જુદી જુદી કીરીઆઓ કરવામાં પોતાનો વખત ગુજારે છે. બંદગી કરવાને, તાબેદારી કરવાને, ઉદયોગી થવાને, ચેકીતદારીથી રહેવાને, અને મહેમાનગીરી બજા લાવવાને, અને બખશીશો આપવાને ફરમાવેલું છે, જયારે ગુસો કરવાનું, અદેખાઈ કરવાનું, ધીકાર બતાવવાનું અને કજીઓ કરવાનું સખત શબદોમાં ધીકારી કાઢવામાં આવ્યું છે."

(૭૪) એક યુરોપીઅન વીદવાંને અવસતા વીશે પોતાના એક જાહેર ભાશણ કરતી વેલા જરથોસતી ધરમ વીશ એમ કહી સમજાવયું હતું કે :—

"ગ્રહસથો આ અવસતાની નાહાની કેતાબમાં જરથોસતીઓની નીતીને લગતી અને સવદેશાભીમાંની જીંદગી વીશે આવેલું છે. પણ તે નાહાની ચોપડી જે તમારે મનસે એક જુની ધરમપોથી લેખે ગણાય છે, તે અમારે મનશે તો એક ઘણીજ ઉપયોગી છે. અસલી કેઆની ઇરાંનીઓની જીંદગીનું પુરણ વરતાંત તેમાં આવેલું છે તેથી અમારે મનસે તો તે સહુથી સરસ, પુરણ અને ખુલ્લા સાંક્ષી દાખલ તે પુસતક ઉપયોગી છે. અવસતાનું ઇતીહાસીક વરણન, અને વીદયારથીની નજરમાં આવતી અગતયની બાબદો વીશે માતર મેં તમને કહયું છે. પણ દરેક ધરમવાલો એક અગતનો સવાલ પુછે છે તે એ કે તેનો ધરમ કેટલો પંકાયલો છે, અને કેટલાં આદમીઓ તેથી વશ થયાં છે, તે ધરમની ખુબી શું છે. જરથોસતનો ધરમ ઉમદા હતો અને જીંદગીની બારીક ખુબીઓ સમાવેલી હતી. જરથોસતી ધરમ પાલનારાઓને તે બે ચીજ શીખવે છે જે ચીજ વીશે તેઓ આગલ અણજાનીઆ હતા. આએ બે ચીજ એ છે કે નીતીની ફરજ અને આશા. આએ બે ચીજ જે માણસ ધરાવે છે તે પોતાની જીંદગી અને નશીબ ઉપર મુસીબત પડે છે તો સેહલાઇથી શહન કરી શકે છે. જરથોસતી ધરમ પાલનાર જો પોતાની આખી જીંદગી સુધી નેક વીચાર, નેક સ-

ખુન અને નેક કામની વમાસન કરે અને તે પ્રમાણે અમલ કરે તો તેને સુખ પરાપત થાય છે. જરથોસતી ધરમ માતર એટલુંજ શીખવતો નથી, પણ તે વલી બીજું એવું શીખવે છે કે જો એક માણસ પોતાની ફરજ બરોબર અદા કરે છે તો આખરે તેની ફતેહ થાશે."

(૭૫) જરથોસતીઓ સુર્ય તથા આતશને ખોદાની મહા બલવંત શકતીઓ તરીકે ગણી માંન આપે છે તે વીશે એક અંગ્રેજ વીદવાને જણાવેલા વીચાર :—

"પારસીઓમાં જેઓ કેલવલી પામેલા છે તેઓ સુર્યની આરાધના (બંદગી) એવું સમજીને કરે છે કે સુર્ય જે છે તે ખોદાની માકુલીયત, તેની ફેજ, તેની જીવ આતનારી અસર તથા તેની બીજી ખુબરોગી ભરી શીફતાની નીશાની છે. કારણકે સુર્યને તેઓ (જરથોસતીઓ) હર્યાતી તથા નુરનો બખશનાર તથા મધયમમાં મુકેલી એક નામીચી વસતુ સમજે છે, કે જેની આસપાસ દુનીયાંની સઘલી પેદાયશો ફરે છે. ઘણા લોકો જેઓ "શર આઈઝાક નયુતન"ના માહાભારત પુસતક તરફ અચરતી સાથે જુવે છે, તેઓને એ વાત (જરથોસતી ધરમ પુસતકોની ખુબી)થી ખોલ કરવાને બની આવશે કે સુર્ય જે પુરથવીની વચમાં છે, અને જેથી કરોડો જીવજંતુ સુખ પામે છે, તેની પરસનેશ દુનયાના ઘણાખરા ભાગોમાં કરયામાં આવે છે. આ મોટાં નુર (સુર્ય) ને પારસીઓ જેવું માન આપે છે તેવું માન તેઓ તેનાથી ઉતરતી નીશાની જે અગની (આતશ) છે તેને પણ આપે છે."

(૭૬) સુર્ય કે જેને ખોદાની એક માહા બલવંત શકતી તરીકે ગણી જરથોસતીઓ એક કેબલા તરીકે માન આપે છે તે કેટલો લાયક છે તે વીશે ગ્રેટ બ્રીટનની પાદશાહી કાલેજના પદારથ વીગણીયતના પ્રોફેસર "જૉન ટીનડલ" નામના એક નામીચા વીદવાને પોતાના પુસતકમાં કીધેલી સ્તુતી :—

"અએ સુર્ય બલતા પાહાડોનું ફાટવું, અને ભરતી ઓટના ખુદરતી બનાવો શીવાય અમારી પુરથવી ઉપર બનતા સઘલા બનાવો તારાથી ઉતપન થાયછે. તું ઇંદરીય અને નીરઇંદરીય જીવવાલા અને બીજી સરવે કુદરતી શકતીઓનું મુલ છે. દરીઆના પાણી બંધાઈ ન જતાં પ્રવાહી રૂપમાં જલવાઈ રહે છે, એ તારા પરતાપ છે. તારાજ પરતાપથી હમારી વાતાવરણ પોતાનું વાયુ રૂપ જાલવી રાખે છે. દરીઆમાં અને વાતાવરણના ઉતપન થતાં તોફાંનો તારી શકતીથી ઉભાં થાય છે. તારીજ શકતીથી પાણી અને બરફની નદીઓ પાહાડો ઉપર પોતાનુ વેહેવું કરે છે. પાણીના મોટા ધોતો અને બરફના મોટા પ્રવાહો તારાં બળને આભારી છે, તારાંજ બળને ગગડાટ અને વીજલી આભારી છે. આ પુરથવી ઉપર બળતો દરેક આતશ, આ બોહોલી ધરતી ઉપર બલતો દરેક ચેરાગ પોતાની ગરમી અને રોશનીનાં મુળ તરીકે અએ બલવંત આફતાબ, તુંનેજ માને છે."

(૭૭) સુર્ય તથા ચંદરમાહા વીશે નામીચો કવી પોપ એમ કહી જાએ છે કે "ખોદાની પેદા કીધેલી વસતુ સુર્ય તથા ચંદ્ર ઇતીયાદીને જોઇને તેમાંથી તેનાં (સુર્ય તથા ચંદ્ર ઈતીયાદીના) પેદા કરનાર ખોદાને તુ પીછાંન."

(૭૮) રેવરંડ ડાકટર મરે મીચલે "હીંદુસ્થાંન માહેલા ધરમો" એ બાબદ ઉપર એક ભાશણ તારીખ ૨૨ મી મારચ સને ૧૮૬૧ માં પુણા મધે કરયું હતું તે વેલા જરથોસતી ધરમ વીશે બોલતાં તેણે એમ કહી સંભલાવયું હતું કે :—

"પારસીઓ કંઇ પુતલાં પુજનારા નથી. માતર તેઓ ખોદાનીજ પેદાએસને માન આપે છે. મુખય કરી તેઓ આતશને આરાધે છે; વલી વધારે કેલવણી પામેલા શખસો આપણને એવું કહે છે કે તેઓ આતશને ખોદાનાં નુરની એક નીશાન તરીકે માન આપે છે. તેઓમાં

એક આબરૂદાર મંડલી (રાહાનુમાએ માજદીઅસની સભા) ઉભી થઇ છે કે જે જરથોસતી ધરમને તેની આગલી પવીતરાઈ ઉપર લાવવાની કોશેશ કરે છે. એ મંડલીવાલાઓ પારસીઓને એકના એકજ ખોદાને માનવાની રાહાનુમાઈ કરે છે અને તેઓના એક દસ્તુરે (પેશુતનજી બેહેરામજી સનજાનાએ) હમણાજ એ બાબદ ઉપર ભાશણ કરયું હતું અને જરથોસતીઓ એકના એકજ ખોદાને માનનારા છે એવુ તેણે સાબેત કરવાની કોશેસ કરી હતી. તે અને બીજા કેલવાએના જુવાનીઆઓ પોતાના ધરમમાં જે હીંદુઓની વેહેમી રસમો દાખલ થઇ છે તે કાહાડી નાખવાની કોશેશ કરે છે. કુસતી કે જે સઘલા પારસ ઓ કંમરે બાંધે છે તે ૭૨ તારની છે, અને જયારે તેઓ બંદગી કરે છે તયારે તેને ઘણીક વખતે છોડે છે. એ લોકોના આતશબેહેરામમાં જરથોસતી સીવાએ બીજા કોઇને જવાનો હોકમ નથી. વલી તેના પવીતર ગુંબજમાં તો માતર મોબેદોથીજ જવાએ છે એ મોબેદો જયારે બંદગી કરે છે (બોએ દે છે) તયારે હમેશાં પોતાનાં મોહોડાં ઉપર પદાંન બાંધે છે. કેમકે જો તેમ નહી કરે તો તેના દમથી પવીતર આતશ અપવીતર થાએ. આતશને શુખડ અને એવાંજ બીજાં સુગંદી લાકડાંઓનો ખોરાક આપીઆમાં આવે છે. રૂસીયન લડાઇ અને હીંદુસથાંનમાં ઉડેલા બલવાનું સેવટ આવયાથી (પારસીઓમાં) જાહેર બંદગીઓ કરવામાં આવી હતી."

વલી એજ ડાકટર મરે મીચલે લનડન ખાતે જુન શને ૧૮૮૮ માં મલેલી ખરીસટી ધરમગુરૂઓની એક સભાની હજુર જરથોસતી ધરમ બાબે જે મત ઓચરયું હતું, તેમાં તે બોલયો હતો કે: —

"જે પ્રજા સાથે યાહુદીઓને બહુ અતલગનો સંબંધ હતો તે પ્રજાનો ધરમ જાણવા જોગ હોવો જોઇએ. જરથોસતીઓનું ધરમ પુસતક ઝંદ અવસતા ખરીસટીઓના ધરમ પુસતક બાઇબલનાજ કદનું છે. બીજી ગ્નાતોના ધરમ કરતાં જરથોસતી ધરમ સરવેથી ચહડતો, સરવેથી સ્વચછ અને સરવોતમ ગણાય છે તે વાજબી છે. જે પદારથની પરસતેસ થાય છે તે કશો અનીતીની ખાશીયત ધરાવતી નથી. જરથોસતીઓ મુરતીઓને પુજતા નથી અને પુજામાં કશું ઘાટકીપણું વાપડતા નથી. જરથોસતીઓ જે પડે તે ખમવું એવું માનતા નથી પણ બુરાઈ સામે લડતા રહે છે. જે મુરતી પુજામાં હીંદુસથાન ડુબી ગયું છે તેમાં ઈરાંનને ડુબતું જરથોસતે બચાવીયું હતું."

વલી એજ રેવરંડ ડાકટરે પોતાના એક આગલાં લખાનમાં ખુદ જરથોસતી ધરમની બાબતમાં બીજા જે જુદા વીચાર આપેઆ છે તે આ મુજબના છે: —

"યાહુદી અને ખરીસટી શીવાયના ધરમોમાં જરથોસતી ધરમ પોતાની કેટલીએક ચોકશ ખાશીયતોને લીધે એક ઉંચો દરજજો મેળવવાનો હક ધરાવે છે. પેહેલું.—એ ધરમમાં જે પુજય ગણાય છે તેને કોઇબી અનીતીના દુરગુણો લાગુ પાડેલા નથી. સરવેથી મોટા ખોદા અહુરમજદ સાધારણ રીતે જણાયલા બુતપરસત પ્રજાઓના જાણીતા દેવતાઓ કરતાં ચોખી નીતીમાં ઘણો ઉંચે દરજજેનો છે. અવસતામાં ઘણેક ઠેકાણે ખુદરતી વસતુઓની પરસતેશ રાખેલી છે ખરી તોપણ તે ખુદરતી વશતુઓને અથવા તે ઉપરના મવકલ કીધેલા ફરેસતાઓને કોઇબી દુરગુણો લાગુ પાડયા નથી. બીજું—કોઇબી અનીતીવાન કામને પરસતેશના એક ભાગ તરીકે અવસતામાં બહાલ રાખયું નથી. તરીજું.—પરસતેશની ઠરાવેલી કીરીયાઓમાં ઘાટકીપણાની કશી નીશાન નથી. ચોથું—રોશની અને અંધકાર વચેના મોટા ઝઘડામાં અવસતા તેના ખરા પરસતેસ કરનારને મુગા મુગા પડી રહીને ખમયા કરવાની

તાકીદ કરતા નથી પણ બદીના પક્ષના સરવે કામ તથા વસતુઓની સામણે તેનાં પોતાનાં પુરતાં બલથી લડાઇ કરવાની તાકીદ કરે છે. પાંચમું.—એ ધરમની એક ઘણીજ ધયાનમાં રાખવા જોગ ખાસીયત મુરતી પુંજાની ગેરહાજરી છે. છઠું-અવસતા માણસ જાતનાં સારાં ભવીશય વીશે કદી નાઉમેદી શીખવતા નથી, પણ તેથી ઉલટું તે એવું શીખવે છે કે અંતે બદી ઉપર નેકીની ફતેહ થશે.''

(૭૯) "પ્રોફેશર ડાકટર મારટીન હાઉગ" નામનો એક કાબેલ જરમન વીદવાંન જે અતરે અંગ્રેજ સરકારની નોકરીમાં આવેઓ હતો, તે વીદવાનને આ દેશનો કીનારો છોડી જતી વેલા તા૦ ૫ મી ફેબરવારી સને ૧૮૬૬ ને દીને પુણા મધે સરદાર ખાનબહાદુર દસ-તુરજી સાહેબ નશરવાંનજી જામાસપજી જામાસપઆસાનાની આગેવાની હેઠલ તથાંના જરથોસ્તી રેહેવાસીઓએ એક માનપતર આપયું હતું, તેનો જવાબ આપતાં જરથોસ્તી ધરમ બાબે એ વીદવાને જે મત આપયું હતું તે નીચે મુજબ છે: —

"તમારાં ધરમ પુસતકો વીશે કેટલાંક વરશોવેર મેં ભારે મેહેનત અને રંજ એંચી જે શોધો કરી છે તે વીશે તમારી તરફથી આજે 'એડરેસ' વાચવામાં આવયું છે, તેથી મને ઘણો સંતોસ ઉપજયો છે. યુનીવરસીટીમાં દાખલ થવાની અગાઉ વીશ વરસની વાત ઉપર મેં ઝંદ ભાશાનો અભયાસ સરૂ કીવો હતો, તે એજ મુરાદથી કે તમારા પેગમબર જરથોસતની તાલીમ જે લાબો વખત થયો અંધારામાં રહી છે તે હું જાણું; કારણકે પેગ-મબરના નામેજ મારી જુવાનીના વખતમાં મારા ઉપર મોટી અસર કરી હતી, પણ તેનો સબબ શું તે હું જાણતો નથી. તે વખતે જે શોધ મેં કરવા માડી હતી તે તમોને કામ આવશે એવો મને કદીબી વીચાર આવેઓ ન હતો. તે વખતે મેં ઝંદનો જે અભયાસ શરૂ કીવો હતો તે ઘણો બીકટ હતો અને વીદવાંનોથી દુર નહીં થઈ શકે એવી મુશકેલીઓ નડતી હતી. વલી તે વખતે એ ભાશાનો કોશ કે ફરંગ કંઈ હતો નહીં. ઝંદ અવસતામાં સઉથી મોટું મન જે મારૂં લાગયુ હતું તે યજશનેના બીજા ભાગના ગાથા હતા. તેમાં કેવી બીના આવેલી છે, તે જાણયા વગર મેં મારો અભયાશ કીધો હતો. તેમાં આવેલી બીના જે ઘણીજ અં-ધારામાં હતી, તે જાણવા ઉપર મારૂં ધેઆન ઘણું લાગીરૂં હતું, અને ઘણીજ રંજ અને મુશીબત એંચવા છતાં છ વરસના અરસામાં ૨૫૦) નાની કવેતામાં આવેલી બીના થોડી ઘણી હું સમજવા લાગયો હતો, પણ તે માંહેલી દરેક બાબદ હું જાણું છું એમ હું કહેવા માગતો નથી. કેમકે તે માહેના કેટલાંક વાકયો હજુર હું જાણતો નથી. ઇંગલંડમાં તમારા ધરમ સંબંધી જે બેહુદા વીચારો ચાલીઆ હતા તે મેં મારી આ શોધથી ફેરવેઆ હતા, તથા મારી શોધ પુરી થતાંજ મને માલમ પડયું કે આજ ૪૦૦૦ વરસનાં પુરાતમ પુસત-કોમાં બુલંદ નીતીઓ આવેલી છે, જે મને જણાયાથી હું ઘણો અજબ થયો હતો. આ દેશમાં જોકે હું શંશકરૂત ભાશાના ઓધા ઉપર આવીઓ હતો તોબી મારો આ પીઆરો અભયાસ મેં છોડયો ન હતો. મારી એ મેહનત તમુને કીમતી થઈ પડે એવું ધારી મેં મારી કોશેશ જારી રાખી હતી, અને અતરેના યુરોપીઅનોમાં તમારા ધરમ સંબંધી બેહુંદા વીચારો ચાલતા જોઇને તેઓનો વીચાર સુધારવા માટે જરથોસ્તી ધરમને ખરો ઇનસાફ મલે તેટલા માટે મેં એક પુસતક પ્રગટ કીધું હતું તથા સચાઇ જાહેર કરવાની તે-મજ તેની હીમાપત કરવાની મને ટેવ હોવાથી, મને તે કરતાં કશો ગેરફાયદોબી થાય તેની હું દરકાર રતો ન હતો. તમારા ધરમ ઉપર કેટલાક ખોટા વીચાર રાખનારાઓની શામે મને ઘણીએક વેલા તકરારમાં ઉતરવું પડયું હતું.''

ઉપલાજ વીદવાનને મુંબઇના જરથોસતીઓ તરફથી સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટની આગેવાની તલે પણ તા૦ ૨૪ મી ફેબરવારી શને ૧૮૬૬ ને દીને એક 'પર્સ' સાથે માનપતર આપવામાં આવયું હતું તેનો જવાબ આપતાં પણ એ વીદવાને જરથોસતીઓના ધરમ બાબે ઉપર એવાજ શરશ વીચારો આપેઆ હતા, અને તેની શેવટે જણાવયું હતું કે-"હું આશા રાખુંછું કે તમુને આવતા વખતમાં મોટાઇ મલે અને પુરાતમ જમાનાની તમારી મોટાઈ પાછી આવે. તમારો મોટો પેગમબર જે "હુમત" 'હુખત" અને "હુઅરસત"ની બુલંદ રીતી તમોને શીખવી ગયો છે, તે તમારા દીલમાં હમેશ યાદ રાખીને નેક વીચારજો, નેક બોલજો અને નેકીના કામ કરજો, તેથી તમારો નેગેબાન તે ખોદા થાશે"

(૮૦) પારસીઓ ખોદા પરસત છે એ બાબદ ઉપર દસતુરજી શાહેબ પેસુતનજી બેરામજી સંજાણાએ કીવેલી એક વાયજ ઉપરથી બામદાદ નામના એક ગુજરાતી ચોપાનીઆંના ખીરસ્તી અધીપતીએ તેની વીરૂધમાં ચલાવેલી તકરારમાં પારસીઓ એકથી વધુ ખોદાને માને છે, એવું લખવાથી રાસત ગોફતારના અધીપતી સાથે એ બાબદ ઉપર થયેલી તકરારનો ફડચો લાવવાને માટે બામદાદના અધીપતીએ "પ્રોફેસર ડાક્ટર મારટીન હાઉગ" ઉપર પુણા ખાતે એક પતર લખેઓ હતો તે વીશેનો જવાબ પારસીઓની તરફેનમાં આવેઓ હતો જે નીચે મુજબનો હતોઃ—

પુણા તા૦ ૯ મી સપટેમબર સને ૧૮૬૧.

"પેઆરા શાહેબ-પારસી ધરમનો પાયો એકલા એક ખોદાને અથવા ઘણા ખોદાને માનવાનો છે તે બાબેના સવાલ સંબધી તમારો લખેલો પતર મને ગઇ કાલે સાંજના મલીઓ છે. તેના જવાબમાં હું જણાવવાની રજા લઊં છું કે મારી સોધો જે ઘણાક વરસ થયાં ચાલુ રહેલી છે તે મુજબ આજ તરણ હજારથી વધારે વરસની વાત ઉપર પુતલાં પુજનારા અને ઘણા પરમેશવરોને કબુલ રાખનારા બહરાંમણ લોકોની વીરૂધ અને તેઓના ધરમના શતરૂ તરીકે જરથોસતી ધરમ ઉભો થાયો હતો, અને એ જરથોસતી ધરમ એકજ ખોદાને માનવાનો છે. પાછલા જમાનાની યજસને મધેના કેટલીક બંદગીઓ (૧ લા હા થી તે ૨૭ અને ૫૫ થી તે ૭૨ મા હા શુધી) વાંચીયા ઉપરથી વાંચનારના મનમાં સેહેલી રીતે એવું આવી શકે છે કે તે મધે અહુરમજદ વતરેગે બીજી ઇશવરો હઇયાતીઓ કબુલ રાખેલી છે, પણ માહા પુરૂષ જરથોસતના અવલ કોલ (ગાથા) એ નથી. જરથોસતે જે કાંઇ મોટાઇ પામેલાં અને સફાઇ ભરેલાં મુલતતવો દાખલ કરીઆં હતાં તેની વીરૂધના વીચારો કેટલેક દરજજે પાછા પ્રસીધ્ધ થાવાની એ નીશાંન છે. પારસીઓનો નામીચો પેગમબર જે પુરાતમ યુનાની અને રોમન લોકોમાં વખણાઈ ગયો છે તેનાં વગર શકનાં ફરમાનો અને ખરો બોધ માતર પાંચ ગાથા મધે મલી આવે છે, અને તેઓની (ગાથાની) ભાશા યજશનેના બીજા ભાગોથી કાંઈક જુદી રીતની છે. એ પુરાના ગાથા મધે અહુરમજદને એકલો એજ ખોદા કરીને માનેલો છે. અમશાશપંદો કાંઇ નહીં પણ માતર અહુરમજદના ગુણ અને બખશેશો છે. એ ગાથા મધે અહુરમજદ પોતે વોહુમનોને પેદા કરનાર, આરમેત તેની બેટી ખોરવતાત અને અમરતાત (ખોરદાદ-અમરદાદ) તેના (ખોદાના) હાથમાં બખશેશો છે જે અશવ યાને અશો માંણસોને આપવાની છે. અહુરમજદની અંદર બે શકતી છે જે એક બીજાથી ઉલટી છે, અને એ શકતીઓથી આખી દુનીઆં પેદા થઇ છે. એ મોટા શાહેબની એ બે શકતીઓ માંહેલી એકને સપેનતોમેન્યુસ યાને સફેદ રંગનું પવીતર રૂહ અને બીજાને અંગરોમેન્યુસ યાને કાલા રંગનું બુરૂ રૂહ, એ રીતે નામો આપેલાં છે. એ પછી અહુર-

મજદના નામને ઠેકાણે સ્પેનતોમેન્યુસ નામ વપરાવા લાગું. પણ પ્રથમના મુલ ગ્રંથો ઉપરથી હું પુરવાર કરવાને શકતીવાંન છેવું કે તે એકથી વધુ ખોદાને માનવાનું બોહોતાન ખોટું છે. જરથોસ્તી ધરમની ફીલસુફી મુજબ એ બંધે શકતીઓ આખી દુનીઆંની "થાવારેસતેરે" યાને પેદા કરનાર છે. એ શકતીઓમાંની એકે "વોહુમનો" યાને સઘલાં જીવજંતુઓમાં નેકીનું મુલ પેદા કરયું; અને બીજીએ "અકોમનો" યાને બદીનું મુલ પેદા કરયું. આ સઘલી બાબદો વીશે મેં માતર એશારો કીધો છે પણ પારસીઓનો ધરમ, તેની ભાશા અને કેતાબો વીશે મેં મારા નીબંધનાં ચોથા બાબ મધે એ વીશે પુરતું વરણન કરેલું છે. અને તે કેતાબ થોડી મુદતમાં પ્રસીધ થશે અને તે મધેથી તમોને પુરતો ખોલાશો મલી આવશે. એ મારી કેતાબમાં ગાથાનાં શ્હુથી અગતના બાગોનો તરજુમો મેં આપેલો છે કે જે હમણા સુધી કોઈએ પ્રગટ કરીઓ નથી. અગર જોકે પાછલા વખતની યજશને મધે ખોરવરાવ (જાહાડ પાન) અથવા આબ (પાણી) ઈતીઆદી ચીજોની આરાધના કરી છે તો તે ઉપરથી એમ નહીં સમજવું કે એ ચીજોને અહુરમજદની બરોબરીનું માન મલે છે. એ માન તેઓને (જાહાડ પાનને) એટલાજ સારૂં મલે છે કે તેઓ અહુરમજદની અંદરની નેકીને પેદાની કરનારી શકતીથી પેદા થએલી ચોજો છે. અહુરમજદનો બેટો વોહુમનો યાને તેની નેક શકતી સઘલાં કામમાં અને ભલાં પ્રાંણીઓ જેવાંકે ગાય, બકરાં વગેરેમાં છે. તેઓની આરાધના કીધી તો તેઓની અંદર આવેલી ઈશવરી શકતીની આરાધનાં થાએ છે. જાહાડ અને પાણીની અંદર ખોરવતાત અને અમરતાત છે જેથી એ ચીજોને ઝલકાટ અને ખુબસુરતી મલે છે. અગરજો એ ચીજોની આરાધના કીધી તો અહુરમજદની પેદા કરનારી શકતી જે એ ચીજોની હસતીથી દેખાઈ આવે છે તે શકતીની આરાધના થાએ છે. યજસનેનો એ ભાગ ગાથા કરતાં પાછલા વખતમાં બનેલો છે, તોપણ તે કાંઈ મોબેદ લોકોએ બનાવતથી જોડી કાહાડેલો નથી, પણ જરથોસતી ધરમનાં પુરાંણાં પુસતકોનો તે એક ભાગ છે. માહારો વીચાર મજબુત છે કે ઝંદ અવસતાની કેતાબોનો કોઈબી ભાગ ઈસુની આગમજ ૪૦૦) વરસની મુદત કરતાં નજદીકના જમાનામાં બનેલો નથી. ઝંદ અવસતાની અંદર ગાથાનાં પરવરતાવનાર તરીકે જરથોસતને જણાવે છે પણ ઝંદ અવસતાનો બાકીનો ભાગ તેણે (જરથોસતે) પરવરતાવીઓ હોય એવો દાવો કરીઆમાં આવેઓ નથી. શરૂઆતથી જરથોસતનો મજબુત ધરમ પાલનારાઓ તેનો (જરથોસતનો) મુલતત્વ સમજીયા હતા નહી, અને તેના (જરથોસતના) જમાંનાની પછીના લોકોએ તેની (જરથોસતની) ફીલસુફીથી જાહેર થયેલી શકતીઓને ઈશવરી આતમાઓનો આકાર આપેઓ હતો—મગર જે માફક રોમન કેહલીક લોકો ખોદા સીવાય બીજી ચીજોને માન આપેઆં છતાં એકજ પરમેશ્વરને માનનારા કેહેવાય છે તેજ માફક પારસીઓનો ધરમ પણ એકજ ખોદાને માનવાનો છે."—"એમ. હાઉગ."

ઉપલાજ વીદવાને અવસતાનાં અંગ્રેજી તરજુમાવાલા પુસતક ઉપર તારીખ ૯ મી જુન સને ૧૮૬૪ ના બોમબે ગેઝટમાં એક પતર છપાવેયો હતો, તેમાં એ પુસતકની કંઈક ખામી દેખાડી સેવટે જરથોસતી ધરમની સતુતીમાં તેણે ટુંક વીચારો જણાવતાં એમ લખેલું હતું કે:—

"જરથોસતી ધરમમાં આવેલી નીતી ખરીસટી ધરમમાં આવેલી કોઈબી નીતી કરતાં ઉતરતી નથી. એ ધરમ કે જેમાં વચન તોડવું ઘણું ગુનાહ ભરેલું ગણીયું છે તથા આપઘાત તથા છીનાલાંને ખુનનાં જેવા ગુનાહ ગણેયો છે. તે તેના (માંજદીયસની ધરમના) સ્થાપનાર (જરથોસ્ત)ની ઉચી નીતી બતાવે છે, અને એ ધરમનું પુરાતમપણું તથા તે વખતના લોકો (પુરાતમ ઈરાંનીઓ)ની હાલત ધયાનમાં લેતાં તેના સ્થાપનાર (જરથોસ્ત)ની ઉચી બુધીની આપણે બેહદ તારીફ કરવી જોઈએ છે."

(૮૧) પેરીસની નામાંકીત કોલેજ ડી ફરાંનસનો ઇરાની ભાષાઓનો નામીચો ઉસતાદ પ્રોફેસર જેમ્સ દારમેસતેતર જે હીંદુસથાન તરફ ફરવા આવેઓ હતો તેણે તા૦ ૩જી ફેબરવારી ૧૮૮૭ ને દીને સાંજે, મુંબઈ મધે જરથોસતી છોકરીઓની નીશાલ મંડલીવાલી બાઈ ભીખાઈજી શાપુરજી બંગાલીવાલી કનયાશાળાનાં મકાનમાં "પારસી ધરમ" વીશે એક અગતનું ભાશાણ કરયું હતું જેમાં તે બોલેઓ હતો કે :—

"પારશીઓ તરીકે તમારી કોમનો તમારી નીતી સંબંધી જીંદગીનો આધાર અવસતા નામના એક નાહાના પુસતક ઉપર લટકેલો છે. પણ તે નાહાંની ચોપડી જે તમારી પવીતર કેતાબ છે, તેના કરતાં તમોને વધુ સરસ બીજી કોઇ કેતાબ મલી શકશે નહીં. ઇરાંનની નીતી સંબંધી તવારીખને તેના સઘલા દેખાવોમાં રજુ કરનાર એ એક સરવેથી સરસ, સરવેથી ખુલી અને ઘણીજ છટાદાર સાબેતી છે; તેના સફાઓમાં આગલ થઈ ગયેલી એક સરવેથી મોટી શેહેનશાહતની ધરમ નીતીના શાકીતપનો, અને રાજદવારી જીંદગાનો હેવાલ સમાયલો છે. એ ધરમ એટલો બધો નીતીમાન છે કે, યુરોપની બગનુફના જણાવીઆ પ્રમાણે ઝંદ ભાશા જોકે સંસકૃત સાથે અતલગનો સંબંધ રાખે છે, તોપણ તે તેમાથી નીકલી નથી એટલે કે તે કાંઇ હીંદુસતાની ભાશા નથી, પણ તે ઇરાંનની એક અસલ ભાશા છે. સઘલી શોધો ઉપરથી માલમ પડે છે, કે ઝંદ ભાશા મીદયા અથવા ઉતર ઇરાનની અને જુની ઇરાની ભાશા હાલનાં ઈરાંન અથવા ફારમીસતાનના પરાંતની હતી. અસલ ઇરાંની ભાશામાંથી પેહેલવી ભાશા વચલા જમાનામાં નીકલી હતી, અને તેમાંથી હાલની ઇરાંની અથવા ફારસી ભાશા નીકલી હતી. એ રીતે એક પછી એક ઈરાનની સઘલી ભાશાઓ સામટી જોવાને બની આવયું; પણ એ સઘલી ભાશાઓ નકી થતાં હખામની વંશના ખુદ દસતાવેજો સાથે સરખાવતાં વધારે મોતેબર ગણાતું અવસતાનું લખાણ ઈરાનની સઘલી ભાશાઓના મુલ તરીકે માલમ પડેછે, અને જે પ્રમાણે હીંદુની ભાશાઓમાં સંસકૃત તેજ પ્રમાણે ઇરાંનની ભાશાઓમાં અવસતાની ભાશા મોટી અગત ધરાવે છે. અવસતાની કેતાબની બહારની બાજુ તપાસીને અંદરની બાજુએ તેના શબદો ઉપરથી તેના અરથો ઉપર, ભાશા ઉપરથી તેમાં સમાયલા ધરમ ઉપર, જરથોસતના કીરતીમંદ મહજબ ઉપર દાખલ થઇએ, કે જેને માટે અસલી લખનારાઓ ઘણીજ વખાણ કરી ગયા છે, કે જેણે ગ્રીક ફીલસુફના છેલા વીચારો ઉપર મજબુત અસર કરી હતી, વચલા જમાનાઓના વેહેમી લોકોના સવપનાઓમાં ખલલ કરી હતી, તથા ધરમ ઉપર ગુમાન લાવનારી ગઇ સદીમાં પણ તેનું લખાણ એટલું બધું મોહ પમાડનારૂં હતું કે, માતર થોડાક સફાનું ઝંદ લખાણ જોતાં, વીસ વરસની કાચી ઉમરનો એક જુવાન (મોંશીઓ એકવીટીલ ડુપેરો) પોતાનો દેશ છોડી એકલો લડાઇના હીંગામમાં અસલી ભેદી ચોપડીઓ ભેગી કરવા તથા તેના અરથ શીખવા માટે ૧૭૫૦ માં હીંદુસથાંનમાં દાખલ થયો હતો. ઇરાંનનો અસલ મહજબ જે ઘણે દરજજે વેદીક દંતકથાને અને કેટલેક દરજજે હોમેરીક દંતકથાને મલતો છે, તેમાં આશતે આશતે નીતીમાનો અને ફીલસુફોની એક મંડલીની, અથવા તમારી દંતકથાની ભાશામાં બોલું તો ઓહાની બશારત પામેલા પેગમબરની ચાલુ કોશેશથી પુરતો ફેરફાર થઇ ગયો, યાને બીજા શબદોમાં બોલું તો અસલ ધરમમાં જે કેટલીક શકતીઓ જણાવેલી હતી તેને નીતીનું રૂપ આપી દેવામાં આવયું. એ ફેરફારથી આખા જરથોસતી ધરમે દુનયાની સઘલી શકતીઓને બે વીરૂધ પક્ષમાં વેહેંચી નાંખી તથા દુનયાના નાટકનું શેવટ એવી ઉમેદમાં આણયું, કે આખરે ભલો ફાવશે અને સઘલું સારૂંજ થશે. દુનયાની ધરમ સંબંધી તવારીખમાં એકજ ઉઠલપાઠલને એ મોટા ફેરફાર સાથે સરખાવી શકાય. એ ફેરફાર હીબરૂઓનો ઘણા દેવતાઓને માનવાનો

સેમેટીક ધરમ એકજ ઇશવરને માનનારા ધરમમાં બદલાઇ જવાને લગતો હતો, અને ઇસા-યાથી ઇઝેકયેલ સુધીના પેગમબરોના ઘણાક જમાનાઓ પછી, દરેક ટોલાનો જુદો ઇશવર લેખવાનો આગલો વીચાર ફેરવાઇને તમામ કોમો અને તમામ માણસોનો એકજ ઇશવર ગ-ણાવા લાગયો હતો. તરીજી સદીમાં જરથોસતી ધરમ સાસાંનનાં નવાં વંશ સાથે દાખલ થતો આપણે જોઇએ છે, અને તે અમલમાં તે આખાં ઇરાંનના રાજ તરફથી મુકરર થયલો ધરમ થઇ પડયો હતો. છ સદીની આબાદી પછી તેના ઉપર આરબોનો હુમલો આવયો, અવસતા બંધ પડી ગયા, આતશકદેહ બુજવી નાખવામાં આવયા અને હવે તમે અરધી દુનયા ઉપર પ્રકાશીત થયેલા ધરમની સાબેતી આપવા માટે મુઠીભર જેટલા અહી બાકી રહયા છો. જે રોશનીનું કીરણ, જે ધગધગતો આતશ ઇરાંની તવારીખનાં જંગલમાંથી અસલ તવારીખ શોધવામાં ભોમયો થાય છે, હખમની વંશ તથા સાસાંનયાન વંશથી ઉતરી આવેલા જુજ દસતાવેજો ઉપર રોશની ફેંકે છે, ગ્રીક, લેટીન, યાહુદી, આરમીનયન તથા ચીના પરદેશી લખનારાઓનાં અનીશચોત લખાણોનો ચોકસ અરથ આપે છે તે અવસતા છે. અવસતા-માંથી કેટલાક જુદા જુદા પંથો ઉભા થયા હતા, જે પંથોએ પ્રથમ નાસતીસીઝમને નામે અને પાછલથી મેનીકીઝમને નામે એક જાતનો બનાવટ ભરેલો માજદયશની ધરમ દુનીયાના સઘલા ભાગોમાં-તુરકસથાનમાં અને ચીનમાં, કોરોમાનદલના કાંસતા ઉપર, બલગેરીઆ અને છેક ફરાંસ સુધી ફેલાવયો હતો. કોરાનના મહાન કરતાએની જે કેતાબ તેની પછી ગાદીએ આવનારાઓએ ફાદો નાખવા માંગી હતી, તેમાંથી કેટલાક સફા ઉછીના લીધા છે. રૂસતમ અને અસફેનદયારના ગાયણ ગાનારા આરબોએ ખુશીથી સલમાન ફારસીના (દીનીઆર દ-શતુરના) શબકો સાંભલયા હતા, જેણે તેમને દોજખના પુલ વીશે કેટલુંક શીખવયું હતું. યાહુદી તથા ખરીસતી મહજબો કરતાં પારસી દંતકથામાંથી આરબો ઓછું શીખયા ન હતા. એક મોટો ધરમ કદીબી મરણ પામતો નથી તરવાર અને આગથી તેનો નાશ કરવા છતાં, તે હજી તેને વીશારી મેલનારા ઘણા જીગરોમાં નહીં જણાયલો અને નહીં સ્વીકારાયલો જીવે છે. ઇરાંન અવસતાને બાલી નાંખી શકે, તે કોરાન ભણે; જરથોસત, અહુરમજદ વગેરેના નામો ભુલી મહમદ, અલ્લાહ તથા દેજજાલને તે યાદ કરે, તોબી એ લોકપ્રીય મહજબ તેનાં જીગ-રના ભીતરમાથી ફેરવાયો નથી. તમારો ધરમ જીંદગીનો ધરમ હતો, અને તેનેજ લીધે મજબુત હાદેમાઓ તથા વીપતીઓ ખમવા બાદ તમે અહીં હીંદુસથાનમાં હજી છો. સુધારાની સરતમાં આગેવાન છો, અને આગલા વખતની પેઠેજ તમારૂં મોહ રોશની તરફ ફેરવાયલું રહયું છે. જરથોસતી ધરમ પોતાના સાગેરદો માટે બે ચીજો લાવયો હતો, જેનો અસલી આરય ધરમોને કશો ખયાલ પણ ન હતો, એ બે ચીજો નીતીની ફરજ તથા ઉમેદ હતી. એ બે હથયાર ધરાવનાર માણસ જીંદગી તથા કીસમતની સામે શાંતીથી થઇ શકે છે. જ-રથોસતી ધરમે પોતાના સાગેરદોને જીંદગી નીતીથી ગુજારવાનાં ફરમાંન આપયાં છે એટલુંજ નહીં, તેમના જીગર, જીભ અને હાથનો તે ભોમેઓ થાય છે કે જેથી તેમને પવીતર વી-ચાર, સચાઇ અને ભલાં કામો સમજ પડે છે એટલુંજ નહીં પણ એ ધરમ શીખાવે છે કે, જો તેઓ તેમની ફરજ બજાવશે તો આખરે ભલાં કામોજ પાર પડશે. પેગમબરનો એક છોકરો સોશયોસ આવીને અહુરમજદનું હમેશગીનું રાજય ખુલું મેલશે, તથા બુરાઇને દુની-યાંમાંથી જડમુલથી ઉખેડી નાખશે. દુનયાનો સરવેથી ગરીબ કંગાલમાં કંગાલ જરથોસતી પણ જાણે છે કે, તે સોશયોસના એક લશકરી સીપાઇ જેવો છે, અને અહુરમજદ તેનેથી ફતેહ મેલવશે. કોઇબી ધરમ જીંદગીને એથી વધારે મરતબો આપી શકે નહીં; માણસને માણસના દરજજાનો, ઇશવરની વધુ નજદીકનો, જીંદગી ઘણીજ જરૂરની છે અને જીવવું લા-

એક છે એવી મજબુત લાગણીનો બીજો કોઈ ધરમ બતાવતો નથી. તમને મોટી કીરતી લેવાની છે કે, તમે એક એવા ધરમને લગતા છો કે, જેણે પેહેલ વેહેલે આખ્ખે દુનીયામાં અહુરમજદની ફતેહ જાહેર કરી તથા માણસની જીંદગીનો અરથ તથા તેની નેમ મુકકર કરી, અને એનેજ લીધે તમારો ધરમ જોકે તમે ઘણા થોડા છો તોપણ તમારો તેમજ તમામ માણસ જાતનો થઇ પડયો છે, અને એનેજ લીધે યુરોપયન અભયાસીઓ અતરે આવી તમારે મોહોડેથી તમારા વડીલોની દંતકથા જાણવા માગે છે અને આગલા વખતનું જે કાંઇ બાકી રહયું હોય તેની આતુરતાથી શોધ કરે છે.''

(૮૨) ''પરોફેસર દાકતર રાહોઠ'' નામનો એક જરમન કાબેલ વીદવાન કે જે જરમન દેશની ''તુ બીનગણ'' નામની નામીચી કોલેજનો પ્રોફેસર છે તે ''અહુરમજદના કાયદાઓ સાથનો જીહોવાના કાયદાઓનો મુકાબલો'' એવે નામના એક રેસાલામાં જરથોસત અને તેના ધરમની બાબદો ઉપર વીચાર જણાવતાં એમ લખે છે કે:—

''જરથોસતે કંઇ પણ મોજેજા કીધા નથી કારણકે તેણે પોતાના ધરમનો પાયો તદનજ રાસતી ઉપર રચયો છે. જરથોસતની દીનની નેમ બેવડી છે-હરેક સખ્સને પોતાના વીચારો દાબી દેવાનું, તેમજ હરેક તનની તથા મનને લગતી બદીઓ દફે કરવાનું, તથા હરેક નેકીમાં સાબેત રેહેવાનું અને અહુરમજદની દુનીયાંમાં પરકાશી નીકલવાનું તે શીખવે છે; આ મતલબ ઝંદ ભાશાના દરેક લખાણોમાં સમાવેલી છે, અને વલી તેથી લોકોનું આ દુનીયાંને લગતું સુખ વધારવાને બીજો ઉપાય જડે છે, જે જાલવવા માટે અહુરમજદે પોતાના કાયદામાં ફરમાવયું છે. એ વીશે ખાસ રીતે વંદીદાદમાં લખેલું છે કે માણસે પવીતર અને સાફ રેહેવાને માટેના ઉપાયોમાં પેહેલી બંદગી છે. દાહાડે અને રાતે સઘલાં કાંમોમાં અને જીંદગીના દરેક બનાવની વખતે અહુરમજદની, અમશાસપંદોની તથા ભલી પેદાયસ (સપેનામીનો) નાં પ્રાણીઓની બંદગી દરેક મહીબતાને (માજદયસનાને) કરવી જોઇએ. આ ફરમાન ઝંદ અવસતામાં દરેક ઠેકાંણે આવેલું છે. આ ઠેકાણે જણાવેલા બંદગીને તથા તેના કાયદાને લગતા સઘલા વીચારો 'નયું ટેસટમેંટ' (નવા કરાર) માં જણાવેલા વીચારોને સાફ મલતા આવે છે. અહુરમજદની પરસતેસ કરનારો પણ પોતાનો ''પીતા'' (અહુરમજદ) જે આકાશમાં છે, તેની પરાથના કરે છે, અને સઘલી ચીજોને તેના નામની બુજરગી તથા પવીત્રાઇથી બોલાવે છે; વલી તે અહુરમજદનું રાજય (બેહેસત) મેલવવાને માટે દરરોજ બંદગી કરે છે; વલી તે વીનંતી કરે છે કે અહુરમજદની મરજી તથા તેનો કાયદો (દીન) આકાશમાં તેમજ આ દુનીયાંમાં અમલમાં આવે; વલી તે પોતાનો રોજનો ખોરાક તથા જે જે સઘલી ચીજોની તેને ગરજ છે તે સઘલી ચીજો માગી લે છે, અને પોતાના સઘલાં પાપોની માફી ખરાં અંતઃકરણથી ખરીસતી 'કનફેશન'ને મલતીજ રીતે માગી લે છે (યાને પતેત કરીને પશેમાન થાય છે.) આ સઘલો એકરાર ઝંદ અવસતાની બંદગીઓમાં સઘલે ઠેકાંણે આવેછે, જે બંદગીઓ પોતાની બુલંદ સાદાઇથી તથા બચ્ચાં જેવાં ભોલાંપણાંથી આજે પણ બંદગીનો નાદેર નમુનો થઇ પડે છે. આપણને આ સાચે સાચું માનવું જોઇએ કે ''મોબીદો'' પોતાની સઘલી બંદગીઓને ઝંદ અવસતાની બંદગીમાંથી તારવી કાઢી છે, અને તેની સઘલી પ્રાથનાઓ (અસલ ઝંદ બંદગીઓ) એકજ કાયદે અને તેની તેજ બાબદોથી ભરેલા તરજુમામાંજ આપણને માલમ પડે છે.''

(૮૩) મી૦ શેમીઉલ લેંગે બનાવેલાં ''આજના વખતનો એક જરથોસતી'' એવે નામનાં પુસતકમાં જરથોસતી ધરમ વીશે આપેલું ઉમદા મત:—

''દેખીતું છે કે કોઇપણ ધરમના શાસ્ત્રમાં નહીં હોય એવા સરવથી સંપુરણ અને સઘલો સમાવેલો નીતીનો 'કોડ' જરથોસતી ધરમમાં છે. બુધીસટ, યાહુદી અને ખરીસતી ધરમોમાં

જે સરવથી સરસ છે તે સઘલું આ જરથોસ્તી ધરમમાં સમાઇ ગયું છે, અને ઘણીક નેકી બદીનો સાદો અરથ તેમાં આવેલો છે. પણ જેમ ખરીસતી શાસ્ત્રમાં નેકી બદી પાધરી બતાવીઆને બદલે તે વીશે આડકતરો સાર કાહાડવાનું રેહેવા દીધું છે; જેમકે 'જેવા તમે પોતાને ચાહો તેવા પડોસીને ચાહાજો' અથવા 'જેમ બીજાઓ તમારી સાથે ચાલે એમ તમો બીજાઓ સાથે ચાલજો' એવા ખરીસતી ઉપદેશોમાંથી સારા ગુણો તમારી પોતાની મેલે શોધી કાહાડવાને રાખેલું છે, તેમ જરથોસ્તી ધરમમાં કરેલું નથી—પણ આલસ, ઠગાઇ, એકલપેટાઇ, હસદ એમને પાપ દાખલ અને તેમનાથી ઉલટા ગુણોને પુણ દાખલ ખુલા શબદોમાં કહી આપીઆં છે. વલી એ 'કોડ' ની સંપુરણતા અને સરવ વાતનો સમાવેશ આ બાબદોમાં ઘણું જાણવાજોગ છે; કે નીતીના એ કાયદા જેમ જરથોસ્તીને માટે તેમજ જુદ દીનને માટે એક સરખા છે. વલી આ ધરમના કાનુનોને જીંદગીના વપરાશમાં કેવી રીતે લાગુ પાડયાં છે તે જરથોસ્તી ધરમની એક બીજી વીખયાતી ભરેલી ખુબી છે, જેવીકે જનાવરો તરફની માયા ખાસ કરીને ફરમાવી છે. અને ભલી પેદાયસનાં જીવજંતુઓ જેવાંકે મેઢાં, ઘોડા અથવા કુતરાંને મારથી, ભુખમરાથી યાં બીન જરૂર કતલથી કરૂરતા બતાવવાને પાપ ગણયું છે. તોપણ ખરાંજ વેહેવાર ઉપયોગી ડહાપણથી છેક છેડા ઉપર નીકલી જવાના જુહાંને દુર કીધું છે, અને બરામણી અથવા બુધ ધરમોની પેઠે જણાવરો ઉપરની દયાના કાનુનને હદ બહાર લઇ જઇને કોઇપણ જનાવરનો જીવ લેવો નહીં એવી મના કીધી નથી પણ જરૂરને સર તેમને મારવાની છુટ મુકી છે. આ શાવધ વેહેવારીક ડહાપણ, અથવા જેને મી૦ માથયુ આરનાલેડ "મીઠું અકલમંદીપણું" કહેછે તે જરથોસતના ધરમની પરતીષકીત ખુબી છે, અને સુધારાની તવારીખના એવા અસલી જમાનામાં એ ડહાપણ શીખવીઉંછે તેથી તે ઘણું નોધી લેવા જોગ છે. બીજું એક ફરમાન જે આ ઓગણીસમી સદીમાં ઇગલંડની એક બોરડ આવ હેલથ પોતેજ કબુલ રાખી શકે છે તે એ છે કે પાણીમાં અપાવીતર ચીજ નાંખીને નદીઓને બીગાડવી નહીં. દીસતું છે કે આ સાદા અને બુજરગ ધરમને આપણે ગમે તે નામથી બોલાવીએ તોપણ તે એવો છે કે આજના વખતની સરવથી સરસ ફીલસુફી જલદીથી એજ ધરમની નજદીક આવતી જાય છે."

(૮૪) ઇંગલંડની પ્રખ્યાત ઓકસફરડ યુનીવરસીટીનો નામીચો પ્રોફેસર સર મોનીઅર વીલીયમસ સને ૧૮૭૫ માં હીંદુસથાંનની મુસાફરીએ નીકલેઓ હતો, તે વેલાએ મુંબઇનાં જરથોસતીઓનાં દુખમા જોઇ ગયો હતો, તે ઉપરથી તેણે લંડન ટાઇમસમાં છપાવેલા પોતાના હેવાલમાં પારસીઓના ધરમ વીશે જે પોતાનું મત આપેલું છે તેમાં તે લખે છે કેઃ—

"તેઓનો ધરમ, તેઓના પેગમબર જરથોસતે જેમ અસલ જણાવીઓ છે, અને ઝંદ અવસતામાં જાહેર કરીયો છે, તેમ એક ઇશવરને માનવાનો છે. તેઓની નેકી તરણ કલામોમાં સમાવી છેઃ—નેક વમાસવું, નેક બોલવું, નેક કામ કરવાં. પારસીઓ એક અજબ સરખ ખવાસ માટે જાણીતા છે, તે એ કે તેઓની મરણની કીરીયા બીજી કોઇ પ્રજાઓમાં જણાયલી નથી, અને તેઓ પોતાના મરણ પામેલાં માણસોની લાશોને પાહાડી જગો ઉપર ખુલી મેલે છે. એવો રવછઓ ભુતાનના બુધીસ્ટ લોકોમાં પણ છે,"

(૮૫) ઇગ્લંડના એક નામીચા પરધાંન લારડ રેનડોલફ ચરચીલે મુંબઈના દુખમા જોઈ જાવા પછી આપેલું મતઃ—

"જરથોસતે દીધેલા ઉપદેશ અને ફરમાંનો પ્રમાણે મુવેલાંઓની કરવામાં આવતી છેલી કીરીયા તથા રીત જોકે આએ પુરૂથવી ઉપરની વસતીની સાથ સરખાવતાં (પારસીઓની)

જુજવીજ સંખ્યાની ખાસ ક્રીયા તરીકે જણાયલી છે, અને તે રીત પસચીમ તરફના પ્રદેશીને બેશક નવાઈ જેવી લાગે છે, તોપણ એ ક્રીયા તથા રીત એક ખાલેશ ધરમના મુલતત્વને સંપુરણ રીતે મલતી છે, અને અનુભવથી તેમજ પ્રાણી ધરમ ગુણ વીદયાની રૂએ એ રીતને ઘણો મુશતકીમ ટેકો મલે છે."

(૮૬) "હાવરડ વીનસેંટ" નામનો પારલામેંટનો એક મેમબર જે પોતાની બાનું સાથે હીંદુસથાનમાં મુસાફરી કરવા આવયો હતો, અને જેણે પોતાની બાનુ સાથે તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૮૫ ને દીને દોખમાંઓવાલા ડુંગરની ભેટ લીધી હતી, તેણે પોતાની મુસાફરીની ચોપડીના ૨) વાલમમાં છપાવી પ્રગટ કીધી છે, જેની સેરટે જરથોસતીઓના ધરમનાં બાબમાં તેણે નીચે પ્રમાણે લખાંણુ કીધું છેઃ –

"પારસીઓ એક કોમ લેખે ઘણાજ સુધરેલા અને ગ્નાની છે, બેશક એ સઘલું તેમના સાચા નીતી ભરેલા ધરમની ખુબીથી છે, અને તેમનાં મુદડાંઓ ઠેકાણે પાડવાની રીત તેઓના ધરમનું એક સુંદર સવરૂપ છે."

(૮૭) મુંબઈ ગેઝટનો આગલો માલેક અને અધીપતી મી૦ જેમસ મેકેનઝી મેકલીને "મુંબઈનો ભોમીયો" એવે નામનાં દર વરસે તેણે કાહાડેલાં પુસતકના એક વાલમમાં મુંબઈના દોખમાંઓની વીગત જણાવતાં તે પારસીઓનાં રૂવાંનોની સેવતની આરંમગાના રેવાજની ફીલસુફી વીશે પોતાનું મત જણાવતાં એમ લખે છે કેઃ—

"પોતાનાં મરણ પામેલાંઓની લાસને ઠેકાણે પાડવાની આ રસમ પારસીઓમાં અગણીત જમાંના થયા ચાલતી આવેલી છે; તે જોકે જે લોકો મુરદાંને જમીનમાં દાટે છે તેઓનાં મનથી મના કરવા જેવી છે, પણ તે રીત તંદરોસતીનાં સાધનોને પુરતી રીતે માફક આવે તેવી છે, અને મોટાં શેહેરોમાં તંદરોસતીના સુધારાઓને માટે કેટલીકવાર જે સઉથી મોટી અડચણો નડે છે, તે આ રીતથી સઉથી સરસ રીતે દુર થાય છે. પારસીઓ ખુદ પોતે પણ કેટલાંક અદલપણા સાથ કબુલ કરે છે કે, દાટવા તથા બાલવા કરતાં માણસ જાતનો દરજજો અને મરતબો આ રીને એકસરખી પંકતી ઉપર આવે છે, કારણકે મરણ પછી આખા ટોલાનાં હાડકાં પછી શું ગરીબ કે તવંગર આખરે દોખમાંની અંદર એકજ ભંડારમાં સાથે મલે છે."

(૮૮) 'બેરન બુનસન" નાંમનો એક કાબેલ જરમન વીદવાંન યાહુદીઓ અને જરથોસતીઓનાં ધરમ પુસતકોની સરખામની કરતાં એવું જણાવે છે કે "યાહુદીઓએ અવસતાના ધરમ ઉપરથી પોતાનો મહજબ ઉભો કરીયો હતો."

(૮૯) ઉપલાજ વીદવાંનની પેઠે પ્રોફેસર "ઈલિવડ" નામનો એક બીજો વીદવાનબી એમજ કહે છે કે;—"ઈરાંનીઓના ધરમ સંબંધી વીચારો યાહુદીઓએ ઘણાખરા નકલ કરી લીધા છે."

(૯૦) "ડાયોજનીસ લેયરસીઅસ" નામનો એક વખણાયલો રૂમી ફીલસુફ પોતાનાં પુસતકોમાં એમ જણાવી ગયો છે કેઃ—

"મ:જહીયસનાન લોકોમાંથી જીમના સોફીસતો યાને નાગા ફીલસુફો એટલે કે બહરામણો ઉતપન થયેલા છે તથા યાહુદીઓબી તેઓમાંથીજ નીકલેલા છે યાને જરથોસતીઓ અસલી અને યાહુદી નકલી છે."

(૯૧) વલી "કલી આરકસ સોલીનીશીયન" નામનો એક વીદવાન ગ્રંથકાર ઉપલા વીદવાનોને મલતા વીચારમાં એમ જણાવે છે કેઃ—

"બ્રાહમણ લોકો માજદીયસનાન લોકોમાંથી ઉતપન થયેલા છે અને બીજા વીદવાનો એમ જણાવે છે કે યાહુદી લોકો પણ એઓ (માજદીયસનાન)માંથી પેદા થયેલા છે."

(૯૨) "ધી એનસીઅંત હીસતરી ઓફ ધી 'ઈજીપતશીઅનસ' 'બેબીલોનીઅનસ' 'લીડીઅનસ' 'પરસીઅનસ' એન્ડ 'માડીઅનસ' એવે નામનું પુસતક મી૦ "એમ. રોલીન" નામના ઈંગ્રેજે ઇ૦ સ૦ ૧૮૪૯માં ઇંગલંડમાં આવેલા "લીડસ" નામના શેહેરમાં છાપી પ્રગટ કરયું હતું; એ પુસતકમાં જુદા જુદા ધરમોનું વરણન આવેલુ છે, તે સાથે અસલી ઇરાંનીઓના ધરમ વીશેબી કેટલુંક વીવેચન કરવામાં આવ્યું છે. ગ્રંથકરતાના વીચાર પ્રમાણે ઈરાંન દેશમાં જરથોસત નામના બે પુરૂશો થઈ ગયા હતા, જેમાનો પેહેલો પુરૂશ બીજાથી ૬૦૦ વરશ અગાડી થઇ ગયો હતો; અને 'દારાયસ હીસતાસપના વખતમાં બીજાએ ધરમ સમજાવવાનું શરૂ કીધું હતું. એજ જરથોસતે મેજાઇ ધરમમાં સુધારો કરયો હતો; ઉપર પ્રમાણે જણાવી કરતા બીજા જરથોસતનો સમજાવેલો ધરમ કેવા પ્રકારનો હતો તે વીશે પોતાનો વીચાર એ પુસતકને સફે ૮૨ મે જણાવે છે, જે નીચે પ્રમાણે છે:—

"બીજો જરથોસત જે 'દારાએસ હીસતાસપ'ના રાજયમાં થઈ ગયો હતો, તેણે મેજાઇ લોકોનો ધરમ જે વરસો સુધી ઇરાંનીઓ અને 'મીડીઅનો'એ પાલીઓ હતો તે ધરમની કેટલાએક બાબદોમાં સુધારો કરવાનું કામ માથે લીધું હતું; કારણકે 'સમરદીસ' પાદશાહ કે જેણે ઇરાંનની ગાદીના હકદાર વારસને ગાદી ઉપરથી ઉથાડી મુકીયો હતો, તે પાદશાહના મરણ પછી, અને એ પાદશાહના સાથીઓ અને તેની તરફેન એંચનારાઓની કતલને લીધે, એ ધરમ ઘણી ધીકારવા જોગ હાલતમાં આવી પડયો હતો. એવું ધારવામાં આવે છે કે આ સુધારાવાલા જરથોસતે પહેલ વહેલાં 'ઇકબાના' નામે ગામમાં ધરમ સમજાવવાની મતલબથી દેખાવ દીધો હતો.

જરથોસતની અગાઉ લોકો જે બે સરવોપરી શકતીઓની હયાતી કબુલ રાખતા હતા તે બે શકતીઓ વીશેના ધરમના લખાણમાં જરથોસતે પહેલ વહેલાં સુધારો કર્યો હતો. (લોકો જરથોસતની અગાડી એવુ માનતા હતા કે) પહેલી સકતી રોશની હતી, જે સઘલા ભલા કામો કરતી હતી, અથવા તો ભલી ચીજોને જનમ આપનાર હતી, બીજી શકતી અંધારૂ હતી, જે સઘલાં બુરાં કામોની કરનાર હતી, અથવા તો બુરી ચીજોને પેદા કરતી હતી; અને આ બંને શકતીઓ હમેશ સુધી સામસામે થતી હતી, તે કારણથી તેઓના એકમેક સાથ ભેલાવાને લીધે (દુનીઆની) સઘલી ચીજો બની હતી એવું અસલી મેજાઈ ધરમનું મત હતું. જરથોસતે આ બંને શકતીઓથી ચઢતી એક બીજી શકતી વીશેનો વીચાર દાખલ કીધો, જે વીચાર સરવ શકતીમાન ખુદા વીશેનો હતો; જે ખોદાએ રોશની અને અંધારૂ બંને પેદા કીધાં હતાં, અને જેણે એ બંને શકતીમાંથી પોતાની ઇચ્છા પ્રમાણે બીજી સઘલી ચીજો પેદા કરી હતી. પણ ખોદા નરસી ચીજોનો બનાવનાર છે એવો વીચાર દુર કરવાને, જરથોસતે જે મત બાંધયુ હતું, તે એ હતું કે "સઘલી હમેશગીથી સ્વતંત્રપણે અને પોતાની મેલે હસતી પામેલો એક સર્વ શકતીમાન ખોદા હતો; જેના હાથ તલે બે ફરેસતા હતા,—જેમાનો પહેલો ફરેસતો જે રોશની ઉપર મવકલ હતો, તે ભલી ચીજોનો પેદા કરનાર હતો; અને બીજો ફરેસતો જે અંધારા ઉપર મવકલ થએલો હતો, તે બુરી ચીજોનો જનમ આપનાર હતો; કે આ બંને ફરેસતાઓએ રોશની અને અંધારાને ભેલીને જે સઘલી ચીજો હયાતી ભોગવે છે, તે બનાવી છે; કે એ બંને ફરસતાઓ હમેશગી સુધી એક એક સાથે ઝગડામાં રોકાયલા છે; અને કે જયાં જયાં રોશની ઉપર મવકલ ફરેસતાની સતા ચાલે છે, ત્યાં ત્યાં આબાદાની થઈ રહે છે; અને જયાં જયાંબી અંધારાપર મવકલ કરેલા ફરેસતાનો જોર ચાલુ છે ત્યાં

ખરાબી પંથરાએ છે; કે આ ઝગડો દુનીઆના અંત સુધી ચાલુ રહેશે; કે ત્યાર પછી સર્વને માટે કીઆમતનો દહાડો આવશે અને રસતાખેજ થશે; જે વખતે દરેક જનને તેના કીધેલાં કામો પ્રમાણે વાજબી શીક્ષા થશે, જે પછી અંધારા ઉપર મવકલ કીધેલા ફરેસતો અને તેના ગોથીઆઓ તેઓને માટે કીધેલી દુનીઆમાં જશે, જયાં તેઓ, તેઓએ કીધેલાં ખરાબ કામ માટે અંધારામાં રહીને શીક્ષા ખમશે; અને રોશનીનો ફરેસતો અને તેના સાથીઓ તેઓ માટે ઠેરવેલી દુન્યામાં જશે જયાં તેઓએ જે ભલાં કામો કીધાં હતાં તેને માટે હમેશ સુધી રહેનારી રોશનીમાં પોતાનુ મુકામ કરી બદલો મેળવશે; કે આ સઘલું થઈ રહવા પછી તેઓ (આ બંને ફરેસતાઓ) હમેશ સુધીના જુદા પડશે; અને આખી હમેશગી સુધી અંધારૂ અને રોશની કદી ભેલાશે નહી." અને અસલી ઇરાંનીઓનો બાકી રહેલો ટોલો જે હમણાબી ઈરાંન અને હીંદુસતાનમા હયાતી ભોગવે છે, તે ઘણી સદીઓની વાત ઉપર માનવામાં આવતુ હતું, તેમ કાંઈ પણ ફેરફાર કરીઆ વગર આજેબી એ સઘલું માને છે."

(૯૩) આપણો માજદીયસની ધરમ કેટલો બધો પુરાતમ છે તે વીશે માહતમા સીકંદરનો ઉસતાદ "અરસતાતાલીસ" જે પલેટોનો ચેલો હતો તે પોતે ફીલસુફી ઉપર લખેલાં પુસતકમાં એક ઠેકાંણે એમ જણાવી ગયો છે કે "માજદીયસનાન લોકો મીસર દેશના રેહેવાસીઓ કરતાંબી ઘણાજ પુરાતમ છે."

(૯૪) આગલ ઈંગલંડની આમની સભાના એક મેમબરે એવું જણાવયું હતું કે "હીંદુસથાનના લોકો જેમ બાહેરથી કાલા છે તેમ અંદરથી પણ કાલા છે." સર ચારલસ ફારબસે એ વેલાએ ઉભા થઈ પાછો સવાલ કીધો કે "શું હીંદુસથાનના પારસીઓનેબી આ ટીકા લાગુ પાડવામાં આવેછે?" પેલા બોલનારે જણાવયું કે "હા" આ ઉપરથી સર ચારલસે હીંમતથી જવાબ આપયો કે બીજા દેશીઓ માટે હું જવાબ આપવાનું માથે લઈ શકતો નથી, પણ પારસીઓ માટે કહું છું કે "તેઓ હમેસ સારી નીતીનો અને સચાઇનો લેબાસ પેહેરે છે. સાચું બોલવું, સાચું વમાસવું અને નીતીમાન રહેવું એ તેમના ધરમની ઉતમ ખુબીઓ છે. આપણામાં (અંગ્રેજોમા) લોહાર, ઢેડ, વેશીઆ, ભીખારી વગેરે છે; પણ પારસીઓના પવીતર ધરમની કેલવણીને લીધે તેઓમાં એવું કાંઇ નથી. પારસીઓ કેવા છે તે વીશે હીંદુસથાનમાં જઈ આંવેલા લશકરી અને સનદી અમલદારોના હું મત લેઇશ અને હું આવતી સભામાં જાહેર કરીશ." એ મુજબ તેણે હીંદુસથાન જઈ આવેલા સઘલા અમલદારોમાં એક સરકયુલર ફેરવયો હતો અને આમની સભામાં ખાતરી કરી હતી કે પારસીઓ જેવા નીતીવાન, પ્રમાણીક બીજા કોઈ નથી.

(૯૫) "મી૦ સી૦ આર૦ મારકહામ" નામના એક કાબેલ અંગ્રેજ વીદવાને પારસીઓના કદીમ પાદશાહો તથા ઈરાંન દેશ મધે બનેલા બનાવોને લગતી એક મુખ્તેસર તવારીખનું પુસતક લંડન શેહેરમાં છપાવી બાહર પાડયું છે, તેના દીબાચામાં કદીમ ઇરાંનની તેમજ જરથોસત અને તેનાં ધરમની તારીફમાં તે એમ લખે છે કે:—

"ઇરાંનની સરજમીન ઘણાજ ઝલકાટ ભરેલા બનાવોની યાદગારી ધરાવનારી છે. ઇરાંન શબદના ખુદ નામમાંજ તેજી અને ચલકાટ ભરેલા દેખાવો તલેશમાતીક રીતે ભેલાપલા છે. એ દેશ મધેના સઉથી કદીમ જમાનાના પેશદાદીયન ટોલાના પાદશાહો જેઓ એકજ ખોદાને માનતા હતા, તે બનાવો ઉપર જયારે આપણ વીચાર કરીએ છીએ ત્યારે આપણા (અંગ્રેજોનાં) "અઈશાએઆ" અને "એઝરા"નાં પુસતકોમાં આપણે વાંચીએ છીએ કે ખોદાતાલાની તાબેદારી, અને ફરમાબરદારી કરનારા અશલ પાદશાહો તે એજ ઇરાંની પાદશાહો હતા,

કે જેવોને તે ખોદાતાલાએ ગોયા પોતાના આડતીયા અથવા પેગમબરો તરીકે પસંદ કરી, આ પરૂથવીમાં કાંમે લગાડયા હતા, અને જેવો જમશેદી મેહેલના જેવી નાદર ઇમારતો અને મકાંનો બનાવી પોતાની કીરતી આજ સુધી પ્રકાશતી રાખી ગયા છે, એટલુંજ નહીં પણ પોતાની રઇયત અને ખોદાની ખલકની ભલાઇ તથા આબાદી ચાહીને પોતાના મુલકમાં પુશકલ પાણીની નેહેરો અને નાંલાંનાં બાંધકામ કીધાં હતાં. તેવી બાબદાર આપણે બેયાંન આપીએ છીએ, ત્યારે તેવોની ખુબી આપો આપ જણાઈ તથા સમજાઈ આવે છે. ફીરદોશી સાએરની રૂશતમ પેહેલવાન વીશે જાંહાંમરદી ભરેલી કોશેશ જે પાદશાહ અફરાશીઆબ સાથની કરવામાં આવી છે, તે લડાઇનો જે રંગ રૂપ દરશાવવામાં આવેલ છે, તે સઘલું આપણા જીગરને કેવું ધુજાવનાર તથા આપણા મનને ઉસકેનાર છે. એ ઉપરાંત વલી પાછલા જમાનાના સાસાંનીયન વંશના પારશી પાદશાહોના દોરદમામ અને ધુમધામોની તવારીખ જયારે આપણ વાંચીએ છીએ, તયારે ગોયા આપણી આંખો અચરતીથી ઘેપક મારી જાય છે. આ ઈરાંન દેશ જેવા માહા ઉપયોગી મુલકની હાલત હવે પછે ગમે તેવી થાય, તોબી પારસીઓના આગલા પાદશા-હોના જમાનાની તવારીખ ઉપર જયારે આપણે નજર કરીએ છીએ, તીઆરે આપણા મન ઉપર ગોયા મોહોણીની અસરના જેવું એંચાણ થાયછે, કે જેથી આપણું ધેઆન તે તરફ વલગેલું રહે છે, અને હવે પછેબી ગોયા વલગેલું રેહેશે. એજ ઈરાંનની શરજમીન ઉપર જરથોસત જેવા પેગમબરનો પવીતર ધરમ ફેલાયો હતો. એજ ઇરાંનના મુલક ઉપર પારસીઓના કેઆંની પાદશાહઓએ રાજ ભોગવીને ખોદાતાલાની મરજી મુજબનાં કાંમો બજાવેઆં હતાં, અને એજ ઇરાનની ભુમી ઉપર જમશેદી મેહેલોએ પોતાના રોનકદાર મીનારાઓ આકાશની બુલંદી ઉપર ઉઠાવેલા હતા, તેજ ઇરાંન ગોયા હવે પછેબી રૂઝ કેઆંમત તલક દુનયાંનાં લો-કોનું દીલ પોતા તરફ એંચેલું રાખશે તથા તેનો સંબંધ અત્યંત ખુશી ઉપજાવનારો ગણાતો રેહેશે.''

(૯૬) ઓનરેબલ એચ. એસ. આનદરસન નામના હીંદુસથાંનની વડી સરકારની ધારા બાંધનારી શભાના એક અધીકારીએ તા૦ ૨૩ ડીસેમબર શને ૧૮૬૪ ને દીને પારસીઓને માટે વારસા હીસા અને લગન તલાકનો ધારો એ સભામાં રજુ કરતી વેલાએ પોતાનાં ભાશાંણમાં પારસીઓ અને તેઓના પુરાતમ ધરમ વીશે જે કહી સંભલાવયું હતું તે નીચે મુજબ હતું:–

''મારાથી વીચાર કરવા વીના રેહેવાતું નથી કે જે કોમ (જરથોસતીઓ) આપણી (અં-ગ્રેજોની) મીસાલે આ દેશમાં પરદેસી છે. જે કોમે ધરમ સંબંધી એતેકાદનું એક સઉથી પુ-રાતમ રૂપ જાલવી રાખયું છે, જે કોમનો વડો ધરમ ગુરૂ[1] પેલા ફતેહમંદ એસીરીયનની સાથે ''જેરૂસેલમ'' ગયલો ખસુસ જણાવવામાં આવયો છે, અને જે કોમની એબાદત કર-વાની રીતી ''ઇજીકીઅલના'' એક સઉથી પેહેલા સપનામા દેખાઇ હતી, તેવી એક કોમની જીંદગીનાં સઉથી અગતના એક સંબંધ બાબે આપણે ધારા બાંધનાર છઇએ, એ વીચાર કરતાં અજાએબી લાગે છે. સરવે ઉપર રાજ કરતા કીરતારની કરમ બખશેશથી યાહુદી લો-કોની સુધરાઇ ઉપર મેજાઇ (મોબેદ) લોકોની સુધરાઇથી કેવી અસર થઈ છે, તે તવારીખ સંબંધી ચુનોચરામાં એક ઘણો ફલવંત સવાલ છે. તે અશરના (યાને માજદીયસની લોકો-ની સુધરાઈનાં) બે મોટાં પરીનામોને સઘલા વીદવાનો શોધી કાહાડે છે. પેહેલું યાહુદી લો-કોમાંથી બુતપરસતીનો સદનતર તીઆગ, અને બીજું આવતા ભવ (મરણ પામવા પછીની હમેશગી) વીશે વધારે આશકારાં થએલી તાલીમ. અલબતાં આવી રીતની ચુનોચરા બાબે

૧ આ ઈસારો જરથોસતી ટોલાના ''રાબ—માગ'' નામના એક વડા ધરમગુરૂ વીશેનો કરેલો માલમ પડે છે જે હુખીયામની રાજમાં થઇ ગએલો અને જેરૂશલમ શુધી ગયેલો કેહેવાય છે.

મારાથી હીયાં એક પલવાર એસારોજ થઈ શકે. તવારીખનો બાપ "આદમ" કહી ગયો છે, કે તેના વખતના આતશના પુજારાઓમાં એવું મત હતું, કે કોઇના કરજદાર યાને દેવાદાર રેહેવું તે વાત એવી અપરાધ ભરેલી ગણાતી હતી, કે તેને (કરજદારને) જુઠથી મોટા અપરાધોની ટીપમાં માતર બીજી પદવી આપી હતી. એ વાતમાં હાલના પારસી લોકોની વેપાર સંબંધી ઇજત અને સવતંત્રપણાની અગમચેતીનો છાપડો પડેલો દેખાય છે."

(૯૭) રેવરંડ ધનજીભાઈ નવરોજીએ તા૦ ૮ મી સપતેમબર સને ૧૮૮૬ ને દીને મુંબઇના "મેથોડીસટ" નામના દેવલમાં પારસીઓની સંશાર તથા ધરમ સંબંધી બાબદોપર ભાશાન આપતી વેલા જરથોસતનો ધરમ ખોદા પરસતી છે, તે વીશે એમ કહી સંભલાવયું હતું, કે "ખરૂં જોતાં તો પારસીઓનો ધરમ ફકત પાંચ ગાથાઓમાંજ છે કે જે ઘણીજ જુની ભાશામાં લખેલાં છે અને જે સમજવો મુશકેલ છે. આ ગાથાઓ જરથોસત પેગમબરના ફરમાનોથી ભરેલા છે. પાંચ ગાથાઓ ફકત ખોદાપરસતી ધરમ શીખવે છે એમાં તો કશો શક યા સંદેહ નથી."

(૯૮) માજદીઅસની ધરમમાં ફરમાવેલું છે કે શુવાવડી દરદી ઓરતોને અડકવા પછી અડકનારે પોતાનું શરીર પાણીથી સાફ કરવું જોઇએ તથા બીજાં સાફ કપડાં પેહેરવાં જોઇએ. એવા ઉતમ ફરમાનની ખુબી વીશે "હીસતારી ઓફ ધી મેડીસીપલ આરટ" નામના ઇ૦ સ૦ ૧૮૮૨ ના શાલમાં છપાએલાં એક પુસતકમાં એમ લખેલું છે કે:—

"શુવાવડી સ્ત્રીઓનાં દરદને લગતી હકીકત જે ગયાં ૨૫૦૦) વરસ ઉપરના જરથોસતીઓ અછી રીતે સમજતા હતા, તથા સફાઈ સુગડાઇ રાખતા હતા, તેની સમજ આ ચાલુ સદીની છેક આખેરીના વખતમાંજ આજના યુરોપીઅન ડાકટરોને મલી છે અને તે છતાંબી કેટલી બધી સુવાવડી યુરોપીયન અશતરીઓ બચાને જનમ આપીયા બાદ બરાબર રીતની સંભાલ નહીં રાખવાને લીધે તાવના દરદની અસરથી, તથા ઘટતી સફાઇ ન સાચવવાથી દર વરસે મરણ પામે છે. જે ડાકટરો શુવાવડી અસતરીઓ પાસ જાય છે, તથા બીજાં ઘરાકોમાં જવા આગમજ નાહાતા નથી તથા આંગપરનાં કપડાં બદલતા નથી, તેમનાં કપડામાં દરદી અસતરીઓને અડકયાથી ઝેહેરી અસર ભરાઇ રહેછે, જે ઝેહેર બીજાં દરદી ઘરાકોને લાગુ પડે છે. માટે ડાકટરોને માથે ફરજ છે કે જયારેબી કોઇ શક ભરેલાં દરદવાલી અસતરીઓને અડકી આવે, તયારે પોતાનું તન નાહી ધોઇને સાફ કરે, કપડાં બદલી નાંખે અને પછી બીજા દરદીની મુલાકાતે જાય. એજ મીશાલે એવાં દરદનું ઝેહેર કપડાંની મારફતે તથા રૂમાલની મારફતે એકના ઘરમાથી બીજાંનાં ઘરમાં લેઈ જવાઇ અને ફેલાઇ શકાય છે, વાસતે સંભાલ રાખવી જોઇએ."

(૯૯) હખીયામની વંશના જરથોસતી પાદશાહો એકલા એક ખોદાને માનતા હતા, તે વીશે નામીચા પાદશાહ "ઝરકસીસે" "પરસીપોલીસ"ના મેહેલ ઉપર એક ખીલા રોકા હરફવાલી તખતી કોતરાવી છે, તેનો તરજુમો "પ્રોફેસર લાસને" કરીને પોતાનાં પુસતકમાં આપેઓ છે, તેમાં એ પાદશાહ એમ કહે છે કે:—

"અહુરમજદની કરમબખશેશથી મેં આ મોટો દરવાજો બનાવેલો છે, મેં તથા મારા બાપે આ પરસીપોલીસ સીવાએ બીજાં ઘણાંએક નામીચાં બાધકામો બંધાવેલાં છે, જેબી ઉમદા બાધકામો હાલ જોવામાં આવે છે, તે અહુરમજદની બખશેશથી અમે (બંને બાપ દીકરાઓ મલી) બનાવેલાં છે." પાદશાહ ઝરકસીસ કહે છે, જે "મારો તથા મારા શેહેનશાહતનો અહુરમજદ રખેવાલ હોજો, મેં તથા માહારા બાપે જેબી કામો કરેલાં છે તે બંનેઓનો ઓ અહુરમજદ તું નીગેહબાન થજો!"

(૧૦૦) "એમ. નયુઇબર" નામના એક જરમન વીદવાંન ઈતીહાસ લખનારે પોતાના પુશતકમા હખીયામની વંશના જગતપ્રસીધ શેહેનશાહ "દારાયસ હીસતાસપે" "અલવંડ" પાહાડ ઉપર ખીલા ઠોકી હરફોથી કોતરાવેલી તકતીનો તરજુમો આપેઓ છે, તેમાં એ શેહેનશાહ દારાંએ આ દુનીઆનાં માણસોને માજદીયસની ધરમ પાલવા વીશે જે તાકીદ જણાવી છે તેમાં એમ કહે છે કે:—

"અરે ઓ લોકો! અહુરમજદનો ધરમ જે તમારી શોડે ફરીને આવેલો છે, તેને નાબુદ થવા દેશો મા, એ ખરો ધરમ ખબરદાર છોડશો મા, નહીં તો તેમાં તમો થોકડ ખાશો."

વલી એજ વીદવાંનનાં પુસતકમાં પાદશાહ દારાંયસ હોસતાસપે પાક ખોદાતાલાની તારીફમાં જે તકતીઓ કોતરાવેલી છે તેનો સાર નીચે મુજબ છે:—

"યઝદોનો યઝદ અહુરમજદ કે જેણે આ ધરતી તથા પેલું આસમાન બનાવેલાં છે, અને જેણે માણસ જાતને પેદા કીધાં છે, તથા જાન બખશયો છે, તેણે દારાયશને લોકોનો પાદશાહ તથા ધારા બાંધનારો કરેલો છે" વલી બીજી તકતીમાં ખોદાનો ઉપકાર માનતી એજ પાદશાહ દારાંયસ જણાવે છે કે:—

"અહુરમજદે મને એ શેહેનશાહતનો બખશી છે, મેં શેહેનશાહતો મેલવી તીઆં સુધી અહુરમજદે મને મદદ કરી છે, અહુરમજદની કરમબખશેશથી હું એ શેહેનશાહતનો માલેક થયલો છુ." વલી એજ પાદશાહ પોતાની રચયત એકજ ખોદાને માનતી હતી, તેની તારીફમાં જણાવે છે કે:—

"આ દેશમાં જેઓ ખરો ધરમ પાલતા હતા તેઓનો હું રખેવાલ થયલો છું, તથા તેમને મેં માન અકરામ આપેઆં છે; જેઓ કાફર હતા તેઓને મેં બુનબેખથી તદન ઉખેડી નાખેલા છે. અહુરમજદે પોતાની કરમબખશેશથી જે દીવસથી એ દેશો મારે સવાધીન આપેલા છે, તે દીવસથી તેઓ અમન ચમનમાં રહેલા છે, અને જે હુકમ મેં ફરમાવેઓ તો તેઓએ બજાવેઓ છે."

(૧૦૧) "મોનશીઓ શીલવેમટર દસાસી" નામનો એક ફરેંચ વીદવાંન જે પારીસની "ઇનસટીટયુટ" નામની મંડલીનો એક મેમબર હતો, તેણે ઇરાંન દેશની પુરાતમ તખતીઓ તથા સીકાઓનાં ઉકલાનનું એક પુસતક સને ૧૭૯૩ના સાલમાં છપાવી બાહેર પડીયું હતું, તેમાં બેહેસતુનવાલા પાહાડ ઉપર શાશાનીયન પાદશાહ શાપુર જુલકતરે પેહેલવી જુબાનમાં કોતરાવેલી તકતીનો જે તરજુમો કરેઓ છે, તેમાં એ પાદશાહ પોતે ખોદાને માનનારો હતો, તે વીશે લખ્યું છે કે:—

"અહુરમજદ યાને પરમેશવરને માનનારનો આ આકાર છે. બુજરગ શાપુર ઇરાંન તથા અનઈરાનના પાદશાહોનો પાદશાહ, ખોદાઈ બુનીયાદનું એક આકાશી બચ્ચું તથા ખોદાને માનનાર બુજોરગ પાદશાહ અહુરમજદનો છોકરો અને પાદશાહોનો પાદશાહ બુજરગી ભરેલા (પાદશાહ) નરશીનનો નબીરો છે."

વલી એજ "મોંનસીઓ સીલવેસટર દસાસીએ" નકસે રૂસતમવાલો પાહાડ જે એશતેખરનાં મેદાંન આગલ ચેહેલ મીનાર અને મુરગાબ વચે આવેલો છે, તે ઉપર શેહેનશાહ અરદેશર બાબેકાનના આકાર નીચે પેહેલવી ભાશામાં કોતરાવેલી તકતીનો કરેલો તરજુમો પોતાનાં પુસતકમાં આપયો છે, તેમાં એ શેહેનશાહ એકજ ખોદાને માંનતો હતો તે વીશે તે એમ લખે છે કે:—

"આ બાહવલું ઇશવરી પાદશાહ પાપકી (બાબક)ના બેટા ઇશવરી બુનીઆદ ધરાવનાર અહુરમજદને માનનાર શેહેનશાહ અરદેશરનું છે."

(૧૦૨) સાસાનીયન શેહેનશાહ શાપુર પેહેલાએ પરસીપોલીસની થોડીક વેગલાઇએ હાજી-આબાદ નામના ગામ નજદીકનાં એક પાહાડ ઉપર પેહેલવી ભાસામાં પોતે કોતરાવેલી ત-ખતી સર આર. કે. પોરટર નામના ઇરાન દેશનાં એક અંગરેજ મુસાફરે પોતાની મુસાફ-રીવાળાં પુસતક પેહેલાને સફે ૫૧૩ મે આપી છે. એ તકતી જેની ઉકલાંત બાબેની તકરાર મુંબઈમાં અગાઉ ઘણી થઇ હતી, તેનો પ્રોફેસર ડાકટર મારટીંગ હાઉગે સને ૧૮૭૦ માં કીવેલો તરજુમો નીચે મુજબનો છેઃ—

"ઈશવરી પાદશાહ બાબકના નબીરા, ઇશવરી બુનીઆદ ધરાવનાર અહુરમજદને પુ-જનાર, ઇરાનના શેહેનશાહ અરદેશરનો હું જે શાપુર દીકરો છેઉં, તથા ઈશવરી બુનીઆદ ધરાવનારો ઈરાંન તથા અનઇરાનનો હું જે શેહેનશાહ છેઉં, તેનો આ લેખ કોતરાવેલો છે. આ તીર અમાએ અમીર ઉમરાવો, છતરપતીઓ તથા બુજરગવાર સખશોની હજુરમાં ફેંકી આ ઓહોમાં અમારો પગ મેલયો, અને એક નીશાન તરફ પછી બાહાર તીર ફેંકયો, પરંતુ પેલો તીર તે નીશાનથી દુર દુર જવા લાગયો. જાંહાંથી પેલો તીર ફેંકવામાં આવયો તાંહાં પેલી નીશાન ગોયા ગેબ થઇ જવા લાગી. એટલામાં કોઇનો ગેબી હાથ આવી આ પ્રમાણે લખી ગયો જે 'આ ઓહ અંદર તમારો પગ મેલશો ના ને આ નીશાન ઉપર કશોબી તીર ફેંકશો ના."

(૧૦૩) મુશલમાનોના પેગમબર હજરત મહમદે પોતાની કોરાંનમાં "બરાત" નામના "શુરા"માં જે લોકો પાસે ઓદાઇ ફરમાન છે. તેવા લોકો પાસેથી જજીઓ લેવો અને જે ટોલાના લોકો ઓદાઈ ફરમાંન ધરાવતા નહીં હોએ, તે લોકો પાસેથી જજીઓ નહી લેવો, અને તેઓ સાથે લડાઇ કરીને મુસલમાંની ધરમ કબુલ કરાવવો, તે વીશેનું ફરમાન પોતાના શાગ-રેદોને કરયું છે; તેમાં પારસીઓ ઓદાઇ ફરમાન ધરાવનારાં છે, એમ હજરત મહમદ કહી ગયો છે તે બાબેનો હેવાલ નીચે પ્રમાંણે છેઃ—

"લડાઈ કરજો એવા લોકો સાથે જેવો પરમેશવર ઉપર એકીન નહી રાખે, કયામતના દાહાડાઓ ઉપર એકીન નહીં રાખે, અને જે કંઇ પરમેશવરે તથા પેગમબરે હરામ કીધેલું છે, તે નહીં જાણે અને પરમેશવરના ધરમને માંને નહી. અને જે લોકો ઉપર પરમેશવરના પુસતક આવેલાં છે, તે લોકો જો હાથો હાથ રોકડો, જજીયો આપે, તો તેહેવા લોકો મોકલા છે" ઉપલી બાબદના ખોલાસામાં શ્રી "બેદાવી" દેશના મુસલમાન કોમના એક મોટા કા-જીએ પોતાના એક પુસતકમાં એમ જણાવયું છે, કે "ખસુસન જે લોકો પાસે પરમેશવરનાં પુસતકો છે, તે લોકો પાસેથી જજીયો લેવો; અને એ બોલની મજબુતી એમ જણાય છે જે હજરત "ઓમર" પારસી લોકો પાસેથી જજીયો નહીં લેતો, તેવારે "અબદોલ રેહેમાન બેનેઆફ સલેમાને" શાખશી આપી જે પેગમબર મહમદે પારસી લોકો પાસેથી જજીયો લીધો છે, અને આ પેગમબરે કહયું છે, કે જે પ્રમાણે પરમેશવરના પુસતકનાં ધણીઓ સાથ સુલેહથી ચાલો તે પ્રમાણે એ પારસી લોકો સાથેબી ચાલજો; શા સારૂ જે એવો ભરોશો છે જે એ (પારસી) લોકો પાસેબી ઇશિવરી પુસતક છે, તેથી કરી એ લોકોબી ઇશવરનાં પુસ-તકના રાખનારાઓ સાથે મલતા છે અને એ લોકો સીવાએ બીજા લોકો (બુતપરસતો) પા-સેથી હમારેથી જજીયો નહીં લેવાએ" (એટલે જે તેહવાઓને તો ખામખા મારીને મુસલ-માન ધરમમાં લેવા જોઇએ.)

(૧૦૪) નામીચો શાયર ફીરદોસી પોતાના શાહાનામામાં જરથોસતી ધરમને માટે "દીનબેહ યાને બેહેતર દીન" કરી કહી ગયો છે-તે સાથે આગલા કદીમ ઈરાનીઓ એકલા એક ખોદાને માનનારા હતા તે વીશે એવું જણાવી ગયો છે કેઃ-"આગલા જમાનાના નીઆગાનો યજદાંપરસત હતા, એટલે જે ખોદાને માનનારા અને તેની એબાદત તથા બંદગીના કરનારા હતા."

એજ શાહાનામા મધે જરથોસતી ધરમની મોતેબરી ઉપર આગલા ઈરાની પાદશાહો કેટલા ઓસતવાર હતા તેના હેવાલમાં શાયર ફીરદોસીએ જણાવયું છે કેઃ—

"ગોસતાસપ પાદશાહના બાપ લોહરાસપે ખોદાતાલાની જનાબમાં ખરે પગે ઉભા રહીને (નુંબાહર નાંમના આતશખાનામાં) તીસ વરસો તલક બંદગી કરેઆ કીધી હતી. એવીજ રીતની બંદગી તે ખરેખરી બંદગી ગણાએ છે, વાસતે એવીજ રીતે ખોદાતાલાને પુંજવો જોઈએ. જેવી પાદશાહ જમશેદની રાહરીત બંદગી કરવા બાબેની હતી તેજ રીતે પાદશાહ "લોહરાસપે" નુરમંદ ખોરશેદ યજદની નીઆએશ અને સેતાએસ કરી હતી."

પારસીઓના અસો પેગમબર જરથોસતે જયારે પોતાની દીનનું એકીન પારસીઓનાં કેઆંની પાદશાહ "ગુસતાસપ"નાં દીલમાં ઉતારયું હતું, તેઆરે તે પાદશાહ ખુશાલીમાં આવીને પોતાનાં તખત ઉપરથી જાહેર રીતે બાગેબુલંદ આવાજથી નીચે મુજબનાં શબ્દો બોલેઓ હતો. તે વીશે ફીરદોસી શાહાનામામાં એમ જણાવે છે કેઃ-

"એ ભાઈઓ! હું પોતે યજદાંની બંદગી કરનારો એક પાદશાહ છેઉં, અને તે પાક યજદાંએજ મને આએ પાદશાહી તાજ બખશયું છે. વાશતે આગલા પાદશાહ લોકોની રાહરીતી ઉપર હું અમલ કરશ-કરાવશ, અને બદકાર લોકોને, તે ખોદાતાલાની દીનઆઈની ઉપર ચાલવાને, અથવા તે દીનનાં ફરમાંન મુજબ અમલ કરવાને ફરજ પાડશ. મારે એ ભલી દીનની રાહરીતી શીખવી અથવા શીખવવી જોઈએછે. સબબ કે દીન ધરમ ઉપરનાં એકીન વગરની શેહેનશાહત કંઈબી રીતે ખુબીવંતી અથવા ગુણકારી ગણાતી નથી."

(૧૦૫) "આફેજ અબરૂ" નામનો એક મુસલમાન ગરંથકાર, પાદશાહ કેખશરૂ પોતાના આગલા નેઆગાંનોની માફક એક ખોદાનીજ પરસતેશ કરતો હતો, તે વીશે પોતાની કેતાબમાં લખી જાય છે કે :—

"તવારીખ લખનારાઓ આપણને જણાવે છે કે પાદશાહ કેખશરૂએ પોતાના મરણ પછી પોતાનું બદન રાખવા કીજે પોતાની હઈયાતીમાંજ એક ગોફો બનાવેઓ હતો, તેમાં તેણે બેશવાની જગા કીધી હતી, તથા આગલા પેગંમબરોની માફક તેમાં બેશી તે ખોદાની બંદગી કરતો હતો, તથા નશીહત કરતો હતો કે માણસ જાતે તેજ સરવે શકતીવાન અને મોટા કીરતીવાલા શાહેબને માનવો જોઈએ."

(૧૦૬) પાદશાહ મીનોચેહેરે પોતાના બેટા "નોજર" ને ખુદાઈ દીન પાલવા વીશે જે નશીયત કીધી હતી તે વીશે ફીરદોશી શાહાનામામાં લખે છે કેઃ—"પાક દીન વગર તુને કદી બીજો ધરમ પાલવો નહીં જોઈએ અને ખોદાઈ દીનથી તું ફરે નહીં તે બાબે તું સંભાલ રાખજે."

(૧૦૭) પાદશાહ ખુશરૂ પરવેઝે પોતા સાથ રૂમી કેશરને ધરમ સંબંધી તકરાર થઈ તે વેલા રૂમી પાદશાહ ઉપર પોતાની ભલી દીનની તારીફમાં જે કાગજ લખેઓ હતો તે વીશે ફીરદોશીએ શાહાનામામાં લખેઉંછે કે—"હમુને હમારા જુના ધરમની કંઈ લાજ નથી અને સઘલી પુરૂથવી ઉપર હુશંગના જેવો ભલો ધરમ બીજો કોઈ નથી."

(૧૦૮) "અબદુલ હશનઅલી બીન હુશેન મસુઉદીન" નામનો વખણાયલો અરબ ગરંથકાર જે આજ આસરે નવસો વરશોની વાત ઉપર થઇ ગયો છે, અને જે ઇરાંન, બોરાશાંન શીઆમ, હીંદુસતાન, પેગુ વગેરે બીજા મુલકોમાં મુસાફરી કરી આવેઓ હતો તેણે સને ૩૩૩) હીજરીનાં સાલમાં "મુરૂજ ઉજ્જહબ" એવે નામની અરબી ભાશામાં બનાવેલી કીતાબમાં જરથોસતીઓ ખોદાઇ ફરમાન ધરાવનાર છે, તે વીશે અને અવસતા ભાશાના ખોલાસા વીશે તે એમ જણાવી ગયો છે કે :—

"પરમેશવર સોહડેથી અવલમાં અવસતવાંણી નાઝલ થઇ (યાને જાહેર થઇ) જેનાં પુસતકો અવસતા ભાશામાં હતાં. ઇરાંનીઓ એ ભાશા નહીં સમજવા લાગયાથી જરથોસત પછીના પાછલા દશતુરો તેની ઝંદ ભાશામાં શરેહ આપી ગયા; એ શરેહ ઉપરથી પાછલથી પાઝંદ ભાશામાં શરેહ થઇ હતી. જે કોઈ શખશો અવસતાના કલામો સામે ધરમથી ઉલટી પોતાની મતલબ પરમાણે ઝંદની શાહદતો લાવે છે, તેઓને (જરથોસતના અવસતા પરમાણે ચાલનારા) ઇરાનીઓ ઝંદીક લોકો કરી કહે છે."

(૧૦૯) ઇશવી સન ૧૬૪૩ માં શ્રી કાશમીર શેહેરમાં દબેશતાંન નામની એક કેતાબ[1] બનેલી છે તે કેતાબમાં આગલા કદીમ ઇરાંનીઓ એકલા એકજ ખોદાને માનતા હતા, તે વીશે તથા તેઓના ધરમ પુસતકોની ખુબીમાં જે લખાણ આવેલું છે તે આ પરમાણે છેઃ—

"ઇરાંનીઓનો સઉથી પેહેલો મહજબ એ હતો, કે એકજ પરમેશવર જેણે પોતાની શકતીથી આ દુનયાં પેદા કીની છે, અને જે પોતાની દુર અંદેશીથી આ દુનયાં ઉપર રાજ ચલાવે છે, તેને માનવો, તેનાથી બીહીને ચાલવું, તથા તેનીજ સેતાએસ કરતા રેહેવું; અને અવસતાઓ ઝંદની કેતાબો મધે ખોદાતાલાએ તમામ એલમ તથા હુનરો સહીત જાહેર કીવેલા છે, તે મધે કોઈ બીના છુપી નથી; અને કેટલીક હકીકતો ભેદમાંબી રહેલી છે, પણ તેનો ખુલાશો શમજાવયાથી કોઇનાં પણ ધયાનમાં ઉતરી શકે છે."

(૧૧૦) "સારેસતાની" નામનો વખણાયલો એક ગરંથકાર જે ઇશવી સને ૧૧૫૩ માં બગદાદ શેહેરમાં મરણ પામીઓ હતો તેણે બનાવેલા "ઉલ મલલ વ નહલ" નામના પુસતકમાં જરથોસતીઓ મુરતી પુજક નહી પણ ખોદાને માનનારા છે તે વીશે એમ લખે છે કેઃ—

"માજી લોકો (માજદીયસનાંન લોકો) મુરતી પુંજક નહી પણ એક ખોદાને માનનારા છે."

(૧૧૧) મુલ્લાં મહમદ નામના એક કાબેલ મુસલમાને "નશાએસ એલકનુન" નામની એક અરબી કેતાબમાં જરથોસતીઓ માતર ખોદાઈ ફરમાનો ધરાવે છે તે બાબે વીચાર જણાવતાં એમ લખેલ છે કે :—

"જરથોસતીઓ ઉપર ઇશિવરી પુસતકો ઉતરેલાં છે" (યાને એકલા એક ખોદાને માનવાના ફરમાનો તેઓ ધરાવે છે.)

(૧૧૨) અબદુલ અજીજ નામનો એક મુસલમાન જે દીલ્લી શેહેરનો રેહેવાસી હતો,

---

[1] ઊપલી દબેસતાન કેતાબને માટે કેટલાકો ભુલાવાથી એમ શમજે છે, કે તે કેતાબ શેખ મહમદ મોહોશનફાંનીએ બનાવી છે; પણ તે ધારવું કેટલું ખોટું છે તે આટલા ઉપરથી જણાશે, કે દબેસતાંન કેતાબનો બનાવનાર મોહોશનફાંની છે એવા જે વીચાર સર વીલીયમ જોનસનો હતો, તે વીચારનો કરનલ વાનસ કેનડીએ એક મોતેબર રદીઓ મુંબઇની "લીટરરી સોસાયતી" નામની મંડલીનાં બીજાં પુસતકમાં આપીઓ છે, જેમાં તેણે સનેની ગણતરી ઉપરથી ખોલલી રીતે દેખાડી આપેલું છે, કે એ માહાભારત કેતાબનો બનાવનાર મોહોસનફાંની હોયજ નહીં, પણ "શાહા મોબેદ" નામનો પારસી હોવો જોઇએ. એ વીદવાનના મતને પાછલથી સર વીલીયમ ઉસલી પણ ઇરાંનની મુસાફરીવાલાં પોતાનાં તરીજાં પુસતકને શફે ૫૬૪ મે બાહલ રાખી ગયો છે, તેમજ મરહુમ કાબેલ મોબેદ ફરદુનજી મરજબાંનજીએ દબેસતાંનનો ગુજરાતીમાં જે તરજુમો કીધો છે તેના દીબાચામાંબી એ કેતાબનો બનાવનાર શાહ મોબેદ હતો એમ જણાવીલું છે.

તેણે "તફસીરે ફત હુલ અજીજ" નામની ફારસી કેતાબ જે ઈસવી સન ૧૮૧૧માં બનાવીછે, તેને શફે ૧૮૯માં જરથોસતી લોકો ખોદાઈ ફરમાન ધરાવનારા છે તે બાબે એમ જણાવેલુંછે કેઃ-

"મજુસી (માજદીયસનાન) લોકો અસલથીજ આસમાની કેતાબ રાખના આવયા છે, (યાને એકલા એક ખોદાને માનવાનું ફરમાંન ધરાવનારા છે) અને તેઓની દીનમાં માણસને બેહોંસ નહીં કરે અને તંનદરોસતી બખશે એટલોજ સરાબ પીવો રવા કહેલો છે."

(૧૧૩) "મી० થોમસ કાઈટલી" નામના એક અંગરેજ વીદવાંન ગ્રંથકારે "આઉટ લાઈનસ ઓફ હીસતરી" એવે નામનું એક પુસતક સને ૧૮૫૯ માં છપાવી બાહેર પાડયું છે તેના બીજા બાબને સફે ૧૨ મે મધય અને પુરવ એસીયાના પુરાતમ શેહેનશાહતમાંનાં બેકતરીયા (બલખ)નાં રાજ વીશેનું જે વરણન આપવામાં આવયું છે તેમાં જરથોસતી ધરમની સતુતી કરતાં તે એમ લખે છે કે :—

"જરથોસતે સમજાવેલા (માજદીયસની) ધરમને લગતા કાયદા અને કાનુનો બેકતરીયામાં (બલખમાં) ચાલવા લાગયા હતા. તે પછી આરમીનીયન મુરતી પુજકો બેકતરીયાના જરથોસતી ધરમ ગુરૂઓ સાથે જોડાઇ ગયા હતા. જયારે આરમીનીયન અથવા બેબાલોનીયન રાજની હકુમતની પડતી થઈ અને હખામનીયન વંશના ઇરાંનીઓએ ઇરાંનનું રાજ ફરીથી સ્થાપીયુ તયારે જરથોસતી ધરમની સતા પાછી ચાલુ થઇ અને લોકોમાં તે ધરમ એકવાર ફરીથી ફેલાતો ચાલીયો હતો. જયારે તે બીજા દેશોમાં ફેલાતો હતો તયારે મહમદના ચેલાઓએ ખુનરેજી ચલાવી તેનો અંત આણયો હતો. તે ધરમ હીંદુસથાનમાં વશનારા પારસીઓ જેઓ મુસલમાનોના જુલમને લીધે પોતાનો દેશ તરક કરી આવી વસયા છે તેઓમાં હજુર શુધી પાલવામાં આવે છે. જરથોસતે ફેલાવેલા તે સાદા અને સુતરા ધરમમાં રોસની યાને સુરીય અને આતશની (નુરી કેબલા તરીકે) મદદ લઇને તે સુખ અને જીંદગી બખસનાર ધણી અહુરમજદની બંદગી કરવા ફરમાવેલું છે. હીંદુસથાનમાં પાલવામાં આવતા ધરમની ગુચવણ ભરી મુરતીપુજા અને માનસીક સાસતરના જેવી ખરાબ અસર હેઠલ તે (જરથોસતી ધરમ) હજુ આવયોનથી."

(૧૧૪) "એ વીઉ ઓફ એનશીઅંત હીસતરી" એવે નામનું પુસતક "વીલીઅમ રથરફોરડ" નામના પાદરીએ ઈ० સ० ૧૭૮૩ ના સાલમાં લંડન શહેરમાં છપાવી પ્રગટ કરયું છે. એ પુસતકના બીજા વાલમમાં સફે ૧૬૬ મે જરથોસતી ધરમ વીશે ગ્રંથ કરતા નીચે પ્રમાણે પોતાના વીચાર જણાવે છે કેઃ—

"અસલી ઈરાંનીઓનો ધરમ તેની સંપુરણ ખુબી માટે કીમતી થઈ પડે છે, અને ઘણા પુરાતમ જમાનાનો હોવાને લીધે માન આપવા લાએક છે, અને લગભગ ૨૦૦૦ કરતાં વધારે વરસો સુધી તેમાં કંઈપણ બગાડ થયા વગર અસલી હાલતમાં જલવાઇ રહયો છે, તે માટે આપણી વખાણને લાએક ઠડે છે. એશીઆખંડમાં પુરાતન કાલથી બે જુદી જુદી જાતના ધરમો પલાતા આવ્યા હતા; જેમાંનો પહેલો "સેબીઅનસ" લોકોનો ધરમ હતો, જેમાં મુરતી પુજા હતી; બીજો ધરમ મેજાઈ લોકોનો હતો, જેમાં આતશની આરાધના કરવાની હતી. 'સેબીઅન લોકો એવુ માનતા હતા કે આકાશી દેવતાઓના રહેઠાણો સુરજ અને તારાઓ હતા, અને જે દેવતા આએ ગ્રહોને જોશ આપતા હતા અને ગતીમા મુકતા હતા.........................એવી ઉલટા વીચારો મેજાઈ ધરમવાલાઓ ધરાવતા હતા; અને જેઓ પુરવ તરફનાએક બીજા મોટા ધરમને માન આપનારા હતા. મુરતી અને મુરતી પુંજા વીશે તેઓને ધીકાર હતો, તેથી તેઓ આતશના કેબલા આગળ ઉભા રહી

માત્ર એકજ ખુદાની બંદગી કરતા હતા. તેઓ બે શકતીઓની હયાતી વીશે માનતા હતા; પહેલી શકતી જયારેસઘલુ સારૂ કરતી હતી, ત્યારે બીજી શકતી સઘલુ ખરાબ કરનારી હતી. પહેલી શકતીનો ખ્યાલ રોશની આપતી હતી, તેને તેઓ અહુરમજદના નામથી આરાધતા હતા. બીજી શકતી વીશેનો વીચાર અંધારા ઉપરથી આવતો હતો, જેને તેઓ આહરેમન નામથી ઓલખતા હતા.

"એવું કહેવામાં આવે છે કે જરથોસત, જે 'દારાયસ હીસતાસપ'ના રાજપમાં થઇ ગયો હતો, તેણે 'મેજાઇ' ધરમમાં સુધારો કરયો હતો. 'મેજાઇ'ઓની લાગવગથી કરીને 'કેમબાઈસીસ' નામના પાદશાહના મરણ પછી 'સમરદીસ' નામનો પાદશાહ ઈરાનની ગાદીએ આવયો પણ એ થગારા 'સમસદીસ'ની ઠગાઈ પકડાઈ આવી, અને તેને મારી નાખવામાં આવયો. અને સઘલા 'મેજાઇ'ઓ (ધરમગુરૂઓ)ની કતલ થઈ, મેજાઈ ધરમની પડતી દશા થઈ, અને 'સેબીઅન' લોકોનો ધરમ (જે મુરતી પુજક હતો તે) ઇરાંનમાં ફેલાવો પામવા લાગો. જે નીતીસંબંધી કેળવણીના સબકો ઈરાંની લોકોએ લીધા હતા, તેને લીધે, અને તેઓના બાપદાદાનો ધરમ (મેજાઈ ધરમ) જે તરફ તેઓ માનની નજરથી જોતા હતા, તેને સારૂ તેઓએ એ (મેજાઇ) ધરમના સજીવન થાવાના અથવાનો તેમાં સુધારો કરવાના કામને સેહેલજ નહી પણ આવકાર દાએક ગણયું. 'હીસતાસપ' પાદશાહ જે "દારાયસ"નો બાપ થતો હતો, તે સાથે મલીને જરથોસતે એ 'મેજાઇ' ધરમનાં સુધારો કરવાનું કામ માથે લીધું હતું; અને એ પ્રમાણે જરથોસત ઈરાંનીઓના પેગંમબર તરીકે હમેશાં વખણાઈ ગયો છે.

"જરથોસતે જે સુધારો મેજાઈ ધરમમાં કર્યો, તે સુધારો મેજાઇ લોકો જે બેમુલ શકતી વીશે માનતા હતા, તેમાંની પહેલી શકતીને લગતો હતો. અગાઉ મેજાઇ લોકો બે સરવોપરી કારણો (શકતીઓ) ની હમેશગી વીશે માનતા હતા, જેમાનું પહેલું કારણ (શકતી) ભલા કામ કરનાર હતું, તેટલા માટે તેને રોશની તરીકે ઓલખવામાં આવતું હતું, અને બીજું ખરાબીને જનમ આપનાર હોવાથી તેને અંધારાંનું રૂપ આપવામાં આવ્યું હતું; એ બે કારણોની હમેશગી વીશે માનવામાં આવતું હતું.

"જરથોસતે એક ત્રીજી શકતી વીશેનું કાનુન ઇરાનીઓમાં દાખલ કીધું, જે શકતી આ બંને શકતીઓ ઊપર ચઢીઆતી હતી, અને જે શકતી એક સરવ શકતીમાન ખોદા તરીકે સવતંત્રપણે અને પોતાની મેલે હયાતી ભોગવનાંર હતી.

"આ ઈરાંની ફીલસુફ (જરથોસત)ના મત પ્રમાણે ખોદાએ પેહેલ વહેલાં માત્ર રોશનીનેજ પેદા કરી હતી; પણ તેણે (જરથોસતે) ઉમેરીઉં કે અધારૂં અથવા બદી રોશનીમાં કાંઈ ખોડખાપણ રહી ગયાંને લીધે જનમ પામીયા, અને જે પ્રમાણે એક માણસના શરીરની પછવાડે, તે શરીરની લગોલગ તેનો પડછાયો ચાલે છે, તેજ પરમાણે સચાઇની પછવાડે બદી પણ ચાલે છે. પહેલાં કારણ (ખોદા) ના હાથ હેઠલ, જોરાવર એટલુંજ નહીં પણ બે સરસથી ચઢીઆતી શકતીઓ છે, જેમાની પહેલી શકતી ભલીચીજોને અને બીજી બુરી ચીજોને પેદા કરીછે.

"જયાંસુધી દુનયાનો અંત આવશે નહી, તયાંસુધી આ શકતીઓ વચચે હમેશનો ઝગડો ચાલુ રહેશે; દુનયાંના નાશ પછી જયારે કીઆમતનો વખત આવશે, અને રસતાખેજ થશે તયારે સઘલાઓને તેઓના કામ પ્રમાણે વાજબી શીક્ષા થશે. જયાર પછી બદકાર ફરેસતો અને તેના સાથીઓ હમેશ સુધી અંધારાંના મુલકમાં જશે, જયાં તેઓ, તેઓએ જે ગુનાહ કીધા હતા તેની શીક્ષા ખમશે; બીજા હાથ ઊપર સચાઇનો ફરેસતો અને તેના ગોઠી-

આઓ હમેશ સુધી રોશનીવાલી ઇમારતોમાં વાસો કરશે, અને એ પ્રમાણે તેઓ પોતાના ભલાં કામોનો બદલો મેલવશે. આ થઈ રહેવા પછી, એ બંને ફરેશતાઓ હમેશ સુધીના છુટા પડશે, અને રોશની અને અંધાર કદીબી મિલાશે નહી.

"જરથોસ્તે મેજદાઇઓના ધરમના બંધારણમાંજ નહી, પણ તેઓની બંદગી કરવાની રીતોમાંબી ફેરફાર કરયો હતો; અને તેટલા માટે તેણે ઇરાનની શહેનશાહતને લગતા દરેક મુલકમાં આતશખાનાંઓ બાંધવાને ફરમાવયું હતુ. હમણા સુધીમાં (જરથોસતના વખત સુધી) તેઓએ (મેજદાઇઓએ) પોતાની બંદગીઓ કરવાની જગ્યાઓ ખુલ્લી હવામાં ઉંચી ટેકડીઓને મથાલે અને પહાડો ઉપર કીધી હતી. એ જગયાઓપર વરસાદ અને પવનના તોફાનથી કરી પવીતર આતશ વારંવાર બુજાઈ જતો હતો. એ આપદા દુર કરવા માટે તેઓએ યજ્ઞ કુંડો (આતશ મુકવાની જગયા) ઉપર મકાનો બાંધીઆં; અને એ રીતે (વરસાદ અથવા પવનના તોફાનના સપાતા છતાં) ધરમની ક્રીયાઓ વગર હરકતે થાવા લાગી. તે આતશને ખોદાની ખુદરતના ચીનહ તરીકે અને તેના રહેઠાણ તરીકે, અને નહી કે ખોદાની ખુદરત પોતેજ છે એમ તેઓ ગણવા લાગા. સુરજ સઉથી ચોખ્ખામાં ચોખ્ખો અને સઉથી સંપુરણ આતશ હોવાને લીધે તેજ પ્રમાણે ખોદાની પેદાએશનો સરવથી ઉમદા નમુનો હોવાને લીધે ઇરાંનીઓ તેને ખોદાની મોટાઇ દેખાડનાર તખત તરીકે ગણતા હતા. અને એજ કારણસર તે સુરજ, કે જેને તેઓ મીથ્રના નામથી ઓલખે છે, તે જયારે સહવારના પોહરમાં ઉગે છે, ત્યારે તે ઝલકાટ તરફ મોઢું કરીને ખોદા તરફની પોતાની બંદગી તેઓ અદા કરે છે. જે પ્રમાણે મુસલમાન લોકો મકા શેહેરને અથવા તો યાહુદીઓ જેરૂસલમના દેવલને પવીતર ગણી માન આપે છે,તેજ પ્રમાણે પારસીઓ સુરજને એક કેબલા તરીકે અથવા બંદગી કરતી વખતે ખોદાની મોટાઇની યાદ આપનાર એક ચીનહ તરીકે ગણવા સીવાએ બીજુ કસુબી વધારે કરતા નથી.

"ધરમમાં ફરમાવીયા પરમાણે આતશ તરફ માનની નજરથી જોવાનો ચાલ દુન્યાના મોટા ભાગ ઉપર ફેલાએલો છે. એક હમેશ સુધી બળતા આતશને "વેસ્તા' નામની અસલની ગ્રીક તથા રોમનોની દેવીને અરપણ કીધેલા દેવલમાં જાળવી રાખવાંમા આવયો હતો. અસલી જરમનો 'કેલતસ' નામના ઇંગલંડમાં વસેલા લોકો, દક્ષીણ અમેરીકા ખંડના 'પીરૂ' દેશના લોકો અને બીજી કેટલીક અમેરીકન પ્રજાઓ આતશને પવીતર અને ખુદાઇ તતવ લેખે માનતી હતી. જેરૂસલમના દેવલમા એટલી બધી તો ચીજો આતશને અરપણ કરવામાં આવતી હતી, કે જેથી કરી આતશ હમેશાં બળતો રહેતો હતો. ખોદાએ એક બળતી ઝાડીમાંથી દેખાવ દઇ 'મોઝીઝ' (મુસા પેગમબર) ને ધરમ સમજાવીઓ હતો, અને તેણે (ખોદાએ) આતશનો એક સ્થંભ 'ઇસરાએલ' ટોલાને દેખાડીને પોતાની ખુશી એ ધરમ માટે જાહેર કીધી હતી.

"અસલી ઇરાનીઓના ધરમ ગુરૂઓના ત્રણ વરગ કરવામાં આવયા હતા; પહેલામાં ધરમ ગુરૂની સાધારણ પંકતી ધરાવનાર પુરૂષો હતા, બીજા વરગમાં પહેલા વરગના મોબેદો ઉપર ઉપરીપણું ભોગવનાર હતા; અને ત્રીજો વરગ મુખય મોબેદોનો હતો. તેઓની જાહેર બંદગીઓ નીચે પ્રમાણે કરવામાં આવતી હતી:—

"દરેક આતશખાનામાં એક યજ્ઞ કુંડ (આતશનું પાતર) ઉભું કરવામાં આવતું હતું; જે ઉપર પવીતર આતશ, જે તેઓના જણાવવા પ્રમાણે આકાશમાંથી લાવવામાં આવયો હતો, તે આતશ સદા બળતો રહેતો હતો, અને જેની તે મોબેદો રાત દહાડો જાળવણી કરતા હતા. લોકો જયારે આતશખાનામાં બંદગી કરવાને એકથા મળતા, ત્યારે એક મોબેદ સફેદ ઝભો પેહેરતો અને પોતાના મોઢાં ઉપર ગાજનું કપડું (પદાન) બાંધતો હતો, એમ કરવાનુ કારણ એ કે તેના મોઢાંમાથી નીકલતો દમ પવીતર આતશને લાગે નહી, ત્યાર પછી તે એવી રીતે

પવીતર કેતાબમાંથી ચોકશ બંદગીઓ ભણતો હતો કે તે બંદગીઓ બધાને ખુલ્લી રીતે સમજી શકાએ; અને જેહવી બંદગી પુરી થઈ કે તરતજ એક પવીતર ઝાડની ડાંખલીઓ જેને તે મોબેદ એક હાથમાં પકડી રાખે છે, તે ડાંખલીઓ તે આતશ ઉપર મુકતો હતો.

"આએ જરથોસતી ધરમનું ઉમદા બંધારણ ખ્રીસતી ધરમને લગોલગ મલતું આવે છે, તે ઉપરથી એવું ધારવામાં આવયું છે, કે જરથોસત યાહુદી પેગમબરનો એક ચેલો હોવો જોઇએ. એવી અટકલો ખરી માનવાને ગમે તેવાંબી કારણો હોય, તોપણ એટલું તો ચોકસ છે, કે ઇરાંનીઓનો ધરમ, તે લોકોની આડોઅડ વસતી બીજી કોમો જેઓ અતીઅંત વહેમ-માં ગરક થએલી હતી, તે અતીઅંત વહેમથી નીરાલો અને તે કોમના ધરમ કરતાં વધારે શ્રેષ્ટ હાલતમાં તે (જરથોસતી ધરમ) છેવટ સુધી (પલાતો) ચાલુ રહયો હતો.

"તેઓ એક ખોદાની પરસતેસ કરતા હતા, અને તે ખોદા સરવ શકતીમાન છે એમ માનતા હતા; અને તે બેહસતના રાજ કરતાને (ખોદાને) મુરતી અથવા બાવલાંઓના આકારમાં ચીતારવો, અથવા તો દહેડાઓની અંદર એક યગ્ન કુંડ ઉભુ કરી તે ખોદા તેટ-લીજ હદમાં રહે છે એવીરીતની હદ બાંધી આપવી એ સરવ અપવીતર અને નીતીથી ઉલટું છે એવું તેઓ માંનતા હતા. મુરતી પુજા સામે તેઓને અભાવ હોવાને લીધે, તેઓએ ગ્રીકોએ ઉભાં કીધેલા ધરમની નીશાની દેખાડતા સથંભો (મુરતીઓ) અને ઈમારતો (દહેડાં) ભાંજી નાખ્યાં હતાં, એવું કારણ બતાવીને કે એમ કરવાથી ખુદાને અપમાન આપવા બરા-બર છે, અને કદાચ એક ખોદાને માનનારાઓએ મુરતી દેહડાં વગેરેનો નાશ કરવોજ જોઇએ એવા ભુલ ભરેલા વીચારથી કરીને અસલી ઇરાંનીઓ ઝનુની બન્યા હોએ. એનેજ ખાતર 'કે-મબાઇસીસ'ને હાથે મીસર દેશમાં અને 'ઝરકસીસ'ને હાથે"ગ્રીસ" દેશમાં જુલમ ગુજરીઓ હતો.

"ઇરાંનીઓની શેહેનશાહતની પરતી હાલત વખતે તેઓના એક રાજાએ પારકા લોકો જે દેવતાઓને પુજતા હતા, તે દેવતાઓની પુજા પોતાના મુલકમા દાખલ કીધી હતી. એ નવા મુરતી પુજક ધરમમાં 'વીનસ' નામે દેવીની પુજા કરવાની હતી. પણ મેજાઈ લોકો, કે જેઓ 'એકજ ખોદા છે,' એવુ કહેનારા તેઓના ધરમના આ મોટા કાનુનને મજબુતાઈથી વલગી રહયા હતા, અને એ કાનુન તેઓની ઓલાદમા વંશ પરમપરા ચાલુ રહે તે માટે ઘણી સંભાલ લીધી હતી તેઓ દ્રઢતાથી એ નવા ધરમ સામે થયા હતા.

"ઇરાની શહેનશાહતના પડી ભાગવાને અને તેની પ્રજાની પડતી દશા થવાને ઘણાજ સેકાઓ વહી ગયા છે, તોપણ પુરવ તરફના મુલકોમાં જરથોસતી ધરમ તેની અસલ ની-રમલ હાલતમા હજુ સુધી જલવાઈ રહયો છે; અને 'દારાયસ હીસતાસપના રાજયમાં હાલના પારસીઓના પુરવેજો જેવી રીતે ધરમની ક્રીયાઓ કરતા હતા, અને જે ચીજોને આરાધતા હતા તેઓનીજ માફક હાલના પારસીઓબી તે હાલતમાં કાંઈબી ફેરફાર કરયા વગર તેમજ કરે છે. અસલી તેમજ હાલના જમાનાના ગ્રંથકરતાઓ જેઓએ ઈરાંનીઓની રીતભાત ધરમ વગેરે બાબદો વીશેની નોંધો કીધી છે, તેઓ હમેશા ઇરાંનીઓને એક સરવથી સરસ ધરમના કાનુનો ધરાવનાર તરીકે લખી ગયા છે.

"પહેલો જુદદીન તવારીખ નવેશ "હીરોદોતસ" જે આ પ્રખ્યાત લોકો વીશે નોંધ કરેછે, તે તવારીખ નવેશ જોકે પોતે મુરતી પુજાના વેહેમમાં ગરક થયલો હતો, તોપણ તેણે જે બયાંન એ લોકોના ધરમ વીશે આપેલું છે, તે બયાંનને અસલી જમાનાનાં ગ્રંથકારોના દરેક વારંવારના હેવાલથી અને હાલના જમાનાની સઘલી શોધોથી મજબુતી મલી છે, (તે લખેછે કે) "ઇરાંની લોકોના ધરમ વીશેના મતો આએ માલુમ પડયાં છે. બંદગી કરતી વખતે ઇરાંની

ઓ યગ્નકુંડ, અથવા મુરતી અને દેવલોનો ઉપ્યોગ કરતા નથી; 'ગ્રીક' લોકોની માફક દેવતાઓ સવરૂપમાં માણસને મલતા આવે છે, એમ તેઓ માનતા ન હોવાથી તેઓ એવાં કામોને (મુરતી અને દહેડાંઓના ઉપ્યોગને) હસીબી કહાડે છે. પહાડોના ઊંચા મથાલા ઉપર,ઓદાને તેમજ તે આખા આસમાનનો ઘેરાવો જેને તેઓ ઓદાના રહેઠાણ તરીકે માનતા હતા, તેને તેઓ ભોગ આપતા હતા. ઓદાની બંદગી કરતી વખતે દરેક માણસે પોતા માટેજ આજુજી કરી ઓદાનો આશરો મેળવવાનો ન હતો પણ, ઓદા આખી ઇરાંની પ્રજાનું ભલું કરે, એટલે સુધી આજુજી કરવાની હદને લંબાવવી જોઇએ, એમ ફરમાવવા આવ્યું હતું,

"જરથોસતી ધરમના કાનુનો વીશે જે હેવાલ "પલુતારક" લખી ગયો છે, તે હેવાલ આ 'હીરાદોતસ'ના હેવાલને ટેકો આપે છે; અને (તેણે આપેલો તે હેવાલ) અસલ યાહુદીઓના ધરમને મલતો આવે છે.

"પવીતર ઇરાની કેતાબોને લગતી સરહે કીધેલી ચોપડીઓમાં નીચે લખેલા બોલો નોંધી લેવા જોગ છે, જે બોલો તેઓના ધરમના ફીલસુફ સુધારાવાલાએ (જરથોસતે) લખીઆ હતા એવુ કહેવામાં આવે છે :—

"ઓદા સર્વ પ્રાણીઓમાં સર્વથી પહેલો પેદા થયલો છે; તે હુલડાઇ ભર્યો નથી; તે લાંચ લેવાથી દૂર રહે છે; તે હમેશનો છે; તેને કાંઇ ભાગો નથી; તે કોઇબી પેદા થાએલી ચીજોને મલતો આવતો નથી; તે સઘલી ભલાઇનો નવાજનાર છે; નજરાના આપવાથી અથવા તો કાલાવાલા કરવાથી તે લાંચીઓ બનતો નથી; તેનામા ભલાઇ અને ડાહપણ અખુટ છે; (અને) દયાનતદારી અને ચોખા ઇનસાફનો તે બાપ છે"

"હાલના જમાનાના, એક યુરોપીઅન ફીલસુફે હીંદુસતાનમાં વસતા ઇરાનીઓ (પારસીઓ) ને પુછ્યું કે, "વરસની કઇ રૂતુમાં અને શુ શુ ક્રીયા કરીને તેઓ સુરજને આરાધતા હતા?" તેઓએ જવાબ દીધો કે "તેઓ સુરજને કદીબી આરાધતા નથી, અને તે ઞલકાતમંદ ચાંદ અને ગ્રહોની બંદગી કરતા નથી, જ્યારે તેઓ બંદગી કરે છે, ત્યારે સુરજને ચોખામા ચોખો આતશ ગણે છે."

"સઘલા જમાનાતું ડાહપણ" એવે નામનું પુસતક જે તેઓના એક પાદશાહે લખ્યું છે, એમ કહેવામા આવે છે, તે પુસતકમાંના લખાણનું આપણે તોલ કરીએ તો માલુમ પડશે, કે જેટલે દરજજે ઇરાનીઓ ધરમ પાલતા હતા તેટલેજ દરજજે તેઓ નીતી પણ પાલતા હતા. મોટા પાદશાહો આ દુન્યામાં દેવતાઓ જેવા છે, અને જેટલે દરજજે તેઓ બાકીના માણસોથી ડાહપણ અને ભલાઇમાં ચઢીઆતા છે, તેટલેજ દરજજે ઓદા તેઓથી ચઢીઆતો છે. તેટલા માટે તેઓએ જે ઊંચ પદવી મેલવી હતી, તેનો ગેરઉપ્યોગ કરી તેઓની પ્રજા તરફ સખતાઇથી વરતવું ન જોઇએ. તોફાનથી થતો ગગડાટ કદાચજ સંભલાએ છે, પણ સુરજ તો રોજ ઉગે છે; (તેજ પ્રમાણે) ઓદા એક વખત (એક માણસના કામ માટે તેને) શીક્ષા કરીને પોતાની મેહેરબાનીના હજારો ચીન્હો બખશેશ દાખલ તે માણસપર ઉતારે છે. રાજાઓએ ભલાઈ કરી તેની નકલ કરવી જોઇએ છે, કે જોકે કોઈ પણ માણસનો જાણ લેવા તે તેઓના (રાજાઓના) હાથમાં છે, તોપણ તે જાણને પાછો બખશવાનું તેઓના હાથમાં નથી. શહેનશાહોના હથીઆરો તરીકે વજીરો કામ કરે છે, પણ જે વખતે લોકોના હકનો ગેરઉપ્યોગ થાય છે, તે વખતે તેઓ (લોકો) એ તો રાજાની મદદ માગવા જવુંજ જોઇએ, વજીરને ચુંટી કહાડવામાં કોઇબી રાજાએ સાવધ રેહવું જોઇએ. કારણકે તેના હાથમાં પોતાનો અંધેર કારોબાર સોંપવાથી કરી જેમ એક ખુની પોતાના બચાવની તરફેનમાં બોલે છે, કે

તેણે પોતે નહી પણ તેની તલવારથી કરી તેના પાડોસીનું મોત નીપજયું, તે બોલવું જેટલું અસર કરતું નથી, તેટલાજ પ્રમાણમાં જે વજીરે અંધેર ચલાવી લોકોને ગુસસે કીધાં છે, તે લોકોનો ગુસસો નરમ પાડવો ફોકટ છે.

"જે ફરજો મેજાઇ અથવા મોબેદો ઉપર નાખવામાં આવી હતી, તે એવા વર્ગના લોકો માટે હતી, કે જે લોકોએ પોતે ધરમ સંબંધી કેળવણી સાધારણ લોકોને આપવી જોઇએ, અને તેવા કામો કરીને પોતે બીજાઓમા દાખલો બેસાડવો જોઇએ. જરથોસતે જોડેલી બંદગી-ઓમાં જે જે ક્રીયા કામો કરવાનું લખાણ આવેલું છે, તે તે ક્રીયા કામો કરવાને, જે કાંઇ બીજાનું હોએ તે ઉપર બદનીસતાથી ન જોવાને, સંસારી કામોમાં વચ્ચે આવવાને બદલે બંદગી કરવાના કામમાં ખુબ મંડવાને, જે કોઇએ તેઓને દુ:ખ દીધું હોએ તે માણસને તરતજ માફ કરવાને, અને સાલેસાઇનો નમુનો તેઓ હોએ એવી રીતે પોતાનો સવભાવ દેખાડવાને, અને જરથોસતે જે કાયદા (દીન) સમજાવેલા છે, તેમાં કાંઈ પણ ફેરફાર અથવા વધગટ કર્યા વગર તે કાયદાઓને અમલમાં મુકવાને તેઓને ફરમાવવામાં આવ્યું હતું.

"સઉથી વડા ધરમગુરૂઓને લગતી ફરજો નીચે પ્રમાણે હતી: —

તેણે પોતાને ગુનાહથી મોકલો અને કાંઈ પણ કલંગ વગરનો રાખવો જોઈએ; કારણકે ખોદાએ તેને પવીતર રહેવા માટે પસંદ કર્યો છે; તેણે પોતાના યજમાનો પાસે તેઓની આવકનો દસમો ભાગ લેવો જોઇએ, પણ ખોદા તરફથી બખશેશ કરનાર તરીકે જે તેણે પૈસાદાર પાસેથી મેલવ્યું હોય તે તેણે ગરીબોને વેહેંચી આપવું જોઇએ, તે ધરમના કાયદાઓમાં કુશળ હોવો જોઇએ એટલુજ નહીં, પણ દરેક વીદ્યા હુનરથી તે માહીતગાર હોવો જોઇએ, કારણકે તેના ધરમના સઘલા રીક્ષા ગુરૂઓને શીખવવાની તેની ફરજ છે; ભુલમાંથી સચાઈ શોધી કાઢવાનો તેણે અભીઆસ કરવો જોઈએ; તેણે માત્ર ખોદાથીજ બીહવું જોઇએ, અને ગુનાહ સીવાએ કશાં કામને ધીકારવું ન જોઇએ.

ધરમગુરૂઓનો જે વરગ આ કાયદાઓને (દીન) વલગીને ચાલતો હોય, તે વરગના ધરમગુ-રૂઓ ધરમને શોભાવનાર તેમજ તેઓના ટોલાને લગતા વજનદાર પ્રતીનીધીઓ હોવા જોઇએ. પવીતર ફરજો અદા કરવાથી તેઓ તે ધરમને લગતી ફરજોની લગોલગ નીતી પાલવા સંબંધી ફરજો અદા કરવામાં મકમ બનતા જાએ, અને તેઓએ જે કાબુ લોકોના મન ઉપર મેલાવ્યો હોએ, તે કાબુને લોકોના ભલા માટે કામે લગાડે. પણ તરક સંબંધી ડાહપણ અને જીંદગીની અંદર ખરેખરી વપરાસમાં આવતી ચાલચલણમાં દેખાતો ફેર હોએ છે. ઇરાંની ધરમગુરૂઓની રીતો સાદી અને સખત હતી; તેઓ ભોંય ઉપર સુતા હતા; તેઓ ભાજીપાલા અથવા તો રોટલીના ખોરાક ઉપર ગુજારો કરતા હતા; અને ઘણો ખરો વખત બંદગી કરવામાં કાઢતા હતા. પણ જોકે તેઓ આશમાન તરફ ચીત રાખી બંદગી કરતા હતા, તોપણ આ દુનીયાના કારોબારને વીસરી જાતા ન હોતા. ખાલદીઆ અને મીસરના ધરમગુરૂઓની માફક, જે જીત તેઓએ માણ-સીક જુસસાઓ અને કલપનાઓપર મેલવી હતી, તે જીતને તેઓની સતામાં વધારો કર-વાને તેઓ કામે લગાડતા હતા. તેઓ પાદશાહ તેમજ મોટા માણસોની કેળવણી પાછલ દેખ રેખ રાખેતા હતા; કોઈબી જાતનું અગતયનું કામકાજ તેઓની સલાહ વગર મુકરર કર-વામાં આવતું હતું નહી; અને "પલીની" નામનો ગ્રીક ફીલસુફ આપણને ખાતરી સાથે કહે છે, કે "તેના જમાનામાંબી તે ધરમગુરૂઓ ઇરાની શહેનશાહતની ઉપર કાબુ ચલાવતા હતા. તેઓની આંત અને ઉપયોગપણું મુખ્ય કરીને તેઓના ગ્નાન ઉપર આધાર રાખતું હોવાથી તેઓ તે ગ્નાન બીજાઓથી છુપું રાખતા હતા, અને પાદશાહની રજા વગર કોઇબી પરદેશી

માણસને તેઓ તેઓના ભરમો શીખાડતા ન હતા, "થીમીસ્તોકલીસ" નામનો ગ્રીસ દેશનો રહેવાસી કે જેણે પોતાના દેશની સામે થઇને ઇરાનીઓની સેવા બજાવી હતી, તેની ઉપર આવી જાતી મેહરબાંની દેખાડવામાં આવી હતી" (તેને ધરમગુરૂઓએ પોતાના ભેદ ભરમો શીખવ્યા હતા.)

(૧૧૫) "મી૰ એડવર્ડ કલોડ" નામના એક ઇંગ્રેજ ગ્રંથકારે "ધી ચાઇલડહુડ ઓફ રીલીજીઅનસ" નામનું પુસતક ઇ. સ. ૧૮૭૫ માં લંડન શેહેરમાં છપાવી પ્રગટ કરયું છે. તે પુસતકને સફે ૧૩૩ મે 'આરય ધરમ કેવો હતો, તેનું વરણન આપતાં કેવી રીતે આરય હીંદુ અસલી ઇરાંણીઓથી છુટા પડયા હતા તે વીસે એમ જણાવે છે કે:—

"અસલી આરયો જે ધરમ પાલતા હતા, તે ધરમમાં મુલતત્વોની આરાધના કરવાની હતી; અને જે શકતીઓ તેઓની આસપાસ કામમાં રોકાએલી જોવામાં આવતી હતી, તે શકતીઓની આરાધના કરવામાં આવતી હતી. "ખોદા એકજ છે," એવો પેગાંમ આપીને ખોદા જે માણસોને કવચીતજ આ દુન્યામાં મોકલે છે, તેવા માણસોમાં જરથોસ્ત સીવાએ બીજો કોઇબી માણસ પહેલી પંકતીપર આવતો નથી, તેના (જરથોસતના) જણાવ્યા પ્રમાણે, તેના દેશના ધરમને સુધારવાનું, અને એક ધરમ કે જે આરય ધરમોમાં સઉથી મોતેબર થઇ ગયો હતો, તે ધરમનો પાયો નાખવાનું મોટું કામ તેને ખોદા તરફથી સોપવામાં આવ્યું હતું.

"જે લોકો વધારે જુના અને વધારે હલકા ધરમને વલગી રહયા હતા, તેઓ જબરીથી એ નવા ધરમની સામે થયા હતા; પણ ઝગડાનું સેવટ એ સઘલા સામે થનારાઓની હારમાં આવ્યું; અને આખરે તેઓ જરથોસતી ધરમ પાલનારાઓથી સેવટના જુદા પડયા. એવું માનવાને કારણ છે, કે જે આરય જાતે એ નવો ધરમ માનવાને ના પાડી હતી, તેઓ હીંદુકુશ નામના ઊંચા પરવતોની હારોમાં આવેલી 'પાસો' ઓલંગી ગયા હતા; અને પહેલાં પંજાબમાં વસવાત કરીને આસતે આસતે ગંગા નદીની ખીણો તરફ ધસયા ગયા હતા, અને વખત જવે આખા હીંદુસતાન ઉપર વીખરાઇ ગયા હતા."

વલી આગળ ચાલતાં એજ ગ્રંથકાર ૮ માં બાબના મથાલાં હેઠલ સફે ૧૫૮ મે "જરથોસત અને જરથોસતી ધરમ" વીશે વીચાર દરશાવે છે. જરથોસત કયા જમાનામાં થઈ ગયો હતો તે વીશે જુદા જુદા ગ્રંથકારોનાં મતો તાંકી બતાવે છે, અને ત્યાર પછી પોતાના વીચાર તે ઉપર આપતાં એમ લખે છે કે:—

"જરથોસત ઘણું કરીને 'બેકત્રીઆ'માં થઇ ગયો હતો, અને તેના નામના અરથ ઉપરથી માલમ પડે છે, કે જે ધરમ ગુરૂઓ આતશની જાળવણી કરતા હતા તેઓમાંનો તે એક હતો. આપણી ખાતરી છે કે તે આસરે ૩૦૦૦ કરતાં વધારે વરસોની વાત ઉપર થઈ ગયો હતો; કારણકે એસીરીઅનો કે જેઓએ ક્રાઇસટની ૧૨૦૦ વરસ અગાઉ બેકત્રીઆ જીત્યું હતું, તેઓની આગમજ જરથોસતે એ (માજદીયસની) ધરમને સથાપ્યો હતો.

"યાહુદીઓ અને ઇરાંનીઓની દંતકથાઓ એકમેક સાથે મજબુત રીતે મલતી આવતી હતી, તે ઉપરથી એવું ચોકશ અનુંમાન કાઢવામાં આવ્યું હતું, કે તે (જરથોસત) 'અબરામ' ના મુલકની પડોશમાં વસતો હતો; પણ જે સાબેતીઓ તેઓ (યાને વીદવાંનો) લાવીઆ હતા તે અંતીઅંત નબલી છે. જરથોસત એક મોટી બુધી ધરાવનાર માણસ હતો; તે એક એવો માણસ હતો કે જે અંધારા ઉપર મવકલ થએલી શકતીઓની આરાધના કરવાને ખુશી હતો નહીં; વળી જે રોશની માણસીક જુસ્સાઓ અને ગમગીનીના ઉછલતા મોજાઓને સાંત

પાડવાને કાબુ ધરાવતી ન હતી, તેની આરાધના કરવાને તે નાખુશ હતો. એક જણ (ખોદા) કે જે સરવે પેદાએસનો ધણી હતો, અને જે જરથોસતના વીચાર પ્રમાણે એક માણસના જેવું પ્રાણી ન હતો, તેવા એક (ખોદા) તરફથી તે ધરમ સંબંધી સંદેસો આ દુન્યાનાં માણસો માટે લાવ્યો હતો. તે "અહુર" હતો, તે મીનો હતો, તે શકતીમાન હતો, તે (અહુર)મજદ હતો, તે સઘલી પેદાએશનો પેદા કરનાર હતો, અહુરમજદ (જેનો પાછલથી અપભ્રંશ ઓરમજદ થએલો છે), તે ઓરમજદ વીશે અવસતામાં નીચે પ્રમાણે બોલવામાં આવ્યું છે.–

"હયાતી ભોગવનાર દાનેશમંદ ખોદા જેના પોતાના હુકમથી કરીને, એક માણસને અથવા સઘલા માણસોને પેલી હમેશગી સુખીની બખશેશો (અમરગપણું અને અશોઇ) હાસેલ થએલી હોએ, તેવો માણસ અથવા માણસોએ આસીરવાદ મેલવેલા હોય છે. ઓ ખોદા હું તને સઘલી ચીજોમાં સરવથી શ્રેષ્ઠ ચીજ તરીકે માનું છું, અને હું તને જેહાનને રોશની પુરી પાડનાર મુલ તરીકે ગણું છું. દરેક માણસ તને રોશનીના મુલ તરીકે પસંદ કરે, તુજ ઓ (અહુર)મજદ! સરવેમાં પવીતર તુજ છે ઓ, હયપાતી ભોગવતા ખોદા ! હું તને પુછું છું તે, તુ મને કહે કે, "સરૂઆતથી પવીતર જેહાનનો બાપ (પેદા કરનાર) કોણ હતો ? સુરજ અને તારાઓ માટે તેઓનાં પોતાનાં કુંડાલાંઓમા ફરવા માટેના મારગો કોણે બનાવ્યા છે ? ચંદ્રની વધગધ તારા સીવાએ કોણ કરે છે ? ખરેખર જે સઘલુ હું જાણું છું, તે સીવાએ આ ઉપર પ્રમાણેનું હું જાણવા માંગું છું.

"આસમાનને ઉપર અને ધરતીને નીચે કોણ ધરી રાખે છે ? જુદી જુદી જાતનાં પાણી અને ખેતરમાંનાં ઝાડોને કોણે બનાવયાં છે ? પવન અને તોફાનો આટલી બધી ઝડપથી દોડે છે, તેઓને દોડાવનાર કોણ છે ? ઓ, માહ ગ્નાની સાહેબ ! તુ મને કહે, કે ભલી મનશનીવાલાં પ્રાણીઓને પેદા કરનાર કોણ છે ? મમતા ભરેલી રોશની અને અંધારૂં, માયા બતાવતી ઊંઘ અને જાગરૂતપણું એ સરવેને કોણે કરયાં છે ? સહવાર, બપોર અને સાંજ જે એક ડાહયાં પુરૂશને તેની ફરજ અદા કરવાની યાદ આપે છે, તેઓનો પરતાવનાર કોણ છે ?"

"બદીના અટકાવ સામે સઉથી જોરાવરમાં જોરાવર કયું ભણતર હતું, તે વીશે જરથોસતે અહુરમજદને પુછયું હતુ,' એવું ઝંદ અવસતાના એક પાછલા ભાગ ઉપરથી માલમ પડે છે. તે સરવપરી ખોદાએ જરથોસતને જવાબ આપીઓ કે "અહુરમજદનાં જુદાં જુદાં વીસ નામો ભણવાથી બદી સામે અટકાવ થઈ શકે છે." અને તે ઉપરથી જરથોસત અહુરમજદ ને પુછે છે, કે એ નામો કયાં કયાં છે. અહુરમજદ કહે છે કે "પેહલું નામ છે, તે 'હું છુ,' છઠ્ઠું નામ 'હુ ગ્નાન છું,' અને એ પ્રમાણે બીજાં છે; જયારે વીસમું નામ 'હું છું કે જે મજદાઓ છું."

"સઊથી ચઢતામાં ચઢતો અહુરમજદ હતો, કે જેના કહયા પરમાંણે તેના હાથ તલે જે ફરેસતાઓ કામ કરતા હતા, તે ફરેસતાઓ અમર અને પાક હતા, જેઓનાં નામો, વેદીક દેવતાઓનાં નામના પ્રતીઉતરો છે એવું જણાએ છે, અને જેઓની મદદથી કરીને માણસો સારાં કામો કરે છે, અને તેઓથી કરી માણસો ઊપર મેહેરબાની ઉતરે છે.

"મારે કહેવું જોઇએ, કે જુના ધરમ અને જરથોસતે ઉપદેશ કીધેલા ધરમ વચે એટલો કડવાસ વધી ગયો હતો, કે વેદ શાસ્ત્ર જે કવીતા રૂપે રચાએલું છે અને જેમાં દેવતાઓનાં જે નામો આવે છે, તે દેવોનાં નામો તરીકે અવસતામાં ઓલખાએલાં છે. તેમાં (અવસતા પુસતકમાં) ઇંદ્રને એક ખરાબ પ્રાણી તરીકે ગણીઓ છે; જયારે વેદ ધરમમાં "અહુર"ને

દેવ તરીકે ઓલખ્ખવામાં આવ્યો છે. વેદ ધરમના દેવતાઓ જરથોસતી ધરમમાં ફરેસતાઓ તરીકે ઓલખ્ખાએલા છે, અને જેઓએ વેદ ધરમ છોડી જરથોસતી ધરમ કબુલ રાખ્યો હતો, તેઓને સોગંદ લેવા પડતા હતા, કે હવે પછે કદીબી તેઓ દેવતાઓની પુજા કરશે નહીં.

"એ ચોકસ છે, કે જરથોસત એકજ ખોદાને માનતો હતો, અને દેવ લોકોનો વડો સરદાર અંગ્રોમૈન્યુસ કે જે બુરાં મનનો હતો, અને જે પાછલથી "અહેરમન" તરીકે ઓલખાવા લાગો હતો, તેના હાથ તલે રહીને દેવ લોકો ખરાબીના કામો કરતા હતા. એવી રીતે આ દુન્યાની ખરાબી અહુરમજદને હાથે નહી પણ આહરેમનને હાથ જનમ પામી હતી, તેનો ભેદ જરથોસતે ખુલલો કરયો હતો.

"ખરાબી કેવી રીતે પેદા થઈ તે વીશેના વીચારથી કરીને જરથોસતને અંદરથી તેમજ બાહારથી ગમગીની પેદા થઈ હતી; પણ તેથી તે નાસીપાસીમાં પોતાના હાથ જોડી બેસી રહયો ન હતો. "ગાથા" જે અવસતાનો સઉથી જુનો ભાગ છે જેમાં જરથોસતનાં સઉથી મુખ્ખય કાનુનોનો સમાવેશ છે, તેમાં જરથોસત અહુરમજદ પાસથી સચ્ચાઇ અને રહેબરી માટે તેની મદદ માંગે છે, અને તે કેવી રીતે આગલ ચાલે તે વીશે તેની પાસથી જાણવાની ખાહેશ રાખે છે. તેના જવાબમાં અહુરમજદ તેને કહે છે કે તેણે વીચારવા, બોલવા, અને કરવામાં અશોઇ વાપડવી જોઇએ, તેણે મધ્યમપણું વાપડવું જોઇએ, તેણે પાકદામની થવું જોઇએ, અને સચાઈથી વરતવું જોઇએ, તેણે વલી અહુરમજદ અને તેની સાથે મલી કામ કરનારી બીજી શકતીઓને આરાધવી જોઇએ; તેણે સઘલાં નુકશાન કરનારી ચીજોનો નાશ કરવો જોઇએ, અને જે સઘલાથી કરીને માણસ જાતનાં ભલાંમાં વધારો થાએ તે સઘલું કરવું જોઇએ. જેવી રીતે ગુલામો એક જુલમગારની આગલ ગુઠણ મડીએ પડીને તેના મોહમાંથી નીકલતો દરેક બોલ ઉપાડી લે છે, તેવી રીતે માણસોએ અંધારામાંથી ઉતપન થએલી શકતીઓ (આહેરમન અને તેના જોડયાઓ) આગલ નમી જઈ તેઓની પરસતેશ કરવી ન જોઇએ; તેઓએ પોતે ખડે પગે ઉભા રહી તે બુરી શકતીઓની સામે થવું જોઇએ, અને ચાલુ હુમલાઓથી અને પવીતર જીંદગી ગુજારવાની શકતીએ કરીને તે ખરાબી કરનારી શકતીઓને નાઉમેદ કરવી જોઇએ."

"આવા ઉમદા વીચારો કે જેઓને અસોઈથી ભરેલાં કામોથી કરીને ભીહાસ ભરયા કરવા જોઇએ, એવું તે ઉમરાવ માણસે કહયું હતું; અસલી ઈરાંણીઓ જેઓ કુદરતી દેવતાઓ વીશે માનતા હતા, તે દેવતાઓને અને અહુરમજદ કે જેની આરાધના જરથોસતની મદદથી થઈ શકે એવું હતું, તે બંનેમાંથી એક જનને (દેવતાઓ અથવા અહુરમજદને) પસંદ કરવાની મતલબથી જરથોસતના હુકમથી કરી લોકોનું જે ટોલુ એકઠું થયું હતું તે વીશેનો ટુંક સાર ભલા 'બેરન બુનસેને' આપીયો છે, તેમાં સચ્ચાઇનો ઘણો સમાવેશ છે એવું આપણે માનીશું.

"મધ્ય એશીઆમાં આવેલું ચમતકારોથી ભરપુર પુરાતન અને કીરતીમંદ શેહર, "બેકત્રીઆ" કે જેને હમણા બલખના નામથી ઓલખ્ખવામાં આવે છે, તે શહેરની પડોશમાં આવેલી અને આતશની બંદગી માટે અરપણ કીધેલી પવીતર ટેકરીઓમાંની એકપર આ મંડલી મલી હતી, એવો દેખાવ "બેરન બુનસેન" આપણી નજર આગલ ચીતારે છે. તે મંડલી આગલ ભાશાન કરતો હોય એવી રીતે જરથોસત અવસતાઓ (ગાથા)માં બોલે છે કેઃ—

"તુ કે જે સરવ ગ્નાનથી ભરપુર ધણી છે, તેની વખાણ અને ગીતો જે સઘલાઓ તે વખાણ સાંભલવા આવ્યા છે, તેઓ નજદીક હું જાહેર કરીશ.

"સહુથી સરસ શું છે, તે તમારા કાને કરી સાંભલો; પવીતરાઇ શું ચીજ છે તે તમારી મનની લાગણીથી તપાસો, જેથી કરી દરેક માણસ તે કયામતનાં દહાડા અગાઉ પોતાનો ધરમ પોતે પસંદ કરી લે. જે ગ્નાની હોએ તે અમારી તરફેન કરે એવી અમારી દુવા છે!

"તે જુના ફરેસતાઓ કે જેઓ એક જોડ છે, તેઓએ, વીચારવા, બોલવા અને કરવામાં ખરૂં અને ખોટું શું છે, તે જાહેર કરયું હતું. જેઓ ભલા છે તેઓજ અને નહી કે જેઓ બુરાઇના કામ કરનારા છે, તેઓ સારાં અને નરસાં એ બંને વચે તફાવત સમજે છે. જયારે આ બંને ફરેસતાઓ એકઠા મલીઆ ત્યારે જીંદગી અને મોત પેદા થયાં તેથી કરીને સહુથી બુરાઓ તો આખરે (મરણ પામવા પછી) સહુથી કંગાલીઅત ભરેલી જીંદગી (દોજખમાં) ગુજારશે, પણ ભલાઓ તો આસીરવાદ (બેહેસત) મેલવશે.

"આએ બંને ફરેસતાઓમાના બુરા ફરેસતાએ સહુથી બુરાં કામો કરવાને પસંદ કરયું; તે ભલો ફરેસતો જેનો જમો કોઇથી ન ખસેડી શકાંએ એવો જે આસમાન છે, તે અને જેઓએ પોતાનાં ભલાં કામોથી કરી અહુરમજદને રાજી કીધો તેઓએબી સારૂં શું છે તે પસંદ કરયું હતું.

"ચાલો આપણે જેઓ આ દુન્યાને ચલાવે છે, તેઓની તરફેન ખેંચીએ; ઓ, અહુરમજદ! ઓ પેલી જેહાનનાં સુખ બખશનાર અશ (સચાઇ)! જયા ડાહપણ વાસો કરે છે, ત્યાં આપણ પોતાનાં મનને દોરવવું જોઇએ. ત્યારપછી ખરેખર નુકસાન કરનાર દરૂજની પડતી થશે, પણ વહુમનો જે ભલો ફરેસતો છે તેના, અહુરમજદના, અને અશનાં સુંદર મકાનમાં જેઓએ સારાં કામો કીધેલાં જણાએ છે, તેઓને ત્યાં હમેશ સુધી રહેવા દેવામાં આવશે.

"ઓ માણસો! જો તમો આએ ધરમના કાનુનો કે જે (અહુર)મજદે મને આપીઆં છે, અને જેની અસરથી બુરાઓ પીડાએ છે, અને અશો માણસો આસીરવાદ મેલવે છે, તેને જો તમે વલગી રહેશો તો આખરે તે કાનુનોની મદદથી ફતેહ મેલવશો (બેહશતની જગચા મલશે.)"

"જે કીયા કામો જરથોસતે પોતાના ધરમમાં દાખલ કીધાં હતાં, તે ખરેખર એવાં હતાં, જે જયારે અસલી આરયો સાથે વસતા હતા ત્યારે તેઓને તે માલુમ હતાં, અને તે કીયા કામો હોમ અને આતશને ભેટ આપવામાંજ સમાએલાં હતાં. ઇરાંની લોકોનો "હોમ" તેજ હીંદુઓનો "સોમ" છે, અને તે વીશેનું ઇશ્વિરી સતુતીનું ગાયન (ગાથા) છંદ અવસતામાં આવેલું છે. અહુરમજદ રોશનીનું મુલ હોવાથી સુરજ, ચંદ્ર, ગ્રહો અને વલી આતશ જેને તેની (અહુરમજદની) નીરમલ પેદાએશ તરીકે ઓલખવામાં આવે છે, અને તેટલાં માટે આ દુન્યાંમાં સહુથી પવીતર ચીજ છે, તે સઘલાં અહુરમજદનાં ચીનહો તરીકે છે. આતશને ભેટો અરપણ કરવાનું કામ આજદન તલક ચાલુ રહેલું છે, અને તેનાં બલતાંને કદીબી બુજાઈ જાવા દેવામાં આવતું નથી. જીંદગી અહુરમજદ તરફની બખશેશ હોવાથી અને તેટલાં માટે તેને તે વાહલી હોવાને લીધે તે ધરમ ફેલાયો ત્યાર પછીના પહેલા સઈકાઓમાં કોઇપણ પ્રાણીનો ભોગ આપી તેનું લોહી રેદવામાં આવ્યું ન હતું; અને તે પછી એશીઆખંડના સઘલા ધરમોમાં એક વખત સહુથી નીરમલ અને સહુથી ઉમદા ગણાતા એ જરથોસતી ધરમની નેમ બીગડતી ચાલી હતી.

"ઇરાંનની તવારીખ જાણવા જોગ છે. ઇરાંની પ્રજા આરય પ્રજાઓમાં અગત્યની પંકતીએ ચઢવામાં પહેલી હતી. "સાઇરસ" કે જેનું નામ અને જેનાં કામો જુનીતોરાતમાં વરણ-

વામાં આવેલાં છે, તેના હાથ હેઠલ ઇરાંણ દેશનું રાજ્ય એક જોરાવર શેહનશાહતમાં બદલાઈ ગયું હતું, જે શેહેનશાહતની હદ પુરવમાં સીંધું નદીથી પશ્ચીમે એશીઆમાઇનર સુધી લંબાએલી હતી, અને એ રાજયમાં યાહુદીઓને બેબીલોનમાંથી છુટા કરવામાં આવયા હતા. અને પછી જેરૂસલેમ જવા દેવાંમાં આવયા હતા. "દારાએસ" અને "ઝરકસીસ" એ નામો આપણને સારી પેઠે જાણીતાં છે, તેઓના તેમજ બીજા (ઇરાંની) રાજાઓના હાથ હેઠલ ઇરાંનનું રાજ્ય સેંકડો વરસો સુધી એક બલવાન રાજય તરીકે ટકી રહયું હતું; જયાર પછી જુનાં જરથોસતી ધરમને બદલે મુસલમાનોનો ધરમ પલાવા લાગો. પ્રોફેશર મેક્સ મુલર એક જગાએ ટીકા કરે છે કે "દુન્યાની તવારીખમાં એવા વખતોબી આવી ગયા હતા, જે વખતે અહુરમજદની બંદગીએ બીજા સઘલા દેવતાઓનાં દેવલોનાં ખંડેરો ઉપર પુર જીત, સાથની સરસાઇ ભોગવવાની ધમકી દેખાડી હતી; (દેવતાઓની આરાધનાને બદલે અહુરમજદની આરાધના લોકોને મનાવવાને ઇરાંણીઓએ લગભગ ફતેહ મેલવી હતી.) જો ઇરાંનીઓ "મેરથોન" અને "સેલેમસ"ની લડાઇઓ જીત્યા હતે, તો અહુરમજદની આરાધના જે ઇરાંની શેહેનશાહતનો અને રાજ્ય કરતી કોમનો ધરમ હતો, તે આખી સુધરેલી દુન્યા ઉપર ફેલાતે. પણ તેમ બનયું હતું નહી, અને હમણા એશીઆખંડમાં થોડાક લાખ પારસીઓ બાકી રહેલા છે જેમાના કેટલાક અસલી જનમભુમી ઇરાંનમાં વસે છે, જયારે બાકીનો મોટો ભાગ મુંબઇમાં અને મુંબઇની આસપાસ આવેલાં ગામોમાં વસે છે.

"આ (જરથોસતી) ધરમ સહુથી સાદામાં સાદો છે, તેમાં ખોદાથી બીહવાનું, સારા વીચાર, સારા વચન, શારાં કાંમો કરીને જીંદેગી ગુજારવાનુ, અને ભવીશયની દુન્યા માટે આશા રાખી મરણ પામવાનું લખાણ આવેલું છે. તે એવા લોકોનો (યાને જરથોસતી લોકોનો) ધરમ છે, જેઓ ખોદાની સહુથી નજદીક રહેલા છે, અને જેઓએ તેની દરેક જમાનામાં સહુ કરતાં વધારે વફાદારીથી સેવા બજાવી છે; અને જયાં જયાંબી તેઓ વસયા છે, ત્યાં ત્યાં તેઓએ પોતાનો ધરમ કબુલ રાખ્યો છે, અને પેગમબરો કે જેઓમાં જરથોસત પેગમબર કંઇ ઓછો વજનદાર થઈ ગયો નથી, તે પેગમબરોના ભાઇબંધ તરીકેની અને ખોદાના છોકરાં તરીકેની પંકતી ઉપર જે (માજદીયસની) ધરમે તેઓને મેલીઆ છે, તે ધરમને તેઓ પાલતા આવયા છે.

"ક્રાઇસ્તના જમાનાની ૬૦૦ વરસ અગાઉ યાહુદીઓને કેદ પકડી બેબીલોન લઇ જાવામાં આવયા હતા, અને તેઓને દેશનીકાલ થયાને ૭૦ વરસ વહી ગયાં તે દરમયાનમાં તેઓ ઇરાંની ધરમ સંબંધી વહેવારમાં આવયા હતા; અને આતમાનાં અમરગપણા વીશેના વીચારો જે તેઓના (યાહુડીઓના) ધરમમાં હતા નહી તે વીચારો તેઓએ પોતાના ધરમમાં દાખલ કીધા હતા. તેઓએ વલી જરથોસ્તીઓ ફરેસતાઓના જે ટોલાં વીશે માનતા હતા, તે અને સેતાનના બુરા દેવો ઉપર રાજય ચલાવવા વીશેના વીચારોને જરથોસ્તી ધરમમાંથી ઉછીકા લીધા હતા."



## ભાગ ૩ જો.

### જરથોશતીઓ આતશને માન આપે છે, તેની ખુબીમાં, અને તેનથી કંઈ જરથોશતીઓ આતશના પુજકો તરીકે ગણાતા નથી તેની તારીફમાં, બીજી જ્ઞાતના મોટા વીદવાંન અને માનવંત ગ્રંથકારોએ આપેલા વીચારો.

(૧) જેમ્શ ફારબસ નામનો યુરોપીઅન ગ્રંથકાર જે શને ૧૭૬૬ નાં શાલમાં હીંદુસથાંન તરફ આવીઓ હતો અને ૧૭ વરસ તલગ હીંદુસથાંનમાં વસીને પારસીઓના પવીતર ધરમ બાબેની સારી માહેતગારી મેલવી હતી, તે ગ્રહસથે પોતાની મુસાફરીનાં હેવાલનાં ચાર પુસતકો કાહાડીઆં હતાં; તેમાંના પેહલાં પુસતકમાંનાં સફે ૧૧૦ માં જરથોસતીઓનાં ધરમના મુકામો વીશે પોતાના વીચારો આ પ્રમાણે જણાવે છે કે-"પારસીઓના" આતશબેહેરાંમો તથા આદરાંનોમાં જે આતશ તેઓએ કીરીઆ કરી અફરગાંનીઆંમાં ગોઠવેલા હોય છે, તે આતશની આગલ પારસીઓના ધરમગુરૂઓ (મોબેદો) રાત દાહાડો રહે છે, અને તે આતશને બીલકુલ બુઝાવા દેતા નથી; હમેશાં મોબેદો ઘણી માવજત જતન અને સંભાલથી કાડી, સુખડ તેમજ બીજી ખુશબોઇઓ બાલે છે. ઘણી વખતે પારસીઓના ધરમથી બીન વાકેફગાર લોકો અનજાનપણાથી પોતાના એવા વીચારો જણાવે છે કે "જરથોસતીઓ આતશ, શુરજ, ચંદ્ર તથા શેતારાની ભકતી કરે છે અને તેઓ ખોદાતાલા સંગાથે કસી નીસબત રાખતા નથી." એ તેઓનું બોલવું અને વીચારવું તદન ગલત ભરયું અને જુઠું છે. કારણકે પારસીઓ પરવરદેગારને બદલે એ આતશ, સુરજ, ચંદ્ર તથા સેતારાને માનતાજ નથી, પણ હમેશાં તે પાક પરવરદેગારનીજ બંદગી અને આરાધનાં કરે છે અને હમેશાં તે કીરતારને માને છે; પણ આતશનાં કેબલાને એક નુરી અને પવીતર ચીજ ગણી તેની સનમુખ ઉભા રહી ખોદાતાલાની બંદગી કરવામાં એઓ ઘણું ડાહાપણ વીચારે છે. તેમજ શુરજ, ચંદ્ર, અને શેતારાની સનમુખ ઉભા રહી જે બંદગી કરે છે તે પણ ખુદરતી કરાંમતની એક નુરી ચીજ ગણીને, અને આતશનો કેબલો પાક પવીતર અને નુરી હોવાથીજ જરથોશતી મોબેદો તે આતશને કાયમ યાને જાગતો રાખવાને ઘણી સંભાલથી જતન લે છે."

(૨) બતરલ નામનો એક બીજો ગ્રંથકરતા પોતે બનાવેલા "હોરેબી બલીકે" નામનાં પુસતકમાં જણાવે છે કે—"પારસીઓનો પેગમબર સત જરથોસત આતશને ખોદાતાલાની સરવેથી ચોખી પવીતર નુરી ચીજ તરીકે માનતો હતો, અને તેટલા માટે સત જરથોસતે પોતાની દીનના મહજબ પાલનારા જરથોસતીઓને ફરમાવયું છે કે હમેશાં આતશને બલતો રાખવો અને આતશની સનમુખ ઉભા રહી સાફ દીલ રાખી ખરા એતેકાદથી બંદગી કરવી; અને આતશને આજાબ પોહોચાડવા માટે સખત મનાઈ કીધેલી છે."

(૩) નાંમીચો ફરેંચ વીદવાન એકવીટીલ ડુ પેરોન લખી જાએ છે કે "ઇરાંની અથવા પારસીઓ જે માન આતશ તથા સુરજ તરફ ધરાવે છે, તેથી કાંઈ એવો શાર નહી કાહાડવો કે એઓ કાંઇ આતશ તથા સુરજના પુજારી છે; પણ એઓનો પેગમબર સત જરથોશત ફરમાવી ગયો છે કે હમેશા ખોદાતાલાની બંદગી કરતી વખતે એ નુરી ચીજો તરફ મોહડું કરી ઉભા રહી બંદગી કરવી. અને તેથીજ તેઓ તેમની સનમુખ ઉભા રહી બંદગી કરેછે."

(૪) "ચાસીયસ" નામનો એક રૂમી ગ્રંથકાર આતશ વીશે પોતાના પુસતકમાં એક ગમ એમ લખી જાએ છે કે "ઇરાંનીઓ આગલા જમાનાંમાં આતશને માત્ર ખોદાની ભગતીનાં કેબલા તરીકે ગણતા હતા."

(૫) પ્રાચીન અને અરવાચીન ઇરાંનની તવારીખનો લખનાર "પીગત" નામનો નામી- ચો વીદ્વાન પોતાના પુસતકમાં સફે ૨૮ મે આતંશ વીશે ખુલાશા કરે છે કે-"ઇરાંનીઓ આતશને એક તતવ ગણીને માન આપતા આવેલા છે અને એઓના પેગમબર સત જર- થોસતે આતશને ખોદાની એક નીશાની દાખલ ગણી પોતાના ધરમમાં મુખીઅ દરજજો આપીઓ હતો અને જરથોસતીઓ આતશની પરસતેસ મુરતીપુજક લોકોની પેઠે કરતા ન હતા પણ તેહને ખોદાનો એક કેબલો ગણીને નમતા હતા. ઘણા લોકો પારસીઓને જે આ- તશપરસત ગણે છે તેનો મુખય સબબ એટલોજ છે કે આ ઉતમ ભેદની બારીકી તેઓ મુદ્દલ શમજતા નહી હતા."

(૬) પારસીઓની જાહોજલાલી ભરેલી આગલી કીરતીને હસતીમાં લાવનાર નામીચો વીદવાંન શાયર ફીરદોશી તુસી પોતાના મહશુર શાહનામાંમાં લખે છે કે:—

"મપીનદાર કે આતશ પરશતાં બુદંદ-પરશતનદએ પાક યઝદાબુદંદ"

યાને-"તમો સઘલાઓ તમારા દેલમાં એવું ના ધારતા કે એ લોકો (જરથોસતીઓ) આતશપરસત હતા; પણ તમો નીશ્ચય એમ જાણજો કે એ સઘલા લોકો યજદાંપરસત હતા."

વલી એજ શાએર પાદશાહ નોશરવાન આદેલ આજર બાએજાનનાં આતશખાણામાં બંદગી કરવા ગયો તે વીશે એમ લખે છે કે :—

બેત—"નવાન પીશ આતશ સેતાયશ ગેરેફત,
જેહાન આફરીનરા નેયાએશ ગેરેફત,"

અરથ—યાને "(તે પાદશાહ) ઘણી નમનતાઇથી આતશની સામે ઉભો રહયો અને જે સાહેબે સઘલી દુનયાં પેદા કીધી છે, તેહની બંદગી કરવા લાગો."

(૭) મેરી હોવીથ નામની એક કાબેલ બાંનુ એ બાબદ ઉપર "આતશની મીતરા- ચારી" એવાં મથાલાં હેઠલ નીચલું અસરકારક લખાન કરે છે:—

"આતશ તમારો એક ખરો સોબતી છે, તે તમોને સુખ આપનારો ગોઠયો છે, જે હમેશાં તમારી સનમુખ હસતે ચેહરે આવે છે, અને એક ગરીબમાં ગરીબ માણસની ઝુપડીને પોતાની હાજરીથી એક મેહેલ જેવી આનંદી કરે છે. તમોને ટાઢ વાએ છે ? અરે ફીકર નહી તે તમોને હવડાં ગરમી આપશે. તમોને થાક ચહડી છે ? અરે હવડાં તમારી થાક ઉતારી મુકશે. તમોને ભુખ લાગી છે ? હવડાં તમારે માટે તે ખોરાક પકાવશે. તમોને પરાયા મુલકમાં અનજાણું લાગે છે? બચપણથી જાણીતા થયલા વીચારો તમારી સ- નમુખ ધરી તમોને સોહોવાઇ જાએ તેવું કરશે. તમો ગરીબ છેઓ ? તેની શી ફીકર. આતશને મનથી એક ગરીબમાં ગરીબ ફકીર અને તવંગરમાં તવંગર શેહનશાહ બેઉ એક સરખા છે. માણસ તરીકે કેહેવાતો તમારો કોઇ એવો દોસત છે, જે તમોને એટલો બધો કામ લાગે" ?

(૮) અરાગની સ્તુતી વીશે એક અંગ્રેજી કવીતાનો તરજુમો-"નમસકાર તુને માહારા છે એ રોસની ! એ નીરમલ ! એ બહલકાત ભરેલા ! એ પાકીજે ભરેલા ! સઉથી ઊતમ ચેરાગ અથવા નુર તમાંમ જાતની દલગીરી તથા દર દેહેશત તથા અંધકાર તારેથી દફે થાએ છે અને ખરી સચાઇને જનમ આપનારી માતા તથા ખરી ખુબસુરતીનો ચેહેરો દેખાડનારી આરશી તે તુજ છે, એ રોશની" !

(૯) "પારસીઓ અને તેઓનો ધરમ" એ વીશેની એક આરટીકલ તારીખ ૨૫ મી દીસેમબર સને ૧૮૬૭ નાં સાલમાં લનડન ટાઇમસમા લખી છે તેમાં એક ઠેકાંણે લખે છે કે "પારસી લોકો આતશની પરસતેશ કરે છે એવું તેઓ (પારશીઓ) કબુલ રાખતા નથી પણ

બંદગી કરતી વખતે એક નુરી ચીજની સનમુખ ઉભા રેહેવાને તેઓને ફરમાવેઆમાં આવયુ છે એવું માને છે અને જેમ કરીસચીઅન લોકો જીજસ કરાઈસટનાં ક્રુસને આદરભાવ આપે છે તેજ મીશાલે પારસીઓ રોશની અને આતશની તરફ ઈજત ભરી નજરથી જોએ છે અને બીજાઓ તેઓને ગેરવાજબી રીતે આતશપરશત કહે છે."

(૧૦) હીઉએત નામનો એક માહોટો પાદરી "લીગીશીએશની" પોથીના દાખલા ટાંકી એવું લખી જાએ છે કે "આપણા મહજબમાં ફરમાવે છે કે આપણી ધરમની જગાના તખતા ઉપર આતશને સદા રોશન રાખવો અને તેને પોતાની મેલે બુજાવા દેવો નહી. તેજ પ્રમાણે પારસી કોમના મોબેદો પોતાની ધરમની જગાઓમાં સદા આતશને બલતો રાખે છે."

(૧૧) માલકમની ઇરાંનની મુસાફરીના પેહેલા પુસતકમાં આતશ વીશે એવો એશારો કીધો છે કે:–"રોશની એ ભલાઈની નીશાંની છે સીહા અને અંધારૂં એ બુરાઈની નીશાની છે. દાદાર અહુરમજદે જરથોસત પેગમબરને એમ કરી કહયું હતું કે જે જે ચીજો નુરદાર અથવા ઝહલેદાર છે તેમાં મારૂં નુર છુપાયલું છે. એ ઉપરથી જરથોશતીઓ આતશ બેહરાંમ અથવા અગીઆરીમાં બલતા આતશની સનમુખ ઉભા રહી ખોદાની બંદગી કરે છે. સુરજ બીજા સઘલા નુરો કરતાંને ઘણીજ ઓતમ જાતનું એક નુર છે કે જેની મારફતે ખોદાતાલાએ આ આખી પુરૂથવી ઉપર પાકીજગી ભરેલી અશરનો ફેલાવો કરીને દરેક ઉતપંતીને આબાદી ભરેલી અને નીભી શકે તેવી રાખેલી છે, તે તરફ પોતાનું મોહોઢું કરે છે."

(૧૨) પ્રોફેસર ડાકટર એલ. એચ. મીલ્સે ગાથાનાં કીધેલા તરજુમાંવાલાં પુશતકનાં દીબાચામાં એક ગમ આતશ વીશે જણાવતાં તે એમ લખે છે કે:—"ખોદાઇ પવીતરાઈ અને ખોદાઇ શકતીની એક જાહેર નીશાન તરીકે આતશને ગણેલો છે."

(૧૩) મી૦ જેમ્સ ડી. મેકકેબ નામનો એક અમેરીકન ગ્રંથકાર "પીકતોરીઅલ હીસતરી ઓફ ધી વરલડ" એવે નામનાં એક કીમતી પુસતકમાં આતશ વીશે એમ લખે છે કે:—

"આતશે સઉથી સુંદર એક આકાશી તતવ તરીકે અને એક ફાએદાકારક શકતી તરીકે ઇરાંનીઓનું સઉથી બહું ધીયાન ખેચીયું છે અને તેઓના ધરમગુરૂઓ કે જેઓની ફરજ પવીતર આતશ કદીબી બુજાઈ નહી જાએ તે માટેની સંભાલ લેવાની છે, તેઓની સંભાલથી તેઓનાં આતશકદેહોમાં પવીતર આતશ કે, જે આકાસમાંથી સલગાવેલો કેહેવામાં આવે છે, તે વગર હરકતે વરસોના વરસો સુધી અને જમાનાના જમાનાઓ સુધી બલતો ચાલુ રાખવામાં આવયો છે. આતશને ફુક મારીને અપવીતર કરવો એ સઉથી મોટામાં મોટો ગુનોહ તેઓ (ઈરાનીઓ) માને છે, અને મુરદાંને આતશમાં બાલવું એ પણ તેઓ બહુંજ નાપસંદ ગણે છે. જયારે આતશને કાંઇ પણ ચીજ અરપણ કરવી હોય તયારે જરા ચરબીવાલો ભાગ તે ઉપર મુકવા સીવાએ કંઇપણ તે ઉપર બાલવામાં આવતું નથી."

(૧૪) પ્રોફેસર મેક્ષ મુલર નામના જાણીતા કાબેલ અંગરેજ વીદવાનનાં અધીપતીપણા હેઠલ "પુરવ તરફનાં પવીતર પુસતકો" એવે નામનાં દફતર પેહેલાનાં દીબાચાને, સફે ૨૨) મે જરથોસતીઓને બીનમાહીતગાર લખનારાઓ આતશપરસતનો કલંગ લગાડે છે તેનાં ખોલાશામાં એમ લખે છે કે:—

"અવસતાના ઘણા ભાગોમાં આતશ વીશે બેશક મોટાં માન સાથ બોલવામાં આવયું છે, પણ જેઓ જરથોસતીઓને આતશપરસત દાખલ ગણે છે, તેઓએ જાણવું જોઇએ કે જરથોસતનો મહજબ પાલનારા ખરા જરથોસતીઓ એ (આતશપરસતીનાં કલંગનાં) નામને ધીકારે છે."

એજ વીદવાને "ધરમની ઉતપતી તથા વરધી" વીસે પોતાનાં ભાસાણવાલાં પુસતકમાં આતશ વીશે એકગમ એમ લખીયુ છે કેઃ—

"અગની (આતસ) વીસે અતી ઘણી જુની વાતો અથવા કથાથી અજાએબ થવા જેવું કંઇ નથી અને જો સરવે કથાઓમાંની જુની કથાઓમધે અગનીમાં કંઇક અનદીઠ (યાને જે ચીજ નહી દેખી શકીયે તે) અને બેમાલુમ તોપણ ના નહી કહેવાએ એવી ખોદાઈ શકતી સમાયલી જણાવવામાં આવી હોય તો તેથી આપણને અજાયબ થવાની કંઇ જરૂર નથી."

(૧૫) "મી૦ ગલેડવીન" નામનો વીદવાન ગ્રંથકાર પોતાના "આઇને અકબરી" નામની ફારસી કેતાબના અંગરેજીમાં કીધેલા તરજુમામાં પાદશાહ અકબર આતશ વીશે જે વીચાર ધરાવતો હતો તે વીશે એમ લખે છે કેઃ-

"નામદાર અકબરનું ચેરાગ અને ઘણું કરીને આતશ ઉપર ઘણું મોટું એકીન હતું, કેમકે તેને તે મોટી રોશની (યાને ખોદા) નાં કીરણો ગણતો હતો."

(૧૬) આતશ વીશે બાઇબલમાં એમ જણાવે છે કેઃ—"ઊગમન દશાના લોકો એમ જાણે છે કે અગની (આતશ) જે છે તે પરમેસવરની છબાંની છે અને "કાલદીયન" લોકો તથા માજદીયસની પારસી લોકોએ અગનીને પરમેસવરની છબાની જાણીને તેને પોતાનાં દેહેરાંમાં (આતશખાણામાં) રાખે છે."

(૧૭) મી૦ કાલીદાસ પંડીત દેશાઈ નામના એક હીંદુ પંડીતે "મુકત મુકતી શાશતર" એવે નામનું એક પુસતક શને ૧૮૮૬ માં છપાવી બાહેર પાડ્યુ છે તેમાં તે આતશ વીશે સફે ૨૦૧) મે એમ લખે છે કેઃ—

"ઇસવરના નુરમાંથી પેદા થયલી અગની (આતશ) ની જયોતી છે, તેથી આતશ તેની ઓળખાણ આપનાર છે. આતશ સનમુખ ઉભા રહી શુખર લોબાન વગેરેની હવન કીરીમા કરવી, શનાન, ધીયાન, ચોખવીચી, પવીત્રતા, દયા, માફી, મીતરાચારી, અરજવ (માંગી લેવું) વગેરે છોડવાં નહીં, એવી જરથોસતીઓની ઘણીક રસમો આરીયનોને મલતી છે. આ ઉપરથી જરથોસત પેગમબરે કરમ ઉપાસનાને ગ્નાન વીગેરેની ખુબીઓ બતાવીને પોતાના ધરમની પરજામાં ચલાવી, તોપણ સરવ ચીજનો પેદા કરનાર ઇસ્વર છે, એમ તેણે જણાવયુ હતું."

(૧૮) સતરમી સદીમાં ભેદી વીદયાના લખાણ કરનાર "રાબરટ ફલડ" નામનાં ઇંગરેજ ગ્રહસથે આતશ વીશે ઘણો શરશ ખોલાસો પોતાના પુસતકમાં કીધો છેઃ—તેમાં તે જણાવે છે કે "માણસ તથા આ દુનયાને માટે આતશને ઉતપન કીધેલો છે અને તેનો દરજજો બુલંદ છે; પણ શું એટલામાંજ તેની ખુબી સમાયલી છે? અય દુનયાના સાચાકામ મધેના અવીચારી મનુશ! તારાં પોતાનાં શરીરમાંના મલકાટથી ભરેલો ચેરાગ શું એટલીજ બુલંદી ધરાવે છે? આ માટી રૂપી દેહમાં શું રોશની પ્રકાશતી નથી? અય ખુદરતી વીદયાની વાકેફગારી ધરાવનારા વીદવાનો! તમે તેનું વરણન કરો. આતશનાં કામોની નોંધ કરો. એ બાબત પ્રકૃતીની સાંકલમા વીટલાયલી છે, એમ વીચારી સઘલી ચીજોના બાહેરના તેમજ માહેલા છેક ભીતરના ભાગમાં તેની અસર થાય છે, એમ વીચારો. તું તથા તારી દુનયાં ફકત વચેની વસતુ છે અને બાહેરની તેમજ અંદરની બંને બાજુઓ એક સરખી છે, તેથી શું તેની ચમતકારીક સચાઇઓ તું સમજી શકશે! તારા દીલમાં ભય રાખી આતશની (તેના ભેદને માટે) આરાધના કર. જેમ દીલમાં ધાસતી સાથે, વાકું મોહડું રાખી તેને કેબલા તરીકે નમયા પછી એક માજી તેથી દુર થતો હતો તેમ તારૂં મોહડું તેની સનમુખ કરવાથી તું દુર રાખ. એક મુરતીપુજક તરીકે નહીં ગણાતા જયારે પુરાતમ ઇશાનીઓ તથા

તેમના ઉસતાદ માજીઓએ તેની પરશતેશ કીધી તયારે તેમાં અજાયબ થવા સરખું કંઈ નથી. ચમતકારોથી ભરેલા આ માહાભારત તતવની ખુબી જોઈ તેઓએ (યાને જરથોસતીઓએ) તેને નમી આરાધવાને તેમજ અતયંત ગ્નાહથી ભરેલા કેબલા તરીકે માનવાનો ઠેરાવ કીધો હતો; એટલું છતાં પણ માણસજાતે પોતાની ફીલસુફીથીજ નહીં પણ પોતાની સરવેથી સાધારણ બુધીથી તેને અશકય દેવતા ગણ્યો છે."

(૧૯) પ્રોફેસર ડાકટર રાહોડ" નામના એક જરમન વીદવાંને "અહુરમજદના કાયદાઓ શાયનો જીહોવાના કાયદાઓનો મુકાબલો" એવે નામનો એક રેશાલો છપાવી બાહેર પાડીઓ છે તેમાં તે આતશ વીશે પોતાનો વીચાર આપતાં એમ લખે છે કેઃ—

"અહુરમજદની બંદગીને માટે આતશને પવીતર જગયાઓ યાને આતશકદેહોમાં રાખીને કેબલા તરીકે માનવાનો છે, જેમ કીધાથી મોબેદોની ગંભીર બંદગીનું ફળ સપર પેહેલું હાંસલ થાય છે. આ બાબદના મુલ વીચાર વીશે આપણે તકરાર કરી ચુકયા છીએ કારણકે આ જગીઆએ (યાને આતશખાનામાં) તો ઘણું કરીને ફકત અહુરમજદની જાહેર બંદગીનુંજ ફરમાન હોય એમ લાગે છે પણ પોતાને માટે ખાનગી બંદગી દરેક માજદીયસનાન રાતરે કોઈબી જગયા ઉપર કરે છે. એ આતશની પરસતેસ એટલી બધી પવીતર ગણવામાં આવે છે કે જે મોબેદ એ પવીતર આતશની જાલવણી કરીને તેને સદા રોશન રાખે છે તેને પોતાના ખરાબ દમથી આતશ અપવીતર નહી થાય તે માટે પોતાના મોહોડાં આગલ એક "પનામ" (પદાન) આડું રાખવું પડે છે, અને તેનાથી આતશને પોતાના ખુલા હાથથી અડકી શકાતું નથી તેમજ આતશ ઉપર મુરદાં જેવી અપવીતર તથા નજીસ જણસો (હરેક જાતની નસા ભરેલી ચીજો) નાખીને અપવીતર કરવા માટે તેને (નસો બાલનારને) મોંહોતની શીખસા ફરમાવી છે. હોરમજદી આતશપરસતી તપાસીને જોતાં ખુદરતી રીતે આપણને મુસાનાં પુસતકોમાંજણાવેલી જીહોવા (યાને ખોદા) ની આતશપરસતી યાદ આવયા વગર રેહેતી નથી. જીહોવા પણ રોશણીમાં રહે છે, તેનો મહીમાજ રોશણી છે અને અહુરમજદની માફક આતશમાથી જાહેર થાય છે. તેના (જીહોવાના) ધરમગુરૂઓ પણ છ જાતના આતશો કબુલ રાખે છે જેમને તેઓ જુદદાનોના અપવીતર આતશથી જુદા ગણે છે; જેમાં પેહેલો એરોને આપેલા પેહેલા ભોગની વખતે આકાશ ઉપરથી ઉતરેલો પવીતર આકારી આતશ જે હંમેશાં બલતો રહે છે તે ઉપરથી આપણે સવાલ કરશું કે જીહોવાની આરાધના જે અહુરમજદની આરાધનાને મળતી આવે છે તે શું ફકત અકસમાતથીજ ઉતપન થઈ હશે?"

(૨૦) "એડીનબરો રીવીયુ" નામનાં અંગરેજી ચોપાંનીયાંના અકટોબર સને ૧૮૮૫ વાલા અંકમાં "ઈરાંનના અસલી રેહેવાસીઓ" એવે નામનાં મથાલાંવાલી બાબદમાં પારસીઓ આતશને ખોદાઈ નુર તરીકે ગણી માને છે તે વીશે એમ જણાવે છે કે "પારસીઓને આતશની પુજા કરવાનો જે દોશ દેવામાં આવે છે તે ખોટો છે. હાથે કરીને દવેશભાવથી અથવા તો અનજાણપણાથી તેમને એ બદનામી લગાડવામાં આવે છે. જરથોસતે આતશને કાંઈ પુંજા કરવાને બનાવીઓ નથી, પણ તેમની સનમુખ ઉભા રહી તેની સ્વચ્છતાને વખાંણી ખોદાને યાદ કરવાને બનાવીઓ છે. પારસીઓ કદી બીડી પીતા નથી. તેઓ આતશને હોલવતા નથી. અને પાણી અથવા આતશને ખરાબ કરતા નથી. તેઓ જે કુસતી બાંધે છે તે જરથોસતી ધરમની એક ખાશ નીશાન છે. તે ઉનના ૭૨ તારોની બનાવવામાં આવે છે. એ ૭૨ તાર યજસનીના ૭૨ હાછે. તે બાંધતાં ખોદાને યાદ કરી શારાં કામો કરવાની ફરજ બતાવે છે અને વંદીદાદના પુસતકમાં સુગડાઇ, સફાઇ તથા નીતીનાં લખાંણો છે."

(૨૧) કરનલ હેનરી એસ. આલકાટે મુંબઇના ટાઉનહાલમાં પારસીઓના ધરમ વીશે કરેલાં ભાશાંણ વેલા પારસીઓને જુદદીનવાલાઓ આતશપરસત કહે છે તેના રદીઆમાં તે વીદવાને એમ કહી સમજાવયું હતું કે :—

"પારસીઓને આતશપરસત કહેવામાં આવે છે પણ તે તદનજ ખોટું છે. તેઓ તો આતશ તેમજ સુરય તથા આંવાંઅરદુઇશુર જેમાં સઘલી રોશનીઓનું ગેબી નુર તથા સઘલા જીવજંતુઓની ઉતપંતી સમાયલી છે, એમ વીચારીને અહુરમજદનું નામ આપી તેનો કેબલો કરે છે."

(૨૨) જરથોસતીઓ આતશને ખોદાઈ નુર તરીકે ગણી ખોદાની બંદગી કરે છે તે વીશે "તવારીખે તબરી"નો બનાવનાર "અબુ જાફર" નામનો એક નામીચો મુસલમાન અરબ ગ્રંથકાર પોતાના પુસતકમાં એક ઠેકાંણે એમ લખી જાએ છે કે :-

"કેઆની પાદશાહ કેખશરૂ પોતાના બાપના ખુનનું વેર લેવાને પેહેલાં અફરાશીઆબની શોધમાં નીશફલ થયો તયારે પાછો ઈરાંનમાં આવીને પોતાની સતા ચોકસ કીધી અને તયાર પછી પરવરદેગારની બંદગી કરવા કીજે તેણે આજર બાએજાનના આતશખાના તરફ પોતાનું મોહોડું ફેરવયું (યાને તયાં ગયો.)" (તબરી ફીરદોસીની આગમજ થઈ ગયો છે.)

(૨૩) ઈરાંનના શાહ નાસરૂદીનનો હીંદુસથાન ખાતેનો માજી એલચી નામદાર "મીરજા હુસન કુલીખાંન" તારીખ ૧૪મી મારચ સને ૧૮૮૬ ને દીને મરહુમ શેઠ કાવસજી બેહેરાંમજી બનાજીના આતશબેહેરાંમ શાહેબનું મકાન જોવા આવયો હતો. તે વેલા જરથોસતી ધરમ બાબે વીચાર જણાવતાં પારસીઓ આતશને એક નુરી કેબલા તરીકે માન આપે છે અને જેઓ તેઓને આતશપરસત કહે છે તે ખોટું છે તે બાબે એ નામવરે એમ જણાવયું હતું કે :—

"જેઓ પારસીઓને આતશપરસત કહે છે તેઓ એક મોટો ગુનાહ કરેછે કારણ કે પાક યજદાંની બંદગી અને અહુરમજદની પરસતેસ કરનારાઓને એમ કેહેવાથી ખુદ યજદાં અથવા અહુરમજદને એક મોટું અપમાન કરયા બરાબર છે, અને એમ બોલનાર પુરૂશ પોતે યજદાંપરસત નથી એમ પોતાને સાબેત કરી આપે છે. કુલ જહાંનમાં આતશની બરોબરી કરનારી બીજી કોઇ પણ ચીજ નથી અને આતશનો કેબલો ખરોજ યજદાંનો કેબલો છે. યજદાં સરવે વખતે અને સરવે ઠેકાંણે હાજર હોય છે પણ તેને કોઈ જોઇ શકતું નથી તેમજ આતશ (ગરમી) સદા કાલ સરવે ઠેકાંણે છે પણ તેબી જાહેર નથી. ગરમી વીનાં દુનીયાં હઇયાતી ભોગવે એ માનવુંજ ખોટું છે, માટે તે ગરમીનું મુલ (આતશ, ખોરશેદ) યજદાંની શકતી અને તવાંનાંઇનું ખરૂં પરતીનીધી છે. ખોદા છે તયાં સુધી ગરમી છે અને ગરમીથીજ દુનીયા સરજઈ છે અને ચાલુ છે. માટે એ ગરમીનાં મુલ (આતશ, ખોરશેદ) ની સેતાયસ ઘટતી અને તદન વાજબી છે. અને તેટલા માટે આતશ–ખોરશેદની સામે ઉભા રહી બંદગી કરવી એ ખોદાઈ દરગાહમાં બંદગી કરયા બરોબર છે. અને તમો જરથોસતીઓ તમારા જેહાનઆશકાર તરીકા પરમાણે ચાલી યઝદાંપરસત અને અહુરમજદપરસતનું માન ભરેલું નામ જાલવવાને ભાયગશાલી છો. ઈરાનમાં દાનેશવરો પોતાની દાનેશ તથા વીદયાના સબબથી આતશ (ગરમીનાં મુલ) ને વાજબી કારણ આપે છે, એવું માન દરેક ખોદાપરસતે આપવું ઘટારત અને સજાવર છે." આટલું કહી એ નામવરે ઘણા ગંભીર અવાજે એક ટુંક દુઆ કીધી હતી અને ખોદા પાસથી ખરા અંતકરણથી ચાહયું હતું કે

"કદીમ ઇરાનનાં નામનો આતશ સદા રોશન રહે." આ દુવા તેમના સેક્રેટરીએ ગુજરાતીમાં સરવેને કહી સંભલાવી હતી.

(૨૪) "લારડ બીશપ મીયુરીને" ઝોરાસટર એનડ કરાઇસ્ટ" એવે નામના પોતાના રસાલામાં આતશની બુલંદી વીશે ૪૦ મે સફે એમ લખ્યું છે કે :—

"હજરત જરથોસતે પેગમબરી દાવો ઉઠાવેઆ બાદ, માતર એખલા એકજ ખોદાની પરસતેશની રીતીજ સજીવન કીધી હતી એટલુંજ નહીં પણ આગલા ઇરાનીઓમાં બંદગી કરવાની જે સઘલી પાકીજેહ રાહ રીતીઓ હતી, તે રાહ રીતીઓબી એ જરથોસતે પોતાના જમાનામાં પાછી સજીવન કીધી હતી, એ રીતીઓમાં સઉથી ખાસ રીતી તે આતશને કેબલો ગણીને ખોદાતાલાની બંદગી બજાવવા બાબેની હતી, કે જે ખોદાતાલા અસલી ઈરાંણીઓના માહ બુલંદ એતેકાદ મુજબ, તમાંમ જાતની રોશની અને નુરમાંજ સદાકાલનો ગરકાવ છે. આગલા વખતમાં આતશની પાશબાની કરનાર ઈરાની ધરમગુરૂઓને "સોસીએનતો" કરી કેહેતા હતા, કે જે પુંજારાઓને હીંદુઓના ધરમ પુસતક "વીદા"'માં "આથરવાન" કરી જણાવેલા છે. હીંદુઓના "રીગવેદ" પુસતકમાં આથરવાનને આતશનો શળગાવનાર, અથવા આતશને રોશન કરનાર તરીકે જણાવેઓ છે. હવે આગલા જમાનાના રોમન લોકોબી, અસલ ઇરાન સરજમીનમાંથીજ જુદા પડીને, યુરોપના ભાગ તરફ આવી વશેલા જણાએ છે, અને પેલા બરાહામીન લોકોનું ટોલું ઇરાનથી નીકલીને હીંદુસથાન તરફ આવયું હતું તેનીબી ઘણા આગમજના વખતમાં એ રોમન લોકો જુદા પડેલા દીસે છે, અને એ રોમન લોકોબી આતશની કેબલા તરીકે પુંજા કરતા હતા. તેઓના પુંજારીઓને "ફલેમાઇનસ" કરી કહેતા હતા. અસલ "ફલેર" બોલનો માએનો આતશને સલગાવવું, અથવા રોશન કરવાનો અથવા બલતું કરવાનો થાએ છે, અને એ ઉપરથી આતશને રોશન રાખનાર, અથવા આતશની પાશબાની કરનાર સખસોને "ફલેમાઇનસ" કરી કેહેતા હતા. એવા શખસોની પાશબાની હેઠલના આતશને, કંઇબી જાતની પાક કીરીઆના અથવા ભણતરના કામ સીવાએ, કોઇબી બીજાં કામસર કોઇને આપવામાં, કે વાપડવા દીધામાં આવતા નહીં હતા. કોઇબી જાતની ગલીચ કે અપવીતર ચીજથી અથવા મરણ પામેલી લાશના અડકવાથી, અથવા કોઈ મરણ પાંમલાંઓની ઘોર આગલથી તેવા આતશને સદા દુર રાખતા હતા, તથા તે આતશના પાશબાનોબી એવીજ ચીજથી સદા અતરંગ રેહેતા હતા. જેઆરે આ આતશના પુંજારીઓ કંઈ કીરીયા કામ કરતા હતા તેઆરે પોતાનાં હાથમાં પેલો "વીલગાકાર્માટેકયુલા" નામનો રોપો અથવા દાંખરી રાખતા હતા, કે જેને જરથોસ્તી લોકો ઘારીઆ મેલે "બરશમ" કરીને કહે છે. અને એ આગલા વખતના રોમન લોકોના પુંજારીઓ એટલી બધી ચોખાઇ અને પવીતરાઈ વાપડતા હતા કે, બદનપરનાં કાપેલાં બાલ અથવા નખોબી ખાડા ખોદીને જમીનમાં દાટતા હતા. હવે પારસી લોકોના વંદીદાદની ૧૭ મી ફરગરદમાંબી એવુંજ ફરમાન જણાવેલું છે,—અને દાદાર અહુરમજદે જરથોસતને એમ ફરમાવેલું છે કે, "એ જરથોસત, કાપેલાં બાલ તથા નખ દુરની જગાપર લેઇ જઇને, ખાડો ખોડીને દાતવાં જોઇએ છે." આગલા વખતના રોમન લોકો, જે પુંજારીઓને "ફલેમેન" કરી કહેતા હતા, તેવા શખશોને હીંદુ લોકો "બરાહામીન" કરીને કહે છે એ · એક બીજાને અછી રીતે એક મલતું આવે છે. અને "બરાહામા" અથવા "ફલામા" નો અરથબી આતશ અથવા બલતાંનો થાય છે. એક નીરમલ અને પાકીજેહ આતશનું નુર અથવા-રોશની તે પરવરદેગારના અશલ નુરના કેબલા તરીકે ઘણીજ બરોબર રીતે માનને લાયક છે, કે જે પરવરદેગાર પોતેબી એક સદાકાલનું ઝલકતું નુર છે. જે ધરમગુરૂઓ અથવા પુંજારીઓ તે આતશની પાશબાની કીજે

રહે છે, તે પુંજારીઓઓબી ગોયા ખુદ પોતાને હીલતા ચાલતા આતશના શોલા તરીકે ગ-ણીને શરવે પરકારે પોતાનાં તન-મનને પવીતર અને સફાઇદાર હાલતમાં રાખવાં જોઇએ છે, તે પાક ખોદાતાલાના નુરને સદાકાલ ઝલકતું અને સફાઈદાર રાખવા ફીને, જે સહુથી સારી તથા સુફી અને સુગંધી ચીજોની અગત હોએ છે, તે અગતની ચીજો પુરી પાડવા ફીને, તથા બંદગી અને ફીરીઆ કામો કરવા ફીને, પેલા પુંજારી અથોરનાનોએબી પોતાના તન-મનને સદા નીરમલ અને પવીતર હાલતમાં રાખવાં જોઇએ છે. પારસીઓની આત-શની આરાધનાં તે મુરતી પુંજા છે, એમ વીચારવાથી હું ઘણો વેગલો છું. જે કોઈ પાર-સીઓને માથે આ અતી ઘણા હીના ગુનાહનો વાંક મેલે છે, તેઓ સાબેત તો કરી શકતા નથી કે પારસીઓ આતશ અથવા આફતાબને ખોદા હોય તેમજ માને છે. માટે આવો વાંક મુકનાર બદબોઇના અતી ઘણા ધીકારવા જોગ અપરાધનો ખચીતજ ગુનેહગાર થાય છે."

(૨૫) રેવરંડ ડાકટર મેકાલિસટર નામનો એક અમેરીકન ધરમગુરૂ પોતાની દુનીયાની મુસાફરીવાલાં પુસતકમાં "એક નવાઈ જેવી કોમની રાહ રસમોનો હેવાલ" એવાં મથાલાં તલે પારસીઓ વીશે લખતાં તેઓ આતશપરસત નથી પણ ખોદા પરસત છે એમ જણાવતાં લખે છે કે:—

"તેમના ધરમનાં ફરમાનો પોતાનાં કામોથી બરોબરી કરી બતાવવાની નેમ તેઓ રાખતા હતા. અમે જે તેઓ વીશે વાંચીયું હતું તે પરમાણે તેઓ કંઇ આતશપરસત ન હતા એમ તેઓ (પારસીઓ)એ અમારી ખાતરી કરી આપી. પોતાથી જુદો ધરમ પાલનારાઓ વીશે કેટલાકો કેવો ખોટો ખયાલ ઉતપન કરવાની તજવીજ કરે છે તેનો વીચાર કરી અમે ખેદ પામયા. દુનયાના પેદા કરનારની અખુટ રોશણીનાં એક ચીનહ તરીકે તેઓ આતશને માન માતર આપે છે, અને તેને ખોદાની બંદગી કરતી વખતે હાજર રાખે છે."

(૨૬) મી૦ ડબલીયુ. એસ. કેન. નામના એક જાણીતા અંગ્રેજ મુશાફરે "પીકચરસક ઇંડીઆ" એવે નામનાં પુસતકમાં પારસીઓ વીશેનો હેવાલ આપતાં તેઓ આતશપરસત નથી પણ ખોદા પરસત છે એમ જણાવતાં લખે છે કે, "પારસીઓને કોઈવાર આતશપરસત કહે છે, જે બોલ તેમને માટે તદન ખોટો છે અને જે તેઓ ખરી રીતે અને ઘણા જોસ સાથે તુચછકારી કાઢે છે. તેઓ એકેશ્વરી એટલે એકજ ખુદાને માનનારા છે. તેમના ધરમ પ્રમાણે ખુદા, તે નેકી, પવીતરાઇ, અમરફીરતી, ઝલકાટ અને આકાશી જીંદગીનો અવતાર છે, અને તેથી પારસીઓ બંદગી કરતી વખત સુરય, આતશ અને પાણીને ખુદાની સરવો-તમ પેદાયશ સમજી તેઓ તરફ પોતાનું મોહ ફેરવી ઉભા રહે છે. તેમનાં બંદગી કરવાના પવીતર મકાન (આતશબેહેરાંમ)ના અંદરના ભાગમાં તેમના પાક કેબલા સીવાય કાંઈ પણ હોતું નથી. જે આતશ તેઓ આ મકાનમાં રાખે છે તેને કદીબી બુજાવી દેવામાં આવતો નથી. જે ઓરડીમાં તેને રાખવામાં આવે છે તેમાં તે સીવાય બીજુ કસુંબી નજર આવતું નથી એટલે સુધી કે તયાંની દીવાલો પણ ફ્રાકટ સીંગારથીબી નીરાલી હોય છે."

(૨૭) મી૦ ફરધીસન નામનો એક અંગ્રેજ વીદવાન ગ્રંથકાર કે જેણે ઇમારતો સં-બંધી તવારીખનું એક પુસતક બાહેર પાડીયું છે તેમાં પુરાતમ એરીયન ટોલાંના ધરમ વીશે લખતાં તેઓ આતશને ખોદાનો કેબલો તરીકે ગણી માન આપતા એમ જણાવતાં લખે છે કે:—

"એરીયન (પાને પુરાંતમ ઇરાંની) લોકોનો ધરમ એક ખોદાને માનવાનો હતો, અને તેઓએ એવું વીચારીયું કે, આએ પુરથવીમાં ખોદાને થોડી ઘણીબી મલતી કોય બીજી ચીજ હોય તો તે આતશ છે. તેથી આતસને તેઓએ ખોદાનો કેબલો કરી માન આપીયુ. એ રીતે

આતશની પરસતેસ પુરાતમ વખતથી તે હાલના જાત જાતના એરીયન લોકોના અસલ વડ-વાઓથી સરૂ પામી છે."

(૨૮) મી૦ આર. એમ. મારટીન નામના એક અંગ્રેજ વીદવાને "બરીટીસ હીંદુસથાંન-ની તવારીખ" લખી છે તેમાં સફે ૨૯૪–૨૯૫ માં જરથોસતીઓ આતશને ખોદાનું નુર તરીકે માંની કબલો કરે છે તે વીશે એમ જણાવે છે કે :—ઉંચી તોખમના (પારસી) લોકો ગોલામીપણા તથા.........ખરાબ મહજબનાં કરતાં ને આપઅખતીયારીને તથા પોતાના પવીતર ધરમને વધારે ચાહતા હતા; માટે મુસલમાન લોકોએ ઇરાંન ફતેહ કરવા પછી પારસીઓ સાતમી સદીમાં ઈરાંન છોડીને પરદેસ ગયા અને પાક આતશ કે જેહને સુરજની અલાંમત અને તેટલા સારૂ ખોદાતાલાની અલામત અથવા નીસાન કરી માને છે તે આતશને પોતા સાથે લઈ ગયા; અને ખોદાતાલા કે, જેહની કસી સુરત નથી તેની સરવેથી સારી અને ઉમદા હીધાંની અથવા કેબલો એ રોશની છે એવું તેઓ (યાને પારસીઓ) માંને છે."

(૨૯) સર વીલીયમ આઉસલી નામનો નામાંકીત ઈરાંન દેશનો મુસાફર પોતાનાં પેહેલાં પુસતકના તરીજા બાબને સફે ૧૦૨ માં પારસીઓ આતશને એક ખોદાઈ નુર તરીકે સમજી કેબલા તરીકે માને છે તે વીશે એ વીદવાન એમ લખે છે કે :—

"હીએટ જણાવે છે તે મુજબ એક પસંદ કરેલો ટોલો જે ઇમરાઈલના એસ કબીલાનો હતો તેમને કેલવણી આપનારા એક નચાય સાસતરીને ખુદરત તરફથી જે બસારત થઇ હતી તેનાં (યાને ખોદાનાં) ફરમાનોની તાબેદારી ફકત એ (પારસીઓના) ધરમગુરૂઓ પોતાની બંદગીની જગયામાં હમેશાં આતશ રોસન રાખવાના કામમાં મસગુલ રેહવાથી કરતા હતા. ઇરાંનનાં આતશખાણાંઓને ફકત ખોદાતાલાની માન ભરેલી યાદમાં રોસન રાખવામાં આવતાં હતાં. એજ મુઆફીક જરદીહસત અથવા જરાતુસતની હાલની દીનવાલાઓ જેવા હીંદુસથાન તથા પોતાનાં શવદેશ ઇરાંનના મુલકોમાં વસે છ, તેઓબી એક ખોદાને આરાધવા માટે આતશનો કેબલો કરવા શીવાએ બીજી કોઈબી મકશદ રાખતા નથી."

(૩૦) "મી૦ એડવર્ડ કલોડ" નામનો વીદવાંન ગ્રંથકાર "ધી ચાઇલડહુડ ઓફ રીલીજીઅનસ" એવે નામનાં પોતાનાં પુસતકમાં એક ગંમ આતશ વીશે એમ જણાવે છે કે :—

"જરથોસતીઓ દેહેડાં અથવા મુરતીઓ બનાવતા ન હતા, અને આતશને એક ઘેરી લીધેલી જગયામાં બલતો ચાલુ રાખવામાં આવતો હતો, અને તેની આગલ મુખ્ય ક્રીયા કામો કરવામાં આવતાં હતાં.

"હજુરબી પારસીઓ જયારેબી તેઓ બંદગી કરે છે ત્યારે રોશની આપતી ચીજો જેવી કે સુરજ અથવા આતશ તરફ મોહડું કરે છે, અને રખેને તે આતશ પોતાના દમથી કરી અપવીતર થાએ તેને સારૂ જયારે ધરમગુરૂઓ આતશની નજદીક જાએ છ ત્યારે પોતાનુ મોહડું ધાંકે છે (પદાંન બાધે છે) તેમ છતાં પારસીઓ આતશ પરસત છે એમ કહેવું તદન ગલત છે, તેઓ આતશને ફકત એક ખોદાની શકતીનું નુર દેખાડનાર તરીકે ગણે છે અને એમ ધારીને માન આપે છે."

# વધારો.

---

## આગલા ત્રણે ભાગો છપાઇ ગયા પછી એ ત્રણે ભાગોને લગતું બીજું વધારે મલી આવેલું લખાણ.

(૧) "ઓનરેબલ ચારલસ ટી. પોસતન" નામનો અમેરીકાનો એશીઆને લગતો એક માજી કમીશનર જેણે ઇ. સ. ૧૮૬૯ માં ચીન, જાપાન અને હીંદુસતાન ખાતે જે મુસાફરીઓ કરી હતી તેના હેવાલની નોંધ એકઠી કરી છપાવી છે; વલી તેણે અમેરીકા જવા પછી પારસીઓ વીશે, તેઓની ચાલ ચલણ વીશે અને તેઓની રીતભાંતો તથા ધરમ વીશે એક ભાષાણ આપયુ હતુ, જે ભાષાણ, તેણે ખાનગી આસામીઓમાં વહેચવા માટે, એક ચોપાનીયાના આકારમાં ઈ. સ. ૧૮૭૭ સાલમાં બાહેર પાડયુ હતુ, તેમાં ભાષાણ કરતા પારસીઓને "સુરજની આરાધના કરનાર" તરીકે ઓલખાવી તે કહે છે કે:—

"એશીઆના ઘીચ વસતીવાલા શેહેરોમાં હજારો લોકો સાથે સંબંધ વહેવારમાં આવવાથી જીવ કંટાલો ખાએ છે, અને ખુદરતની દોસતી (એકાંતવાસ) માટે તલપ તલપ કરે છે. જો તમો સુરજ અસત પામતી વખતે મસાલાના તાપુની પવનની થંડી લેહકી ચોરવાને આસપાસ ફરો, તો એશીઆ ખડના સરવથી વધારે અચંબો પમાડનારા લોકો તમારી નજરે પડશે.

"એ લોકો તે પારસીઓ છે, જેઓ સુરજની આરાધના કરનારા ઇરાણીઓછે, અને જેઓ પુરાતમ કાલમા થઇ ગયલા જરથોસત (જેણે મેજાઇઓને ધરમ શીખવીઓ હતો તે)ની પુઠે ચાલનારા છે. એક લગભગ નાશ પામેલી કોમના બાકી રહેલા અને ભેદભરમોથી ભરપુર ભાગને (પારસીઓને) સુરજની આરાધના કરતા જયારે આપણે કીનારા ઉપર ઉભા રહી જોઇએ છીએ, તયારે આગલા બામદાદના જમાના (જયારે સુધારાની સરૂઆત થતી હતી તેવા વખત) તરફ અને અંધારાં (જે વખતે સુધારાની સરૂઆત થઇ ન હતી એવા વખત) તરફ આપણા વીચારો દોડે છે કારણ કે તવારીખમાંથી મલી આવતાં છુટાં છવાયાં લખાણોમાંથી એ બાબદ ઉપર અજવાલુ પાડવાને ઘણુજ થોડુ મલી આવે છે.

"તેઓના ધરમને લગતાં કાનુનો ઝંદઅવસતા નામની એક પવીતર કેતાબમાં લખાએલાં છે, જે કેતાબ જરથોસતે ખોદાની આગેવાની હેઠલ રહી લખી હતી એવુ કહેવામાં આવે છે. **ઝંદઅવસતા.**—જગતના બનાવનારે તેની નજદીક આવી એ વીશે તેને સમજાવયું હતુ, એવુ કહેવાનો જરથોસત દાવો કરતો નથી, પણ કે જયારે તે "તનમયાવસથા" (ઉંડા વીચારમાં) હતો, તયારે તેનુ મન આસમાન તરફ ઉંચે ચઢયુ, અને મુખય ફરેસતાઓ (અમેસાસપંદો)નાં એક ટોલાએ, તેના મનને લગતા કાણમાં ઈશવરી ગીત ગાયુ, અને તે ઉપરથી ખોદાની મરજી શુ હતી, તે તેણે (જરથોસતે) જાણી.

"**જરથોસત.**—કરાઈસતના જમાનાની અગાઉ મેજાઇઓના ધરમ વીશે જેઓએ લખયુ છે, તેઓમાં જરથોસતના જમાના વીશે સરવથી પેહેલા લખનારા રૂમીઓ હતા. તેઓના જણાવીઆ પ્રમાણે જરથોસત કરાઈસતની ૬૦૦૦ વરસ અગાઉ થઇ ગયો હતો."

કરતા અહીંઆ જુદા જુદા લખનારાઓ જેઓએ જરથોસતના જમાના વીશે લખીઉ છે, તેઓના મત તાકી પોતે પોતાનો વીચાર જણાવે છે, કે "તવારીખને લગતી અચોકસ ગણત્રીઓ જે ઘણા ફેરફાર સાથે આપણને વારસામાં મલી છે, તેમાના કોઇબી બનાવ વીશે

વાદવીવાદ ચલાવયા વગર આપણને કબુલ કરવુજ જોઇએ, કે જરથોસત ઘણા આગલના જમાનામાં થઈ ગયો હતો, અને કે તેણે સચાઇ અને જુઠાઇ, ભલાઇ અને ભુંડાઇ, રોશની અને અંધારૂ, એ હમેશના મુલ કાયદાઓ ઉપર પોતાનો નીરમલ અને સરવેથી ચઢતે દ-રજજેનો ધરમ સથાપયો હતો, અને કે માણસ જાતને ધરમ શીખાડનાર કોઇબી શીક્ષક કે જેની નોંધો માણસ જાતે બનાવેલા વારસીક નોધોના દફતરોમાં લેવાવી ચાલુ થઇ તેના ઘણા આગમજના જમાનામાં જરથોસત થઈ ગયો હતો.

જરથોસતે ઉપદેશ કીધેલો ધરમ ત્રણ બોલોમાં સમાઇ જાએ છેઃ—

"હુમત"—સારો વીચાર
"હુખ્ત"—સારા વચન
"(હુ) વર્સ્ત"—સારા કામ

"ભટકતા 'ઈઝરેલાઇતસ' (યાહુડીઓ)ની અંદર ધોરણ (ધરમ) દાખલ કરવા માટે 'મા-ઉંત શીનાઇ'ના પાહાડ ઉપર થતાં તોફાનો વચ્ચે ખોદાએ મોઝીઝ (મુસા) ને ધરમ સમજાવીઓ અને તે પછી મોઝીઝે યાહુડીઓને તે સમજાવયો, તેમ થવાની અગાઉ આએ પૃથવી ઉપર વસનારા માણસોએ એક બીજા સાથે શી રીતે વરતવુ યાને ભલાઇ કરી ચાલવા કીજેના ઉમદા કાયદાઓ તે "પુર તેજથી ચલકતાં રોશનીનાં તતવએ" (ખોદાએ) માહાન જ-રથોસતને સમજાવયા હતા, તે તેણે લોકોમાં દાખલ કીધા હતા.

"જરથોસત પોતાના ચેલાઓને કહેછે, કે "તમો કે જેઓ મારી આગળ અહીઆં એ-કથા મલીઆ છો, તેઓ આગલ તે સરવથી વધારે ગ્નાની (ખોદા)ના ડાહપણથી ભરપુર બોલો, તે હઇયાત ખોદાની વખાણો, તે ભલા ફરેસતા (ખોદા)ના ગાયનો અને જે ઉમદા સચાઈ હુ આએ બળતામાંથી નીકલતી જોઉ છું, તે વીશે હુ હમણા બોલીશ.

"શરૂઆતમાં બે ફરેસતાઓ હતા, જેમાનો દરેકજણ એક એકને મલતી ન આવે એવી ચપલતા ધરાવતો હતો, તે 'ભલાઇ' અને 'ભુંડાઇ' હતી; આ બેમાના એક ફરેસતાની તમારે તરફેણ કરવી જોઇએ. તમો એકી વખતે બેઉ જણની બાજુના થઈ શકો નહી. તેટલાં માટે માણસ જાતને માટે ખોદાએ જાતે જાહેર કીધેલા હુકમો (ધરમના કાનુનો) તમો પાલો. તેજ હુકમો સુખના સાધનો છે.

"ભલા માણસના આતમાઓ અમરગ ફરેસતાઓ આગલ ખુશીથી જાએ છે, જયાથી તેઓ સુનેરી તખત આગળ (થઇ) બહેસતમાં (જાએ છે.)

"મરણ પછી ભલાં માણસને અશો બનાવવામાં આવે છે."

"પલેતો નામના ફીલસુફે આતમાં વીશે સમજાવયુ તેની સેંકડો વરસ અગાઉ મા-હાન જરથોસતે સુરજમાંથી મીનોઇ આતશ લાવી, તેની, અમરગપણાના ચીનહ તરીકે, આરા-ધના કરવા માંડી હતી.

"ફારીસીસ અને સેડયુસીસ" ટોલા વચેના શરીરના પાછા સજીવન થાવા વીશેના ઝઘડાથી કરી જેરૂસલમનુ પવીતર શેહર અભડાઇ ગયુ તેની લાંબો વખત અગાઉ અવસતા પરમાણે મેજાઇઓ એવુ માનતા હતા કે, જીંદગી (આતમાં) હમેશની, કોહી જવા વગરની, નાશ પામયા વગરની, કોહી વાસ મારયા વગરની, બગડયા વગરની, હમેશ હયાતી ભોગવનારી, હમેશ સુખીનુ જોર તકાવી રાખનારી રહેશે; અને રસતાખેજ થશે તે વખતે પુરતી જોરવાલી થશે, અને જીંદગીને તકાવી રાખવાના કાંઇપણ ટેકા વગર તે જીંદગીનુ અમરગપણુ રહેશે."

"મરણ પછી ભલા માણસોને અશો બનાવવામાં આવશે, અને તેઓ રોશની અને ઝલકાટવાલા મુલકમા આસીરવાદ પામેલાઓ તરીકેની સુખી જીંદગી ગુજારશે. સઘલી દુનયા

હમેશ સુધી અશો હાલતમા રહેશે; આહેરમન નાબુદ થઈ જશે, અને તેના ઉછરેલાં બચ્ચાં (ખરાબ શકતીઓ) અને જનાવરોનો નાશ કરવામાં આવશે."

"ધી તેસતેમેનટ" (ખીરીસતી ધરમની પોથી) જેથી કરી "સેંતપોલ" ને, નીયમીતપણે ચાલવાને, અશોઇથી વરતવાને અને ભવીશય માટે વાદવીવાદ ચલાવવાને કારણ મલયુ તેની સદીઓ અગાઉ, જરથોસતે ખોદા તરફથી એવુ જાહેર કીધુ હતું કેઃ—

"જયારે એક માણસ મરણ પામે છે, જયારે એક માણસ આ દુનયામાંથી કુચ કરી જાએ છે, તયારે તરણ રાત પછી જયારે 'અહુરા' (ખામદાદ) પ્રકાશતી હોએછે, અને સુરજ ઉગવાનો વખત થાએછે, તયારે ખામી વગરના તેજથી ચલકતા પાહાડો ઉપર ચઢીને, તારન કરનાર મીથર નજદીક તે મરણ પામેલાંનો આતમ પોહોંચે છે, જયારે ભલા માણસોના આતમાંઓ બેહસતમાં જવા માટેનો પાહડ ઓલંગતા હોએ છે, તે વખતે તે ફરેસતો તેમની આગળ આવે છે અને બેહસતી ફરેસતાઓને લગતા પુલ ઉપર થઇને બેહસત તરફ તે રવાનોને દોરવી જાએ છે.

તે મુખય ફરેસતો (અમેસાસપંદ) પેલા રવાનને આ પ્રમાણે કહેછે કે, "તુ ખાકી દુનયાના લોકોથી હમો અમરગી ભોગવનારાઓમાં આવયો છે, તેથી હમે ઘણા ખુશી છીએ"

"તે ફરસતો પાપીઓના આતમાને અંધારામા (દોજખમાં) હાંકી કહાડે છે."

"આતમાંની જીંદગી વીશેનો વીચાર યાહુડીઓમાં તેઓના બેબીલોનમાં કેદ પકડવા પછી ઉતપન થયો હતો.

"પારસીઓના એક પવીત્ર ગાયન (ગાહા) માં, એવી મતલબ સમાએલી છે કે, એક શરીર કે જેને મુલતતવોમાં જુદુ પાડવામાં આવયુ છે, અને હવામાં વીખેરી નાખવા આવયું છે, તે ફરીથી આખુ બનાવવામાં આવશે, એ ટુંકી નજરના માનવીને જોકે સમજ પડશે નહી, તોપણ તે સરવ શકતીમાન (ખોદા) જેણે, આસમાન અને જમીન બનાવયાં છે, અને જેણે જીંદગી બખશી છે, તેનાથી નહી બની શકે એવુ એ મુશકેળ કામ છેજ નહી.

"પારસીઓ વલી "મેસાયા" અથવા જે પેગમબર જરથોસતનો છોકરો થાએ છે, તેના ચમતકારીક રીતે આ દુનયામાં જનમ પામવા વીશે માને છે. ખોદા તરફથી તેની મરજી શુ છે, તે જરથોસતે જાહેર કીધી તે ઉપરાંત કાંઇક વધારા સાથે તે જાહેર કરશે, જેથી કરી માણસ જાતમાં સંપુરણતા આવશે, અને તે દહાડે જેહાનમાં સંપુરણ સુખનો નવો સનેહ ચાલુ થશે.

"મેજાઇઓ જે કાનુનોનો બોધ દેતા હતા, તે કાનુનો એવાં હતાં કે જીવવાલી ચીજ, તેમાં મુખય કરી માણસ જાતનું શરીર અને આતમાં, એ ચીજો ખોદાએ પવીતરગીરો તરીકે માણસના હવાલામાં સોંપી હતી, જેથી કરી તેના (માણસ જાતના) સુખમાં વધારો થાએ; અને કે તેથી શરીરને પાક અને પવીત્ર રાખવાની, અને આતમાને પાપી કામ કરવાથી વેગળો રાખવાની તેની ફરજ હતી.

"જો ખુદરતી રીતે મોહતથી માણસનુ શરીર નાશ પામે છે, તો તે માટે માણસની ફશીખી કશુર છેજ નહી, કારણ કે તેણે તો દયા આણવા જોગ નસીબને તાબે થવુજ જોઇએ, પણ જે કાંઈ ભયાનક મોહતનો ભોગ થઈ પડયુ હોએ તેને તેની અસલ હાલતમાં લાવી, તે ઝલકાટમંદ દુનયામાં તેની જીંદગી હમેશ સુધીની બનાવી તેને અમરગી બખશવી એ ખોદા કે જે સઘલી જીવવાલી ચીજોને સંભાલનાર છે, તેની એ ફરજ છે એવું વીચારવામાં આવે છે. એ પ્રમાણે રસતાખેજને વખતના માહભારત કામ વીશે અગમચેતી કરવામાં આવી છે."

# પ્રષ્નોતરાવલી–યાને ધરમને લગતા સવાલ જવાબ.

વલી એજ ગરંથ કરતા આગળ ચાલતાં જણાવે છે કે "નાના છોકરાંઓને (ધરમની) કેળવણી આપવા માટે પારસીઓના ધરમને લગતી સવાલ જવાબના રૂપમાં એક બાબદ આવી છે, જે ઝંદ અવસતાના પુસતકોનો એક ભાગ છે, અને જે જરથોસતના કાનુનો કેવાં હતાં, તેની મુલ વીગત પુરી પાડે છે. એવી બાબદમાંથીચુટી કાઢેલા થોડાક ફકરાઓ આ વકારદાએક ગણાશે.

**સવાલ**—આપણે કોણને માનીએ છીએ?

**જવાબ**—ખોદા કે જેણે આસમાન, દુનયા, સુરજ, ચંદર, તારા, ફરેસતાઓ, ચાર મુલતતવ, (આતશ, હવા, જમીન, પાણી) અને સઘલી ચીજોને પેદા કીધી છે, તેને હમો આરાધીએ છીએ, તેને હમો માનીએ છીએ, તેની અમો બંદગી કરીએ છીએ, તેની હમો મદદ માંગીએ છીએ, તેની હમો વખાણ ગાઇએ છીએ.

સ૦—શુ તમે કોઈ બીજાબી ખોદાને માનો છો. ?

જ૦—નહી. જે કોઈ બીજા ખોદાને માને છે, તે કાફર હોએ છે, અને તેટલામાટે તેના ગુજારવા પછી તેને દોજખની શીક્ષા થશે.

સ૦—આપણા ખોદાનો કેવો આકાર છે તે તમો જાણો છો ?

જ૦—આપણે જે ખોદાને માનીએ છીએ, તેને કાંઇ ચેહરો તથા આકાર નથી, તેને કાંઇ રંગ નથી, રૂપ નથી, અને તે કાંઈ ચોકશ જગાએ રહેતો નથી, તેને કોઈ રીતે મલતો આવે એવો તેનો કોઇ જોડયો નથી, તે પોતે એખલોજ એટલો બધો તો ઝલકાતવાલો છે, કે તેનુ વરણન આપણાથી કરી શકાતું નથી અથવા તો તેની વખાણ આપણાથી જોઇએ એટલી થઈ શકતી નથી, અને વલી તે શુ છે, તે આપણે સમજી શકતા નથી.

સ૦—એવી કાંઈ ચીજ છે, કે જે ખોદાથી બનાવી શકાતી નથી ?

જ૦—હા. તે પોતાના જેવોજ કોઈ બીજો બનાવી શકતો નથી,

સ૦—તમારો ધરમ કઇ જાતનો છો ?

જ૦—હમારો ધરમ ખોદાની પરશતેશ કરવાનો છે.

સ૦—આપણે આપણો ધરમ કયાંથી અથવા કોણ પાસેથી અખતીઆર કીધો ?

જ૦—તે ખરો પેગંબર જરથોસત કે જે ખોદા પાસેથી પાધરો એ ધરમ લાવયો હતો, તે જરથોસત પાશે આપણે એને અખતીઆર કીધો.

સ૦—ખોદાની બંદગી કરતી વખતે આપણે કઇ જગયાએ મોહડુ કરવું જોઇએ. ?

જ૦—તેની પેદા કીધેલી રોશનીવાલી, નુરવાલી, અને ઝલકાટવાલી કેટલીક ચીજો તરફ આપણે મોહડુ કરવું જોઇએ.

સ૦—તે ચીજો કઈ કઈ છે ?

જ૦—સુરજ, તારા, આતશ, પાણી, અને એવી ચીજો કે જેમાં તેની મોટાઇનો કાંઈ અંશ હોએ છે.

સ૦—ખોદાએ જરથોસત પાસે આપણને માટે કયા કયા હુકમો મોકલયા છે ?

જ૦—ખોદા એક છે એમ કબુલ રાખવાને; તેણે મોકલેલો પેગમબર જરથોસત છે એવું માનવાને; 'અવસતા' કબુલ રાખવાને; ખોદા ભલો છે એવુ માનવાને; તેના હુકમો બજાલાવવાને; ખરાબ કામોથી દુર રહેવાને; ભલા કામો કરવા માટે રંજ ખેંચવાને; દહાડામાં પાંચ વખત બંદગી કરવાને; મરણ પછી ત્રીજે દહાડે ઇનસાફ થશે એવું માનવાને; બેહસતને માટે આશા રાખવાને; અને દોજખ વીશે બીક રાખવાને; સઘલા માટે રસતાએજનો અને

નાશનો એક દહાડો આવશે એવું માનવાને; અને ખોદાની મરજીને તાબે થાવાને; (ખોદા તરફથી ફરમાવવામાં આવયું છે.)

સ૦—જો આપણે કાંઈબી ગુનાહ કરીએ તો શુ આપણો પેગમબર તેમાંથી આપણને મુકતી અપાવશે ?

જ૦—એવો ભરોસો રાખી કદીબી કોઇ જાતનો ગુનાહ કરતાં ના, કારણ કે આપણા પેગમબરે—આપણને ખરે રસતે દોરવનારે—ખુલ્લે ખુલ્લુ ફરમાવયું છે, કે "તમે જેવું કરશો તેવું પામશો." તમો કેવી જગયા બીજી દુનયામાં મેળવશો તે તમારા કામોથી કરી અગાડીથી નકી થએલુ હશે. જો તમે નીતી ભરેલાં અને અશોઈના કામો કરશો તો, તમોને બેહશતનો બદલો મળશે. જો તમો ગુનાહ કરશો અને ખરાબ કામો કરશો તો તમોને દુજખની શીક્ષા થશે.

જો તમે ગુનાહની તોજેશ કરશો અને તમે તમારી ચાલ સુધારશો, અને જો તે મોટો નયાયાધીસ તમોને માફ કરવાને લાએક વીચારશે તો, તે તમારી તરફ રહેમ બતાવશે, તે તમોને બચાવશે (મુકતી આપશે.)

સ૦—એવી કઇ ચીજો છે, કે જે કરવાથી એક માણસ આસીરવાદ મેલવે છે, અને ફાયદો હાસેલ કરે છે ?

જ૦—અશોઇના કામો કરવાં; સખાવત કરવી; માયાલુ થવું; નરમાસ બતાવવી; મીઠાસ ભરયા શબદો બોલવા; બીજાનુ ભલુ થાએ એવી ઇચછા રાખવી; અંતઃકરણ ચોખુ રાખવું; કેળવણી હાંસેલ કરવી; સાચુ બોલવું; ગુસો દાબી દેવો; સબુરી રાખવી; દોસતી દેખાડવી; શરમાલપણુ બતાવવું; જુવાન તેમજ બુઢા માણસોને બંનેને ઘટતી આબરૂ આપવી; પવીતराइथी રહેવું; આપણા માબાપ અને ઉસતાદને માન આપવું.

ઉપર પરમાણે સઘલુ અશો માણસોને પયારૂ છે, જયારે તે બીજા હાથપર પાપી માણસોને ધીકકાર ભરેલુ લાગે છે.

સ૦—એવી કઇ ચીજો છે, કે જેથી કરી એક માણસ નાસ પામે છે, અને નીચ પંકતીપર આવી પડે છે ?

જ૦—જુઠુ બોલવું; ચોરી કરવી; જુગાર રમવો; પારકી સ્ત્રી તરફ બદનીષ્ટાથી જોવું; દગલબાજી કરવી; ગાળ દેવી; દુષ્ટ કામો કરવાં; બીજાં માણસોનુ બુરૂ ઇચછવું; મગરૂર બનવું; ચાલા પાડવા; આલસાઇ કરવી; બદગોઈ કરવી; લોભ રાખવો; બેઅદબ થવું; બેહાઈ (બેશરમી) કરવી; તાતો મીજાજ દેખાડવો; બીજાનો માલ ખુંચવી લેવો; કીનો લેવો; મેલા રેહવું; ઉજજત કરવી; વહેમ રાખવો; અને કોઈપણ જાતના બદકાર અને સચાઇથી વેગલાં કામો કરવાં.

ઉપર પરમાણે સઘલુ પાપી માણસોને પયારૂ છે, અને અશો માણસોના દુશમન જેવુંછે."

"બંદગી.-પારસીઓ બંદગીથી ફાયદા થાએ છે એવું માને છે અને તે કારણથી તેઓ પોતાનો ઘણો વખત બંદગી કરવામાં ગુજારે છે.

દાખલા તરીકે તેઓની આ નીચલી બંદગી ઉપરથી તેઓના ધરમને લગતા વીચારો કેવા છે તેનો કંઈ ખયાલ કરી શકાશે.

"અહુરમજદ તુ મોટો નયાય શાસ્ત્રી છે, તુ કીરતીથી ભરેલો અને ઝલકાટવાલો, સરવેથી અકીઆતો, સરવથી મોટો, સરવેથી શરેશટ, અને સરવથી પવીતર, અને અંદીઠ છે. (તેટલા માટે) હુ તારી બંદગી કરૂ છું; હું તને મારી મદદે બોલાવું છું; હું તને આરાધુ છું.

"મારા કામોંથી કરી હું તને માન આપુ છું અને તારે વીશે ઉંચુ મત ધરાવું છું.
"તું મારા આતમાનો પેદા કરનાર છે.
"ઓ મારા શરીરને ઓતનાર (બનાવનાર) હુ તારી નજદીક પોંહચુ.
"ઓ, મોટા અને ગ્નાની ખાવંદ, અશો માણસને જે બદલો ઘટે છે, તે મારો બદલો હુ તારી આગલ આવી મેળવું.
"આએ દુનયામાં અને પેલી મીનોઈ જેહાનમાં ઓ ઓદા! જે બદલો તુ મને તારા સખાવતના ભંડારમાંથી આપે, તે એવી રીતનો આપજે કે જેથી કરી મારો મરતબો વધે, અને હુ તારી પવીતર આગેવાની હેઠલ અને તારા અશોઇથી ભરેલા આસરા હેઠલ હમેશના હમેશ સુધી રહેવું.
"જો મે જાણી જોઇને અથવા અંજાણપણે વીચારવા, બોલવા અને કરવામાં, તારા હુકમો પાલીઆ નહી હોએ તો, અને તેથી કરી તુંને મારાથી દલગીર થવાયો હોએ તો, હુ તારી પાસે માફી માગુ છુ, તારી બંદગી કરૂ છું, હું તારી માફી માટે આજુજી કરૂ છું.
"દુનયાના સઘલા મરદ અને ઓરતો તારી પુરે ચાલનારા થાએ એવું હું ઇચ્છું છું. પાપીઓ અશો માણસો થાએ એવી મારી દુવા છે.
"અશો માણસોની અસોઈ હમેસ સુધી તકી રહે અને સઘલી બુરાઈ નાશ પામે એવું હું ઇચ્છુ છું.
"હુ ઓદાને માનનારા ધરમને લગતો છુ.
"હુ તે ધરમની વખાણ ગાઉં છું, અને તેની વખાણ બુરાઓ આગલ જાહેર કરૂ છું, અને અશોઇથી ભરેલા શબદો કહીને, અને ખરા અંતઃકરણથી હું તે કબુલ રાખુ છું.
"જે કોઇ તે ધરમને કબુલ રાખે છે, તેની વખાણ ગાએ છે, તેની ઉપર પુરતો વીચાર કરે છે, અને (પછી) તેને પાલે છે, તેવા માણસનો ઓદા એક દોસ્ત થશે, તેવા માણસને તે એક ભાઈ તરીકે ગણશે, અને તેવા માણસના એક બાપ તરીકેની તે જગયા રાખશે, અને તે માણસના મરણ પછી તે તીજે દહાડે તેના રવાનને સહી સલામત પસાર કરીને બેહસતમાં મોકલશે.
"ઓ અહુરમજદ હું બંદગી કરવાને ચાહુ છું, કારણ કે તેમ કરવાથી મને ખુશાલી પેદા થાએ છે, હું તને આએ ખાકી જેહાનમાં આરાધુ છુ, અને પેલી મીનોઇ દુનયામાં હું તારી ઘણી બંદગી કરશ.!"
"બીજા ધરમો.-વખતના બદલાવા સાથે "સુરજના વફાદાર આરાધના કરનારાઓએ" 'બુદ્ધ'ની ઉતપંતી અને તેના રાજયનો દોર જોયો હતો, અને નુરમંદ ઓદાની બંદગી કરવાથી દુર રહયા વગર, તેને માટે બનાવેલાં સાત મારના બેહસતના ચીનહ દેખાડતાં દેવલમાંથી તેની રાખને રેવરેવ થતી જોઇ હતી. તેઓએ વલી બ્રહ્મની ઉતપતી અને તેનું જોરપર આવવું અને તેનુ જગરનાથ રથમાં બેસીને એશીઆના મેદાનમાં ધુનરો ચલાવવાનું જોયું છે, અને તેની સદંતર નાશ પામેલી રાખોડીને પવીતર ગંગા નદીએ ઘસડી દરયામા લઈ જઈ નાખવાનુ પણ તપાસયુ હતું, અને તોપણ તેઓએ હીંદુસતાનની મુરતી પુજાઓથી દુર રહીને નુર અને જીંદગી બખશનાર ઓદાની બંદગી કરી હતી.
"તેઓના ભટકતા વેપારીઓ, 'અભરામે' પીરેમીડની મુલાકાત લીધી તે અગાઉ ઇજીપતના રાજાઓના મુએલાં શરીરને સુગંધી કરવા પુરવ તરફના અતરો વીગેરે ઇજીપતમાં વેચવા માટે લઈ ગયા હતા, પણ તેઓ 'ઇજીપતના લોકો'ની મુરતી પુજા જોવાથી પોતાનો ધરમ છોડી દેવાને લલચાયા નહી, અને સઘલી સારી ચીજોનુ તતવ રોશની, જીંદગી

અને સુખનું મુલ (જે ખોદા છે) તેની આગલ ગુથણ મડીએ પડવાને માટે 'આઇસીસ' અને 'ઓસીરીસ'ની પુજા કરવાથી તેઓ (યાને પારસીઓ) દુર રહયા.

વલી તેઓએ 'કોનફુસીઅસ'ના કાનુનોને ખોદાને નહી જાણનાર એક માણસની ખાકી જેહાનને લગતી ફીલસુફી તરીકે ગણી રદ કીધા; અને તે ચાઇનીસ ફીલસુફના ધરમ તરફથી પોતાનું મોઢું ફેરવીને, તુરમંદ, જીંદગી બખ્શનાર, અને ઉતપન કરનારની બંદગી કરવાને તેઓએ ધયાન આપયું.

"તેઓએ ગંભીર 'લાઓતઝ', જેણે મનને પસંદ આવે તેવો ધરમ પાલવો એવુ જાહેર કીધું હતું, અને તે બોલ્યો હતો કે તેણે જે શીખવયું હતું તે સીવાએ બંદગી કરવા લાએક બીજો ખોદા હતોજ નહી, પણ તે (પોતાના ધરમ તરફ) વફાદાર પારસી, પોતાના હઇયાતી ભોગવતા, દમ લેતા, ખોદાની તરફેન કરે છે, અને પોતાની બંદગી કરવાની રીતને સઉ કરતાં વધારે બંધ બેસતી ગણે છે. પારસીઓનો ખોદા જે રોશની, જીવ અને જીંદગીનું મુલ છે, તે પુર તેજવાલા ઝલકાટ સાથે ઘોડો દોડાવયોજ જાય છે (યાને જરથોસતી ધરમને ધોકો પુગયા વગર સલામત હાલતમા રહયો છે.)

"માણસ જાત જે જુદા જુદા ધરમો પાલે છે તે પરમાણે તેના જુદા જુદા ભાગ નીચે પરમાણે કરવામાં આવયા છેઃ-

| | |
|---|---|
| બુદ્ધ ધરમ પાલનારાઓ... ... ... ... | ૩૧.૨ ટકા. |
| ખ્રીસતીઓ ... ... ... ... ... | ૩૦.૭ ,, |
| મુસલમાનો ... ... ... ... ... | ૧૫.૭ ,, |
| બ્રાહામનો ... ... ... ... ... | ૧૩.૪ ,, |
| ખોદાને નહી માનનારા... ... ... .... | ૮.૭ ,, |
| યાહુદીઓ ... ... ... .... ... | .૩ ,, |
| પારસીઓ ... ... ... ... ... | .૦૧ ,, |

"પારસીઓમા મરણ વખતની ક્રીયાઓ ગંભીર અને અસરકારક છે. જયારે જીવને લગતી ચીંગારી કે જે માણસ જાતના શરીરને તેજી આપી ચાલુ રાખે છે, તે ચીંગારીને 'ખોદાઇતતવ' પોતાના પાસામાં પાછી મેળવે છે (યાને એક માણસ આ ફાની જેહાન છોડી જાએ છે) તયારે તે મરણ પામેલાના દોસત આસનાવો ખુદરતી રીતે તેના બીછાનાં આગળ એંચાઈ એકઠા થાએ છે. જયારે તે દરદીની સારવાર કરનાર તબીબ તે પારસીની હાલત વીશે નીરાશા જાહેર કરે છે, અને કહે છે કે તેનો (દરદીનો) અમરગ આતમાં શરીર છોડવાની તઇયારી પર છે, તયારે એક ધરમ ગુરૂ તેના બીછાના આગલ આવી તે મરણ પામતા માણસને (અવસતા ભાષામાં) એમ કહે છે કેઃ—

"ખોદાની મરજી તેના હુકમ, અને જરથોસતના ખરા ધરમના ફરમાનો વીરૂધ તેં જે કાંઈબી કામો કરયાં હોએ તે માટે તે સરવ શકતીમાન ખુદા તુને માફ કરે.

"તે દયાલુ ખોદા તુ જે જેહાનમાં હમણા દાખલ થનાર છે તયાં તુંને એક ભલું અને સુખનું રહેઠાન (બહેસત) બખ્શે અને તારા આતમાં ઉપર રહેમ રાખે."

"મરણ પછી તીજે દહાડે મરનારના દોસતઆસનાઓ તેના ઘેર આગલ એકઠા થાએ છે, અને તયાંથી પાધરા અગીઆરીમાં (ઉઠમણુ કરવા) જાએ છે.

"મોબેદો આફરગાનીઆ પાસે ઉભા રહી આતશ ઉપર ખુશબો બાલતા મરનારના આતમાં માટે (ધુપ નીરંગની) બંદગીઓ કરે છે.

"મરનારનો છોકરો અથવા પાલક વડા દસતુર આગલ ગુઠણ મડીએ બેસી, મરનારને માટે સઘલાં ધરમનાં ક્રીયાકામ કરવાને વચન આપે છે.

"મરનારના દોસત આસનાવો ઉઘરાનાનુ એક 'લીસટ' પોત પોતામાં ફરતુ કરી તેમાંથી મરનારને નામે ધરમ ખાતામાં તે રકમ આપે છે, અને તે પછી શોક દુર કરવાની અથવા મરણારને તારણ કરવાની કીરીયા પુરી થાએ છે.

"જે દહાડે મરનારનુ મોહત નીપજ્યુ હોએ તે દહાડે દર વરશે મરનારની યાદગારીમાં (બાજનુ) ભણતર કરવામાં આવે છે.

"મરનારના માનમાં તેના ઘરમાં (મુકતાદનાં દાહાડાઓમાં) એક લોહોડાંની માંચી ઉભી કરી તેમાં ફુલોની કલીઓ, અને છોડવાઓ ઓશવામાં આવે છે.

"આ માચી નજદીક ઉભા રહીને દહાડામા બે તરણવાર ભણતર કરવામાં આવે છે.

"આ કીરીઓ કરવાના કામને મરણ પમેલાંઓ માટેની મુકતાદની 'કીરયા' તરીકે ઓલખવામાં આવે છે."

કરતા વલી સમાપત કરતી વખતે બોલે છે કે "હુ આશા રાખુ છુ કે જે ફકરાઓ મેં બતાવયા છે, તે ઉપરથી એશીઆ ખંડના સુરજને માનનારાઓ (પારસીઓ) માતર મુરતી પુજક લોકો કરતાં વધારે ચઢતી હાલતમાં ખોદાને માનારાઓ છે, એવી તમારી ખાતરી થઇ હશે કે તેઓ (પારસીઓ) એક નીરમલ અને બુલંદ ધરમને માનનારા છે, જે ધરમ ઘણો પુરાતમ હોવાને લીધે અને જે હાંદેસાઓ તે ઉપર પડીઆ છે તેમાંથી સહીસલામત તકી રહેવા માટે તેની તરફ માનની નજરથી જોવું ઘટે છે.

"પારસીઓ સુરજને ખુદાની સરવથી ઝલકાટમંદ બનાવત તરીકે, તેની (ખોદાની) યોખાઇની ઇધાની તરીકે, તેના તેજની આરસી તરીકે, તે સરવ શકતીમાન છે તેના પુરાવા તરીકે, અને તેની મરજીને આધીન થઇ હદ વગરની દુનયાઓ તેઓના ગરહો તરીકે ફરવાના ગોલ કુંડાલામાં થઇને સુરજની આસપાસ ફરે છે, તે સુરજને પાદશાહી તખત તરીકે ગણી આરાધે છે.

(૨) "ધી અનરાઇવલ હીસતરી ઓફ ધી વરલડ"નામે દુનીઆની તવારીખ "મી૦ ઇઝરાએલ સમીથ કલેર" નામના વીદવાને અમેરીકાના યુનાઇટેડ સતેતસને લગતાં ચીકાગો શહેરમાં ઇ. સ. ૧૮૮૯ માં પરગટ કરી છે, તે પુસતકના પહેલા વાલમમાં સફે ૨૪૮ મે ભાગ ૪ થાના મથાલા હેથલ કરતા જરથોસતી ધરમ વીશે નીચે પરમાણે જણાવે છે:—

"ઇરાણને લગતો માહાન ધરમ, જે બેકતરીઆના રહેવાસીઓ, મીડીઅનો, અને ઈરાણીઓ પાલતા હતા તે ધરમ પુરાંતમ જમાનાના બેકતરીઅન ઓલમા પેગમબર જરથુસત્રે અથવા જરથોસતે સથાપયો હતો. અને તે ધરમને લગતી પવીતર કેતાબનુ નામ 'ઝંદ અવસતા' કરી આપ્યું હતું. તેને ખોદા તરફથી સંદેસો આપી મોકલયો હતો, એવુ કહેવાને જરથોસત દાવો કરતો અને એવું કહેતો હતો કે તેના ખોદા તરફથી વારંવાર એ માટે બસારત થતી હતી; તેણે તે ધરમ પોતાના લોકોની આગળ કવીતા (ગાથા) રૂપમાં જાહેર કીધો હતો, અને બેકતરીઆના લોકોએ તે ધરમ ખોદાઇ છે એવુ કહેવાને પસંદગી બતાવી હતી, જે પછી એ ધરમ બીજી ઇરાણી પરજાઓમાં આસતે આસતે ફેલાવો પામયો હતો. કાઇસતના જનમ પછીની સાતમી સદીમાં જયારે મુસલમાનોએ જુલમ કરી ઇરાણીઓને તેઓના દેશમાંથી હાંકી કાઢયા તયાં સુધી તે ધરમ ઇરાણી લોકોએ પાલયો હતો. હીંદુસતાનમાં આવેલા ગુજરાત પરાંતમાં અને મુંબઈ (શહેર)માં વસતા પારસીઓ જેઓ અસલી ઇરાણીઓના વંશજો છે, અને જેઓએ મુસલમાનોના જુલમાતથી કરી ઇરાણથી નાહસી આવી તયાં આસરો લીધો હતો,

તેઓ હાલ એ ધરમ પાલે છે. મીડીઅન અને ઇરાણી રાજાઓએ અહુરમજદના ફરમાબર દારો તરીકે, આતશ અને સુરજની ખોદાઇ કેબલા તરીકે આરાધના કીધી હતી, અને તે દુષ્ટ આહરેમનની પેદાશની સામે થયા હતા. દરેક પેદા કીવેલાં પરાણીઓ માટે નીમી આપેલુ એક એક ફરોહર હોએ છે. જરથોસતની પુઠે ચાલનારાઓએ ફરેસતાઈ તતવોની દરેક ઠેકાણે આરાધના કરવી જોઇએ."

ગ્રંથ કરતા સફે ૨૫૦ મે જરથોસતના જમાના વીશે જુદા જુદા વીદ્વાનોનાં મતો તાંકી પોતના વીચાર જણાવતા એમ કહે છે કે:—"જોકે જરથોસતની જીંદેગાની અંદરના બનાવો સંબંધી આપણને કશુબી માલુમ પડયું નથી, તોપણ તેના નીતીથી ભરેલા ધરમની અસરે કરી ઘણીક સદીઓ સુધી બોહલા મુલકોમાં વસતી જુદી જુદી આરય જાતોના મન તેણે જીતી લીધાં હતાં. નીતી પાલવામાં, માણસ જાતને છુટાંપણું બખશવામાં, અને માણસ જાતની હાલત ચઢતી પંકતીએ મુકવાના હીતમાં તેના ધરમે તરફેણ ખેંચી હતી. ખરાં અને ખોટાં વચેના હમેશના તફાવતની ઉપર જરથોસતે પોતાના ધરમનો કાયદો સથાપયો હતો. તેટલા માટે તેનો કાયદો નયાય સાસ્ત્રના કાયદા જેવો હતો. જે પરમાણે ગણીએ તો સાચુ બોલવામાં, ફરજ અદા કરવામાં અને ખરાં કામો કરવાંમાં બુલંદ નેકી સમાઇ જાએ છે. તે (જરથોસત) એવુ કહેતો હતો કે સારા અને નરસા વચેના એક હમેશના ઝઘડા વચે રહી (સારાની તરફેન) કરવાથીજ મુકતી મેલવી શકાશે.

"ઝંદ અવસતામાં લખાએલો આખો ધરમ જરથોસતના નામની આસપાસ વીંટલાએલો છે (એટલે કે તે આખા ધરમમાં જરથોસતનું નામ વારે ઘડીએ આવે છે.) યસતની અંદર આવેલો 'ગાથા' નો ભાગ જે સઉથી પુરાતમ કેતાબમાંની બીજી કેતાબ છે, તેમા જરથોસતને પવીત્ર જરથોસત અને વીચાર, આચાર, અને કામ કરવામા ભલો તરીકે ઓલખાવેલો છે.

"જરથોસત એવુ કહેતો કે, બુરી શકતીઓ, અંધારામા રાજ્ય કરનારા (બુરા દેવો) અને ખરાબીના આતમાઓ તે ચમતકારીક દુનયામાં ભલી શકતીઓ સાથે ચાલુ ઝઘડામાં રોકાએલા છે. રોશની અને અંધારાંની ઉપર મવકલ કરેલી શકતીઓ વચે હમેશનો ઝઘડો ચાલુ રહેતો હતો, એવુ તે મકમપણે માનતો હોવાથી, તે લડાઇમાં સામેલ થઇને અહુરમજદ જે ભલો ખોદા છે તેની તરફથી અંઘરોમૈનયુસ, જે બદકાર અને ફાંદામા નાખનારી બુરી શકતી હતી, તેની સામે લડવાને તેણે સઘલા ભલા માણસોને આગ્રહ કીધો.

"અંઘરોમૈનયુસ જે સઘલાં બુરાં કામોનો કરનાર હતો, અને જે અહુરમજદની સામો થવામાં હમેશનો રોકાએલો રહેતો હતો, તેણે અહુરમજદે પેદા કીવેલી ભલી ચીજોનો બગાડ તથા નાશ કીધો હતો, તથા તે નીતીને લગતી બદીઓ તેમજ શરીર સંબંધી દુ:ખો પેદા કરનાર હતો. તેણે જમીનને ઉજડ કરી નાખી, તથા તેમાં કાંટા કચરા અને ઝેરી રોપાએ ઉગાડયા, તેણે ધરતીકંપ, તોફાન, કરાં, વાદલ વીજલી સાથની ગરજના પેદા કરયાં, તેણો દુ:ખો અને મરણો, દુકાલ અને મરકી, લડાઈ અને હુલડો પેદા કરયા, તેણે વલી જાદુગરી, ખુન, અને નાસતીકપણુ, અને માણસોમાં એક બીજાનુ માંસ હાર કરવાનુ દાખલ કરયુ, તેણે વલી જંગલી અને ઝનુની પ્રાણીઓ, સાપ, દેડકા, ઊંદર, મચ્છર વીગેરે પેદા કરયાં. ભલાઓની સામે થવાને તે બુરાઓને હમેશ ઉસકેરતો હતો, અને દરેક કાવાદાવા સોધી કાઢી બદીને નેકી ઉપર ફતેહ આપવા ઇચ્છતો હતો.

"જરથોસતનો ધરમ સુરતી પુજાથી તદનજ નીરાલો હતો.

"પોતાનો પેદા કરનાર જે ભલો અહુરમજદ હતો તેના હુકમને તાબે થાવાને અને આહરેમન અને તેના ખરાબી કરનારા પ્રાણીઓ સામે આતુરતાથી લડાઇ કરવાને દરેક મા-

ણસ જાત ફરજથી બંધાએલો હતો. તેણે તો અશોઇથી રહેવાનુ, ચોખાઈ વાપડવાનું, સાચુ બોલવાનુ તથા ઉદયોગીપણે રહેવાનું હતું.

"તેણે તો અહુરમજદને ખરા ખોદા તરીકે જાહેર રીતે કબુલ રાખવાનું અને અમેશાસપંદોની અને યજદોની આરાધના કરી તેઓને માન આપવાનું હતું.

ધરમના કલામો ભણીને, (ખોદાની) વખાણ ગાઇને, (તેનો) ઉપકાર માનીને, ખોદાઇ ગાયન (ગાથા) ગાઇને, અને વારંવાર હોમની કીરીયા કરીને તેની બંદગી કરવાની હતી—આ હોમ તે હોમના પાલાનો રસ હતો, જે પહેલાં આતશને અરપણ કરવામાં આવતો અને (યજસનેની) કીરીયા કરનાર મોબેદ તેમાંથી થોડોક ભાગ પીતો, અને બાકીનો જથો જજમાનોને વહેચી આપતો.

(૩)"મી૦ જ્યોરજ રીપલી અને મી૦ ચારલસ. એ. દના" નામના બે અમેરીકન વીદવાનો જેઓએ "ધી નયુ અમેરીકન સાઇકલોપીડયા" નામે એક ગ્રંથ બાહેર પાડયો છે, જે ગ્રંથ કટકે કટકે બાહેર પડયો છે, તેના ઈ. સ. ૧૮૬૨ માં બાહેર પાડેલાં આંઠમા વાલમમાં સફે ૫૪૯ મે જરથોસતી ધરમ વીશે નીચે પ્રમાણે તારીફ કરતાં તેઓ કહે છે કેઃ—

"જરથોસ્તી ધરમ એક ખોદાને કબુલ રાખે છે, કે જે ખોદા સરવ શક્તીમાન, અંદીઠ, વગર આકારનો, પેદા કરનાર, રાજય કરતા, અને જગતને સંભાલનાર તથા છેવટનો ફેસલો કરનાર જડજ છે તે અહુરમજદના નામથી ઓલખાએ છે. અહુરમજદે ઘણાક ભલા ફરેસતાઓને માનસ જાતના ભલા માટે તેના તરફથી કામ કરવાને પેદા કરયા, અને દરેક ચોક્સ માણસ, પ્રાણી અને જીવ વગરની ચીજોની સંભાલ લેવાનુ તે દરેક ફરેસતાને સોંપવામાં આવયું. ખરેખર અહુરમજદ સીવાએ કોઇબી પ્રાણીને માનવાનુ અથવા મુરતી પુજા કરવાનું તે ધરમમાં ઘણુ ધીક્કારી કાઢવામાં આવયુ છે; પણ આતશ તથા સુરજ જેઓ તે માહાન પેદા કરનારની મોટાઇ વીશે ખયાલ આપનારા છે, તેઓને માન આપવાનુ ફરમાવયુ છે. અહુરમજદ જે સઘલા સારાંનું મુલ છે; અને આહેરમન કે જેથી સઘલી બદી ઉતપન થાએ છે, તે અહુરમજદની સામે છે. ભલા ફરેસતા (અહુરમજદ)ની બંદગી કરવી, અને તે બુરાને (આહેરમનને) ધીક્કારવો એ પારસીઓના ધરમની મુલ બાબદો છે. બંદગી કરવાને, તાબેદારી કરવાને, મહેમાનદારી બજા લાવવાને, બખશીસ આપવાને, પાકદામાન રહેવાને, અને પુરવ તરફના મુલકોમાં સચાઈ જેવી નીતી જે કદાચજ માલમ પડે છે, તે સચાઇ પાલવાને આગ્રહ કરવામાં આવયો છે. અને અદેખાઈ કરવાથી, ગુસસો બતાવવાથી, મારામારી કરવાથી, બીજાજને કાબુમાં ન રાખવાથી, કીનો લેવાથી, એક કરતાં વધુ બાયડી કરવાથી દુર રહેવાને સખત બોલોમાં ફરજ પાડવામાં આવી છે, અપવાસ પાલવાનુ અને કુમારી જીંદગી ગુજારવાનુ એ અહુરમજદને નાખુશ કરનાર છે, એવું જણાવવામાં આવયું છે. જે પવીત્ર આતશ જરથોસત બહેસતમાંથી લાવયો હતો, તેને એક પવીત્ર જગયાએ હમેશાં બલતો રાખવામાં આવયો છે, અને તે ઉપર નમુનેદાર બળતણો અને સુગંધી લાકડાઓ મુકવામાં આવે છે. એ આતશને પારસીઓ પોતાની સાથે હીંદુસતાન લઇ ગયા હતા, અને તેઓ ખાતરીથી જણાવે છે કે, તે કદીબી બુજાઇ ગયો નથી. તેઓ કદીબી ચેરાગને મોહોડાની ફુકે કરી બુજાવી નાખતા નથી, એવુ સમજીને કે મોહડાંના દમથી કરી આતશ અપવીત્ર બને છે. બંદગી કરવામાં, ગાથા ગાવામાં, આતશખાણાઓમાં આતશની જાલવણી કરવામાં, અને ધરમને લગતાં કીરીયાકામો કરવામાં તેઓના ધરમગુરૂઓ પોતાનો સઘલો વખત ગુજારે છે એવું માનવામાં આવે છે. તેઓની પદવી દરેક ઉમેદવારો માટે ખુલ્લી છે, પણ વંશપરંપરા (ઉતરી આવતી ઓલાદના લોકોજ) મોબેદ થઈ શકે.

જરથોસતી ધરમના કાનુનોનો સઘલો સમાવેશ ઝંદ અવસતા નામની એક પવીતર કેતાબ જે જરથોસતે ખોદા પાસેથી મેલવી હતી તેમાં થએલો છે."

---

# વરતમાન પતરોના મત.



EXCELLENCE OF THE ZOROASTRIAN RELIGION.—Mr. Dadabhai Khurshedji Dordi, a Parsee priest, has recently published a small book on "The Excellence of the Zoroastrian Religion." The object of the compiler has been to make a collection of opinions expressed by persons of various degrees of eminence on the Parsee religion. The collection is large and various, and as it extends over a period commencing from the time of Herodotus down to the latest utterances of the modern globe-trotter, it can easily be understood that Mr. Dordi must have expended on his work an uncommon degree of assiduity and research. He has taken care to include in his book the opinions of non-Parsees only, thinking that they are likely to carry more weight on account of their being not open to the supposition of partiality. The testimonies preponderate in favour of the view that the Parsee religion, as preached by Zoroaster, is a pure Monotheism, and that those who have asserted that it enjoins the worship of natural objects have said so either from ignorance or spite. Oriental scholars, like Dr. Haugh, Professor Spiegel, and Dr. West agree in this view. Professor Spiegel says, the commencement of human civilization dates from the Zoroastrian era. It is not only that the compiler's researches have carried him back to the earliest times, but it is worthy of note that the opinions quoted by him are those of men of various creeds and nationalities. He quotes, for instance, the Greek historian Herodotus, who says the Iranians did not worship images, and the Roman historian Pliny, who calls Zoroaster a philosopher of philosophers. He finds a place for something handsome said of "the Bacterian sage" by Lord Byron on the one hand, and by Kavi Narmadashankar, called by his ardent admirers the Byron of the East, on the other. There is a quotation from Sir Richard Temple's Town Hall lecture on the Parsees whom, it will be remembered, he delighted by speaking of their blue blood, and another from a flattering panygeric pronounced on their religion by Colonel Olcott, the Theosophist nearly ten years ago, when this city was the head-quarters of Madame Blavatsky. Not the least remarkable feature of the publication are extracts given from the writings of Christian missionaries. Among the numerous opinions of these gentlemen quoted by Mr. Dordi is that of the Rev. Dr. John Wilson, the well-known missionary, who in his day had fought many a hard battle with Parsees and others on religious questions. Speaking of the original separation of the Aryans, he says that the cause of it was that the Iranians were scandalized by the worship of images carried on by the ancestors of the Hindoos, as it was opposed to the teachings of Zoroaster. Mr. Dordi's compilation is very interesting, and reflects great credit upon the author's zeal and industry.

*Times of India, 17th November* 1891.

---

"EXCELLENCE OF THE ZOROASTRIAN RELIGION."—Mr. Dadabhoy Cursetjee Dordi, a well-known Parsee priest, has published a book, entitled the "Excellence of the Zoroastrian Religion". This book contains valuable collections in Gujerati of opinions expressed by a number of eminent writers, ancient and modern, on the excellence of the Zoroastrian Religion. The compiler has spared no pains to bring

into focus the various dispersed and scattered writings and speeches of distinguished learned men and philosophers in praise of his religion. This book is the result of the long and patient assiduity and research containing as it does translations in Gujerati from the writings or speeches of Pliny, Plutarch, Dr. Martin Haugh, Professor Spiegal, Sir William Jones, Lord Byron, Thomas Payne, Colonel Olcott, and, Sir Richard Temple. It embraces the views of Greek, French, German, English, and Mahomedan writers, and the work reflects great credit on the author for his zeal, industry, and perseverance. The book has in a short time run into a second edition and the popularity it has hitherto met is well merited. There was a great and long-felt want for such a book amongst the Parsees, and it is gratifying to see that the trustees of the Sir J. J. Translation Fund have also accorded support to the compiler of the book, which should be introduced as a text-book in all the boys' and girls' schools where the principles of Zoroastrianism are inculcated.

*Bombay Gazette*, 28 *th January* 1892.

---

"જરથોસતી ધરમની મોતેબરી"—મી૦ દાદાભાઈ ખરશેદજી દોરડી નામના એક પારસી ધરમગુરૂએ જરથોસતી ધરમની મોતેબરી નામની એક નાની કેતાબ હમણાંજ છપાવી પરગટ કીધી છે. ઉંચી પંકતીએ ચઢી વીખયાતી મેળવી ગએલા પુરૂશોએ પારસી ધરમ વીશે કેવાં કેવાં મતો ઉચારયાં છે તે એકઠાં કરવાની ગરંથકરતાની ધારણા જણાએ છે. તેમાં કરવામાં આવેલો સંગરહ મોટો અને જાત જાતનો છે. પરાચીન કાળના તવારીખ નવેશ હીરોદોતસથી તે હાલના જમાનાના મુસાફરોએ છેલલાંમાં છેલલાં જે મતો ઉચારયાં છે તે બધાંનો સમાવેશ એ ચોપડીમાં કરવામાં આવયો છે, તે ઉપરથી સાફ માલુમ પડે છે, કે મી૦ દોરડીએ અસાધારણ ખંત અને શોધ ખોલ આ કામની પછવાડે કીધી છે. પરજ્ઞાતના લોકો જેઓ પારસી ધરમની પક્ષપાતથી મોકલાં હોવાને લીધે તેઓનાં મતો વધારે વજનદાર ગણાશે એવી મતલબથી તેઓના મતો ટાંકી બતાવવાની ગરંથકરતાએ સંભાલ લીધી છે. જરથોસતે ઉપદેશ કીધેલો પારસી ધરમ એક ખાલેશ ખુદાને માનવાનો છે, અને કે જેઓ એવું કહે છે કે તેમાં ખુદરતની બનાવેલી ચીજોને ખુદા તરીકે માનવાનો આગ્રહ કરવામાં આવયો છે, તેઓએ અજ્ઞાનપણાથી અથવા કીનો રાખીને એવાં મતો આપયાં છે એવુ ખાતરીથી કહેવાની તરફેણમાં આ પુસતકમાં સંખ્યાબંધ મતો મલી આવે છે. પુરવતરફની ભાષાના આલમાઓ, જેવાકે દાકટર હાઉગ, પરોફેસર સપીગલ, .ડાકટર વેસટ આ વીચારો સાથે મલતા થાએ છે. પરોફેસર સપીગલ કહે છે, કે માણસ જાતમાં સુધારાની સુરૂઆત જરથોસતના જમાનાથી થઈ હતી. ગ્રંથકરતાએ પોતાની શોધો પરાચીનકાલ સુધી આગલ ચલાવી છે એટલુંજ નહીં, પણ એ જણાવવું અગતયનું થઈ પડશે કે તેણે જે મતો ટાંકી બતાવયાં છે, તે મતો (પારસીઓ નહી એવા) પરજ્ઞાતના અને જુદી જુદી પરજાના માણસોનાં છે. દાખલા તરીકે ગરીક તવારીખ નવેશ હીરોદોતસનાં અને રોમન તવારીખ નવેશ પ્લીનીનાં લખાણોમાંથી ગરંથકરતા ફકરાઓ ટાંકી બતાવે છે, જેમાં હીરોદોટસ કહે છે કે ઈરાણીઓ મુરતીનેપુજતા ન હતા; તથા પ્લીની જરથોસતને ફીલસુફોનો ફીલસુફ કહે છે. કરતાએ વલી "બેકતરયાના ફીલસુફ" (જરથોસત) વીશે, એક હાથ ઉપર લોરડ બાઈરન અને બીજા હાથ ઉપર કવી નરમદાશંકર કે જેને તેના અંગત વખાણનારાઓ "પુરવ તરફના બાઈરન"નો એલકાબ આપી બોલાવે છે, તેઓએ જે કેટલીક તારીફ કીધી છે તે પણ ટાંકી બતાવી છે. "સર રીચરડ ટેંપલે" ટાઉનહાલમાં પારશીઓ વીશે જે ભાષાણ આપયું હતું, જેમાં, એ અગત્યનું થઈ પડશે કે, તેણે પારસીઓને પાદશાહી ખાંદાનથી ઉતરેલા જણાવી તેઓને હરખાવ્યા હતા; તેમાંથી એક ફકરો ટાંકી બતાવવામાં આવયો છે; અને જયારે મેદમ "બલેવતસકી" એ મુંબઈમાં મુખય મઠક કરયુ હતું, તયારે "થીઓસોફીસત" ના પરમુખ કરનલ "ઓલકોટે" પારશી ધરમ વીશે જે વખાણ ખુશકારક બોલોમાં કીધી છે, તેની પણ એ ચોપડીમાં જગયા કરવામાં છે. એ ચોપડીમાં ખરીસતી મીશનરીઓનાં લખાણોમાંથી જે ઉતારા કીધા છે તે ઉતારા કાંઈ થોડા વખાણને લાએક નથી. આ મીશનરી ગ્રહશથોનાં સંખયાબંધ મતો જે મી૦ દોરડીએ ટાંકી બતાવીઆં છે, તેમાંનું એક મત પરખયાત રેવરંડ ડાકતર જોન વીલસન, કે જેને પારસીઓ અને બીજાઓ સાથે ધરમને લગતા સવાલો ઉપર મોટી બાથભીરવી પડી હતી, તેનું છે. આરય પરજાના એકમેકથી છુટાં પડવાની બાબદ હાથમાં લેતાં તે લખે છે, કે તેઓના છુટાં પડવાનું કારણ એ હતું કે હીંદુઓના વડવાઓએ મુરતી પુજાઓ ચાલુ કરવાથી ઈરાણીઓને માંઠુ લાગું હતું, અને તે કારણથી તેઓ છુટા પડયા હતા, કારણ કે મુરતીપુજા જરથોસતે સમજાવેલા ઉપદેશથી ઉલટી હતી. મી૦ દોરડીનો આએ ગરંથ ઘણો મનોરંજક છે, અને કરતાએ તે બનાવવામાં જે ઉતસાહ અને ખંત વાપરયાં છે, તેથી તેવણને શાબાશી ઘટેછે.

ટાઈમશ ઓફ ઈન્ડીઆ—તા૦ ૧૭ મી નવેમબર ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી."—મી૦ દાદાભાઈ ખરશેદજી દોરડી નામના એક જાણીતા પારશી ધરમગુરૂએ "જરથોસતી ધરમની મોતેબરી" નામની એક ચોપડી છપાવી પરગટ કીધી છે. જરથોસતી ધરમની મોતેબરી વીશે હાલના અને અસલના ઘણાક જાણીતા લખનારાઓએ પોતાના જે વીચારો દરશાવીયા છે, તેનો કીમતી સંગ્રહ આ ચોપડીમાં કરવામાં

આવયો છે. પોતાના ધરમની વખાણમાં જે જે છુટાં છવાયાં લખાણો અને ભાશાણો જાણીતા વીદવાન પુરૂશોએ અને ફીલસુફોએ કરયાં છે, તેનો એકઠો સંગ્રહ કરવામાં તેવણે કાંઈ પણ મહેનત બાકી રાખી નથી. એક લાંબી અને સબુરીવાલી ખંતનું આ ચોપડી પરીનામ છે; કારણકે પ્લીની, પ્લુતારક, ડાકતર મારતીન હાઉગ, પરોફેસર સ્પીગલ, સર વીલીઅમ જોનસ, લોરડ બાઈરન, થોમસ પેન, કરનલ આલકાટ, અને સર રીચરડ ટેમપલ, એઓના લખાણો અને ભાષાણોમાંથી ગુજરાતીમાં તરજુમો કરવામાં આવ્યો છે. એમાં ગ્રીક, ફ્રેંચ, જરમન, અંગરેજ, અને મુસલમાન લખનારાઓના વીચાર સમાવામાં આવ્યા છે; અને ઉતકંઠા, ઉદયોગ અને ખંતનો ઉપ્યોગ આ કામની પછવાડે કરવા માટે આ ગ્રંથકરતાને શાબાશી ઘટે છે. આએ ચોપડીની થોડા વખતમાં બીજી આવરૂતી નીકળી છે અને હમણા વેર જે આવકાર તેને મલીઓ છે તે માટે તે ઘટતી રીતે લાએક છે. પારસીઓમાં એક આવી ચોપડીની ઘણી અગત્ય હતી, અને જણાવવાને ખુશી ઉપજે છે જે સર જમશેદજી જીજીભાઈ ત્રાંસલેસન ફંડના ત્રસ્તી સાહેબોએ આ ગ્રંથ કરતાને આશરો આપીઓ છે; સઘલી છોકરા અને છોકરીઓની નીશાળોમાં જયાં જરથોસતી ધરમના મુળતતવોની કેળવણી આપવામાં આવે છે, ત્યાં આએ ચોપડી એક "ટેક્ષત" બુક તરીકે દાખલ કરવી જોઈએ.

મુંબઈ ગેઝેટ—તા૦૨૮મી જાનેવારી ૧૮૯૨.

---

"જરથોસતી ધરમની મોતેબરી, અથવા પેગંમબર જરથોસત અને તેની દીન વિશે જુદા જુદા વિદવાનોએ આપેલાં મતો" એવે નામની ચોપડીની બીજી આવરતી જુદાં જુદાં પુસતકો ઉપરથી સંગ્રહ કરી લખનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તરફથી અમને મળી છે. આ ચોપડી રાજાબાઈ ટાવર ઉપરથી મરણ પામેલી બે જવાન પારસી અબળાઓ બચુબાઈ તથા પીરોજબાઈની નેક નયતની યાદગારીમાં તેણીઓનાં પાકરૂહને કરતાએ અરપણ કરી છે.

આ કેતાબમાં એરવદ દાદાભાઈએ પેગંમબર જરથોસતની તારીફમાં, તથા જરથોસતી મહજબનાં મોતેબરપણાની શાહાદતો જરથોસતી ધરમની તારીફ, આતશની બાબત વગેરે જુદી કોમના લખનારાઓએ આપેલાં મતો સાથે જરથોસતી ધરમની મોતેબરીનો સંગ્રહ ઠીક ભેગો કીધો છે.

આ ચોપડી જરથોસતી ધરમ વિશે ઉમદા વિચાર ફેલાવવાને માટે ઉપયોગી થઈ પડે એવી છે.

ગુજરાત દરપણ—તા૦૨૭મી આગષ્ટ ૧૮૯૧

---

"જરથોસતી ધરમની મોતેબરી" અથવા પેગંમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાનોએ આપેલાં મતો. આ પુસતક જુદાં જુદાં પુસતકો ઉપરથી સંગરહ કરીને એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડીએ બહાર પાડયું છે. આ ચોપાનયાંનું અરપણ પતરીકા પેહેલું આપણું ધયાન ખેંચે છે. મરહુમ બાઈઓ બચુબાઈ અને પોરોજબાઈની પવીતર યાદગારીને આ લખનાર નમે છે. હાલ તુરત જયાં સુધી આ અણગમતી બીના ચરચાય છે તયાં સુધી મરહુમ બાઈઓનાં નામ આ પરમાણે જાહેર પુસતકમાં આણયાં ન હતે તો અમે વધારે ખુશી થતે. તેમજ પરગટ કરતાએ પંચાયતના સેકરેટરી જોગ ચોપડીઓ ખરીદવા માટે લખેલા કાગલ અને પંચાયત તરફથી તેનો જવાબ પણ છાપવાની જરૂર ન હેતી કેમજે તે બીના સાથ પરજાને કશું લાગતું વલગતું નથી. આટલી નાની ખાંમીઓ બાદ કરતાં બાકીનું પુસતક જરથોસતીઓના બાબમાં મોતેબર છે. જરમન, ફરેંચ અને ઈંગરેજ વીદવાનો, કદેલ મુસલમાન ઓલમાઓ અને ભણેલા હીંદુ પંડીતો સપીતમાન જરથોસત સાહેબની તારીફમાં જે કહી ગયા છે તે સંઘરી રાખવાજોગ અને વાંચવા લાયક છે. અમારૂં મત એવું છે કે આ સંગરહ ઈંગરેજીમાં છપાયો હોય તો આ પુરાના મજબની ખુબી અને મોતેબરી પરજ્ઞાતના લોકોના જાણવામાં આવે તો તેથી બેશક ફાયદો થાય. કરતાએ આ સંગરહ ભેગો કરવામાં ઘણી મેહેનત લીધેલી જણાય છે.

જામે જમશેદ—તા૦ ૩ છ સપટેમબર ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી"—એ નામનું એક પુશતક એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડીએ છપાવી પ્રગટ કરયું છે. એરવદ દાદાભાઈ દોરડીએ દાદગાહે નોશીરવાન, પુરાતમ આતશખાનાં, વગેરે નામનાં પુશતકો આગલ પ્રગટ કરયાં છે, અને તે ઊપરથી એક ગ્રંથકાર તરીકે જરથોસતી આલમમાં એવણ શારી કાંની જાણીતા થયા છે. એવણનાં પુશતકો બાબે જાહેરમાં શારાં મત આપવામાં આવેલાં છે, એટલે તેવણની વધુ પીછાંન આપવાની જરૂર હમો જોતા નથી. હાલનું પુશતક જેમાં પેગંમબર જરથોસત અને તેની દીન માટે જુદા જુદા વીદવાનોએ જે મતો આપેલાં છે, તેની પેહેલી આવરૂતી ૧૮૮૯ માં એ એરવદ શાહેબે પરગટ કરી હતી, અને તેની સઘલી નકલો ખપી જવાથી, એજ કેતાબની બીજી આવરૂતી હાલમાં પ્રગટ કરવાને એરવદ દોરડીએ દરૂસત વીચારયું છે. પેહેલી આવરૂતી શાથ શરખાવતાં હાલની આવરૂતીમાં ઘણો શુધારો અને વધારો કરેલો માલમ પડે છે. એવી રીતે એરવદ દાદાભાઈએ બીજી મરતબે આ પુસતક છાપી પરગટ કરતાં પોતાની દીનની દાઝ હઈએ ધરીને આ કામ ઊલટ અને કાલજીથી કરેલું માલમ પડે છે. એ પાછલ તેવણે જે રંજ અને કીમતી વખતનો ભોગ જુદા જુદા વીદવાનોનાં મત એવી રીતે એકઠાં કરવા પાછલ આપયો છે, તેની સાથે આ પુશતકની જે નજીવી કીંમત રાખી છે, તે સરખાવતાં તે કુચ બીસાદમાં નથી. એ ઉપરથી ખુલી રીતે માલમ પડે છે કે એવણની નેમ એમાંથી નફો કરવાને બદલે પોતાના ધરમનો ફેલાવો કરવાની છે. અને એ કામ તેવણ ફતેહમંદ રીતે પારપાડવાને સકતીવાન થયા છે. તે માટે હમો તેવણને મુબારકબાદી આપયે છઈએ. વલી હમુને જોઈને ખુસાલી ઉપજે છે કે આ પુસતકને આપણી કોમ તરફથી સારો આશરો મલેલો છે. વલી આ પુસતકનો બોહોલા પાયા ઉપર ફેલાવો કરવાની ઘણી જોગવાઈ મલવી જોઈએ છે. હાલનું પુશતક

ગુજરાતી ભાશામાં લખાયલું હોવાથી, તે ભાશા જાણનારાઓ શીવાય બીજાઓ એ વાંચવાથી બેનશીબ રેહે એ લગાર દલગીરીની વાત છે. આ પુસતકનો તરજુમો જુદી જુદી ભાશામાં કરી પરમુલકોમાં વેહેંચવા માટે આપણા કેટલાક ધરમખાતાનાં સાહેબોએ ઉપાડી લઈને એ ગરીબ મોબેદને આશરો આપવો જોઈએ. એમ થવાથી પરકોમનાં લોકોમાં આપણા ધરમની મોતેબરી બાબે જાણવાને બની આવસે.

હાલનાં પુસતકની એબારત એવી છે કે એ વાંચતા કશો કંતાલો ઊપજતો નથી, પણ સામી મજાહ પડે છે. મોટા વીદવાનોના વીચારો સમજ પડે એવી એબારતમાં લખવાનું કામ કંઈ શેહેલ નથી, અને તેમાં ખશુશ કરીને એરવદ દાદાભાઈ જેવા એક ગરીબ મોબેદને થોડી મુશકેલી ખમવી પડી નહીં હશે. આગલા વખતમાં તેમજ હાલના જમાનાઓમાં થઈ ગયલા વીદવાનોનાં મતો એકઠા કરવા માટે એરવદ શાહેબને કંઈ થોડો અભયાશ કરવો પડયો નહીં હશે. હમુને અજાયબી એ લાગેછે કે, એવણને એ સઘલું એકઠું કરવાને અવકાશ કયાથી મલયો હશે? એટલું છતાં તેવણે ધીરજથી પોતે માથે ઉઠાવેલું કામ ફતેહમંદી શાથે પાર પાડેલું છે, અને એ માટે તેવણની આપણે જેટલી તારીફ કરયે તેટલી થોડી છે. યુનાની, રૂમી, જરમન, ફરેંચ, અંગરેજ વગેરેમાં થઈ ગયલા માહ વીદવાનોનાં મતો આ પુસતકમાં જોવામા આવેછે. કોઈબી મુલકમા થઈ ગયલા વીદવાનનું મત આ કેતાબમાંથી બાકી રહી ગયલું માલમ પડતું નથી. એ માટે જરથોસતી ફોરકાના લોકોની ફરજ છે કે એ કેતાબને પોતાથી બનતો ટેકો આપવો જોઈએ. એની નજીવી કીમત તરફ જોતાં, તે ખરીદીને તેનો ફેલાવો મોટા પાયા ઊપર કરવાની દરેક જરથોસતીની ફરજ હુમો સમજયે છઈયે. એવી રીતે થવાથી એરવદ દાદાભાઈ દોરડાંને તો શું, પણ બીજાઓ એવણનાં પગલે ચાલીને, એવાં પુશતકો પરગટ કરવાને ઉલટ પકડે. હાલનું પુશતક વલી વીદયારથીઓને ઘણું અગતનું છે. જુદાં જુદાં પુસતકો ખોલીને પોતાનો અભીયાસ આગલ ચલાવવાની સઘલી માઠાદુખન હાલના પુસતકથી મતી ગઈ છે, અને એક નાકેથી બીજા નાકા સુધી આ પુસતક વાંચવાથી તેઓને પોતાના અભયાસમાં વધારો કરવાને બની આવશે. શેવટે હુમો એરવદ દાદાભાઈએ જે જેહમત લઈને તેબી વલી અંગરેજી ભાષાનો એકબી બોલ જાણયા વગર, આ કામ પાર પાડયું છે, તે માટે તેવણને પાછી મુબારકબાદી આપયે છઈએ, અને એવણનાં પુસતકની જોકે હાલમાં બીજી આવરતી પરગટ થઈછે, પણ જો શખી જરથોસતીઓ તેમજ આપણા ધરમખાતાઓથી એવી રીતનો આસરો આ ગરીબ મોબેદને મલયા કરશે તો, સેજ વખતમાં એની બીજી આવરતીઓ બાહેર પાડયા વગર રેહેશે નહી. દરેક જરથોસતીની ફરજ છે કે, આવાં પુસતકને પોતાથી બની શકે એટલો આસરો આપીને આ મોબેદ શાહેબને મદદ કરવી જોઈયે. દરેક કુટુંબમાં એની એકકી નકલ રહેવી જોઈયે, અને એમ થવાથી આ એરવદ સાહેબે જે રંજ આ પુશતક બનાવવા પાછલ લીધોછે, તેનો પુરતો બદલો તેવણને મલેલો ગણાશે.

અખબારે શોદાગર—તા૰ ૧૭મી શપટેમબર ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી"—આ બાબદનું એક દલદાર ચોપાન્યું એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી નામના એક ઉમંગી મોબેદ સાહેબે આગલ બાહાર પાડયું હતું તેની બીજી આવરતી છે. એ ચોપાન્યાંમાં જરથોસત તથા જરથોસતી ધરમ વીશે જુદા જુદા વીદવાનો અને લખનારાઓએ કરેલાં લખાણોમાંથી ચુંટી કાહાડેલા ફકરાઓ સમાવ્યા છે જે વાંચતાં ધરમના પ્યારનો આતસ જીગરનાં અફરગાનીઆંમાં વધારે તેજી થાય છે. એ ચોપાન્યું દરેક જરથોસતી મરદ તેમજ બાનુના હાથમાં જવું જોઈએ. અમો ઇચ્છીએ છીએ કે જે જે વીદવાનો અને લખનારાઓનાં મત એરવદ દાદાભાઈ દોરડીએ ટાંકયાં છે તેમનાં નામનાં અનુક્રમનું એક સાંકલ્યું આપ્યું હતે તથા દરેક ફકરા વચે થોડી થોડી જગા છોડી તેમને નંબર આપ્યાં હતે. એવી એક ઉપયોગી બાબદને ચોપાન્યાંના આકારમાં છપાવ્યાને બદલે નાહનાં કદની દલદાર ચોપડી કીધી હતે તો તે આપણાં ખાનગી કેતાબખાનામાં વધારે સગવડથી જલવાઈ રેહેતે. એ ચોપાન્યાંમાં સમાવેલા ફકરાઓ કેવા છે તેનો કાંઈક ખીયાલ વાંચનારને આપવા એક બે ફકરા તપકાવ્યે છીયે.

* * * * * * *

અમો ઇચ્છીયે છીયે કે અમારી પાસે વધું ઉતારા આપવાને જગા ફાલતુ હતે. આટલા ઉતારા જે અમે કીધા છે તે એરવદ દાદાભાઈ દોરડીની મેહનતનો વાંચનારને ખીયાલ આપવા. એટલા થોડા ફકરાઓથી પેદા થયલી તરસ છીપાવવાને વાંચનાર ખુદ એ ચોપાન્યુ હાથમાં લેય એવી મતલબથી અમે એ ફકરા ઉતારયા છે. એ ચોપાન્યું ધોબીતલાવ પર મુંબઈ વરતમાન પરેસમાં છાપ્યું છે, અને તેની કીંમત ફકત આ. ૬ છે. સેવટે અમો એરવદ દાદાભાઈ દોરડીને પોતાના ધરમ પાછલની ઉમંગને માટે શાબાસી આપયે છીયે અને જે મોબેદો પરવારતા બેઠા બેઠા અગઆરી આતશબેરાંમના ઓટલાઓ ભાંજે છે તેઓની નજર આએ ઉદયોગી અથોરનાન તરફ અમો ખેંચયે છીયે.

મધુર વચન—જુલાઈ ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી"—આ નામનાં પુસતકની બીજી આવરતીની એક નકલ તેના રચનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તરફથી અમોને મલી છે. એરવદ દાદાભાઈ વગર કેલવણીના તથા સાધારણ સપોતીના એક મોબેદ છતાં પોતાના અથોરનાની ધંધામાંથી પરવારતાં તેમને જે વખત મલે છે તેનો ઉપયોગ પોતાના ધરમને લગતી ઉમદા અને ઉપયોગી બાબતો સંગ્રહ કરવા પાછલ તેવણ કરે છે તે વખાણવા અને શાબાશી આપવા જોગ છે. આપણા ઘણા ખરા અથોરનોન ભાઈઓ પોતાના મોબેદીના ધંધામાંથી ફારેગ થવા પછીનો ઘણો કીમતી વખત નકામો ગુમાવી દીએ છે, તેઓ પણ જો આ એરવદ સાહેબનો દાખલો લઈને પોતાના ખાલેસ ધરમને લગતું જ્ઞાન મેલવવામાં તે રોકશે તો અથોરનાન તરીકેનો જે ઉતમ દરજજો, તેઓએ પોતે પોતાનેજ હાથે ગુમાવ્યો છે તે વખત જતાં પાછો મેલવવાને તેઓ શકતીવાન થશે. આગલા વખતના અથોરનાનો,

જેઓ પોતાના મોબેદીના પેશામાંથી હાલનાઓ કરતાં ઘણીજ ઓછી આવક ઉપર ગુજરો કરનારા હતા, તેઓમાંથીબી કોઈ પોતાનો ફુરસદનો વખત પોતાના જમાનામાં જેવો મલી શકે તેવો ધરમનો વધારે અભયાસ કરવામાં તો કોઈ ધરમ સંબંધી કેતાબો જેવી કે વંદીદાદ, યજશને, વીસ્પરદ તથા ખુરદેહ અવસ્તા અમથી અથવા માએના સાથની પોતાના કે પોતાની ઓલાદના ઉપયોગને સારૂ નકલો કરવામાં, તો વલી કોઈ પોતાનાં ફરજંદોને અથવા બીજા શાગેરદોને અથોરનાની પેશો શીખવવામાં, ને કોઈ ધરમને લગતી બીજી કેતાબો જેવી કે રવાયતો વગેરેનો અભ્યાસ કરવામાં ને નકલો કરવામાં રોકતા હતા. આથી તેઓ પોતાના વખતને અનુસરતુ અને પોતાના પવીત્ર ધંધાને છાજતું ધરમનું જ્ઞાન મેલવી શકતા હતા, અને તેનો લાભ બીજાઓને પોતાની શકતી મુજબ આપી શકતા હતા; પણ હાલના આગલ વધતા સુધારાના વખતમાં અથોરનાની પેશો કરનારા કેહવાતા મોબેદોની હાલત અફસોસ કરવા જોગ થઈ પડી છે એ સહુ મજદ દીન ચુસ્ત જરથોસતીઓને એક મોટું દુઃખ ઉપજાનારૂં છે, કારણ કે એક કોમનો ધરમ સંબંધી સારી કે નરસી હાલતનો ચીતાર પરકોમવાલાઓ તો તેઓના ધરમ ગુરૂઓની હાલત ઉપરથીજ લઈ શકે છે.

હાલમાં અગરજો અથોરનાન ભાઈઓ પોતાના મહજબને લગતી પોતાના ધંધાને જેબ આપે એવી તાલીમ લેવા માંગે તો—અવસતા કે પેહેલવી જેવી કઠણ ભાષાઓનો અભ્યાસ કીધા વગર બી તેઓને માટે પુશકલ આઈતાં સાધણો તઈયાર છે, જેવાંકે એરવદ કાવસજી કાંગાંવાલા વંદીદાદ, યજશને તથા ખુરદેહ અવસતાના તરજુમાના ગુજરાતી પુસતકો, મરનાર એરવદ મંચેરજી શાપુરજી વાછા તથા એરચજી દસતુરનો યશતોના તરજુમાનું પુસતક તથા શેઠ ખ. રૂ. કામાવાલું જરથોસત નામું. એ ખુદ અવસતાની માહેતી આપનારાં પુસતકો છે, તેમજ આગલા મરહુમ દસતુર સાહેબોએ પેહેલવી તથા ફારસી કેતાબોને આધારે ગુજરાતી ભાષામાં કેટલાએક લખાણો કીધેલાં છે; જેઓને રેવાયત કરી કેહે છે; તેવાં પુસ્તકોનો બી પોતાની નવરાસને વખત જો અભ્યાસ કરે તો ખચીત તેમાંથી પણ ઘણુ જ્ઞાન મેલવી શકે. કંઈજ નહીં તો શેઠ ખ. રૂ. કામાવાલા જરથોસતનામાનો અભ્યાસ આપણા સઘલા અથોરનાન ભાઈઓ ધ્યાનથી કરે તો તેમાંથી બી પોતાના ખાલેશ ધરમને લગતું ઘણુંક જ્ઞાન તેઓ મેલવી શકે એમ છે. આએજ એરવદ દોરડીનો આપણે તેમને દાખલો આપીશું કે તેવણે પોતાના દીબાચાનાં સેવટે જણાવેલાં પુસતકો આપણા ધરમ તથા તવારીખને લગતી માહેતી આપનારાં હોવાથીજ તેવણે એ સઘલાં વાચયાં છે. તેવાં પુસતકો બીજા અમારા અથોરનાન ભાઈઓ વાંચે તો પોતાના આગલા ન્યાગાનોને લગતી તવારીખની બોહોલી માહેતી મેલવી શકે, માટે અમારાં અથોરનાન ભાઈઓને અમો મજબુત ભલાંમણ કરીએ છોએ કે પોતાની ફુરસદનો કીંમતી વખત આલસાઈમાં ગુમાવ્યા કરતાં ઉપર જણાવેલાં તેમજ બીજાં કીમતી પુસતકો વાચવામાં ને અભ્યાસ કરવામાં રોકવો, કે તેમ કરવાથીજ તેઓ પોતાના જજમાનો તરફથી તેમજ પોતાની કોમ તરફથી ઘટતું અને વાજબી માન મેલવવાને લાયકના થશે. અમારા અથોરનાન ભાઈઓને ઉપલી ટુક સુચના કરવામાં ફરી એકવાર અમો ઉપલાજ એરવદ સાહેબનો દાખલો આપશું.

એરવદ દાદાભાઈએ પ્રથમ પુરાતન આતશખાના એવે નામે એક રસાલો લખ્યો હતો. તે પછી આએ "જરથોસતી ધરમની મોતેબરી અથવા પેગમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાનોએ આપેલાં મતો"ની બીજી આવરૂતી બાહેર પાડી છે. એ બંધે ચોપડીઓ રચનાર એ એરવદ સાહેબે નથી અંગરેજીની કેલવણી લીધી કે નથી અવસતા પેહેલવી કે ફારસી ભાષાનો અતરેની કોઈ મદરેસામાં અભ્યાશ કીધો. છતાં આવી ઉપયોગી બાબદો હાથ ધરીને પોતાથી બનતી મેહેનતે પોતે જે લાભ મેલવ્યો તે બીજાઓને આપવાંના હેતુથીજ આએ કીમતી ચોપાન્યાં તેવણે બાહાર પાડયાં છે. એ કામમાં એવણને કેટલી ને કેવી મેહેનત પડી હશે અને કેવી સબુરી સાથે કેટલા વખતનો ભોગ આપવો પડયો હશે તે વીષે સાધારણ વાંચનારાંઓને તો કશો ખ્યાલ વટીક આવી શકશે નહીં; પણ એવાં કામની ખરી કદર જેઓ ખરા અભયાસી હશે તેઓજ બુજી શકશે. એ એરવદ સાહેબે પોતાના ટુક દીબાચાની સેવટે પોતે જે પુસતકોને આધારે આએ ચોપાન્યું રચયુ છે તેનાં નામે, શુમારે ચાલીસેક આપેલાં છે, તેઓમાંનો મોટો ભાગ તો કઈ નાનાં પુસ્તકો નથી, પણ મોટા મોટા પોઠાઓ છે. હાલ સુધીનાં સઘલાં વરતમાનપતરોની ફાઈલોના જબરા ને મોટા પોઠાઓ ઉઠલાવા સાથે વલી પારસીઓને લગતી સઘલી કેતાબો એક નાકેથી બીજે નાકે સુધી વાંચવાને અને તેઓમાંથી પોતે પસંદ કીધેલી બાબદને લગતી વીગતો તાલવી કાહાડવાને બોહોલા વખતનો ભોગ આપવો પડેલો હોવો જોઈએ; અને તેટલો બધો વખત સબુરી રાખીને પોતાનું માથે લીધેલું કામ સરંજામ પોંહોંચાડવું એ ઘણા દ્રઢ મનવાલાથીજ બની શકે એવું છે.

એરવદ દોરડીએ અથાગ મેહેનત લઈને રચેલાં પોતાનાં ચોપાન્યાંના મોટા ૬૪ સફાઓમાં ઘણી કીમતી બાબદો સમાવેલી, છે. પોતાના વીષયને તેઓએ ત્રણ ભાગમાં વેહેચી નાખ્યો છે. પેહેલામાં પેગમબર જરથોસતની તારીફને લગતાં પરકોમનાં જુદાં જુદા વીદવાનોનાં મતો, બીજામાં જરથોસતી ધરમની તારીફને લગતાં મતો, અને ત્રીજામાં આતશની બાબત. એ આખું ચોપાન્યું દરેક જરથોશતીએ અમથુ વાંચી જવા જોગજ નહી પણ ખચીત અભયાસ કરવા જોગ છે.

અગર જો એરવદ દોરડીને એ પુસતકની ત્રીજી આવરૂતી કાહાડવી પડે તો તેને માટે અમો એવણને નીચલી એક બાબદ ઉપર ધ્યાન આપવાની સુચના કરીએ છીએ:—

દરેક ભાગની દરેક બાબતની આગમજ ચહડ ઉતર આંક અને સેવટે જે સઘલા વીદવાનોનાં મત લીધાં છે તેઓનાં નામનું એક લીસત તથા એક સુચીપત્ર અથવા 'ઈન્દેક્ષ' આપવું, કે જેથી વાંચનારાંઓને માલમ પડે કે અમુક વીષય અમુક સફે આવેલો છે.

આ બાબત અતરે ખતમ કરતાં, ખરેખરો અથોરનાન કોણને કેહેવો તેનું લક્ષણ બતાવા આપણા ધરમ પુસ્તકને લગત એક પુસ્તકમાંથી નીચલો ફકરો ટાંકી લેવા જોગ થઈ પડે છે:—

"તનેજ તું આથોરનાન કેહેજે......કે જે આખી રાત પવીત્ર ગુરૂ પાસે દીનને લગતી વીદ્યાનો અભયાસ કરતો હોય જે વીદ્યા માણસ જાતને તંગીથી ખલાસી આપનારી, ચીનવદ પુલ તરફ (એટલે ગુજરવા બાદ પુલગુજારને વખતે) ફરાખી

આપનારી, જીંદગીનું ખરૂં સુખ પોહોંચાડનારી, અશોઈ તરફ પોહોંચાડનારી અને સેવટે બેહેશતનું ઉતમ સુખ આપનારી છે." (વંદીદાદ ૧૮ ફ. ૬ ગે.)

ફુરસદ—અકટોબર ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી અથવા પેગંમબર જરથોસત અને તેની દીન વીશે જુદાજુદા વીદવાનોએ આપેલાં મત"; બીજી આવરતી; લખનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી; વરતમાન પરેસ, મુંબઈ.—આ પુસતકની પેહેલી આવરતીની ખબર અમોએ સને ૧૮૮૯ના એપ્રીલ મહીનાનાં અંકમાં લીધી હતી. ત્યાર પછી એની બીજી આવરતી હમણા બાહાર પડી છે, જેમાં કેટલોક વધારો કીધેલો માલમ પડેછે. એરવદ દાદાભાઈએ જે મતો એકઠાં કીધાં છે, તે માટે અલબતતાં! તેઓને મોટો શ્રમ લેવો પડયો હશે. સુરયની વખાણ ગાવાથી સુરયનું તેજ વધતુ નથી, તે તેના પોતાના તેજથી પોતે પ્રકાશે છે. તેમજ જરથોસતી અને જરથોસતી ધરમ—તેની પડતી હાલતમાં પણ—પોતાના તેજથીજ પોતે પ્રકાશીત છે. તેના પ્રકાશના આશીરવાદ લેનારા કયાં છે! આ પુસતકમાં સંખ્યાબંધ જે મતો સમાવ્યાં છે, તે ઉપરથી દેખાય છે કે જયારે અવરસ્તા ભણતર અને તેની ફીલસુફીમાં પરકોમવાલાઓ ડોકયુ નાખી તેની વાજબી તારીફ કરેછે, ત્યારે એ કોમના પોતાના કહેવાતા કેલવણી પામેલા લોકો તે તરફ ભય ભરેલી બેદરકારી બતાવેછે. એવા વખતમાં, અલબત, આ પુસતક ઘણી અગત ધરાવેછે, અને અમો તે દરેક કુટુંબમાં, મુખ્ય કરી બાલકોના ઉપયોગમાં આવે એવી રીતે, રાખવાની ભલામણ કરીએ છીએ.

ગુલ અફશાન—અકટોબર ૧૮૯૧.

---

"જરથોસતી ધરમની મોતેબરી"—આ એક કીમતી કેતાબ અમારી ટેબલપર ઘણા દિવશની આવી પડી છે, જેણે પોતાના ઉદ્યોગી અને ઉમંગી રચનારની અમને વારંવાર યાદ આપી છે. આજે અમો અમારી ટુંક કટારોમા એક એવા અથોરનાનને ઈનસાફ આપવા બેઠા છઈયે કે જેમનું મુબારક નામ અમારા એકબી પારસી વાંચનારને અંજાણ્યું હોય એમ અમો માનીશુ નહિં. અમો એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી વિષે બોલીયે છીએ, કે જેમનાં આગલાં કીમતી પુસતકો વાંચવાનું પણ અમને માન છે. જે ધરમનાં પવિતર નામ નીચે પોતાનુ મીસ્કીન તન મેલાયલુ હોય તેને સારી રીતે સમજનારાઓ આસપાસનાં ભાઈ બંધોનો હમેશા પ્યાર ખેંચી લેછે એ વાત અંજાણી નથી. એરવદ દાદાભાઈ દોરડી જેવાણ એક ઘણાંજ સાદા, એક મારગી પણ ઉમંગી અથોરનાન છે, તેવાણ પોતાની ફરજ ઉપલા તરીકા મુજબ મનમાનતી રીતે સમજી શકે છે એમ માનવાનો અમને પરમ સંતોષ છે. અમારા આ અનુમતનો દેખતો દાખલો ઉપલાં નામવાલો એમનો કીમતી રસાલો દેખાડી આપે છે, કે જેમાં આપણા મહાન પેગંમબર સાહેબ સત જરથોસત સપીતમાંન અને તેના ફીલશુફીથી ભરપુર ભરેલા પવીતર મજ્દયસની મહજબ વિષે જાણીતા વિદવાનો મહાત્માઓ અને લેખકોથી ઓચરાયલાં મતોનો ઘણી જેહમતે એકઠો કીધેલો ગંજાવર ખજાનો છે. એરવદ દોરડીનાં આ લાયક રેસાલાનું એક એક પાનું અમે ચીપીચીપીને વાંચ્યું છે. અને તે વાચી અમે ઘણું જ્ઞાન મેળવ્યું છે. દરેક જરથોસતી મરદ, ઓરત કે નાહનાં બાલકોને આ પુસતક વંચાવવું જોઈએ અને અમારાં અદનાં અનુંમાન મુજબ મુંબઈની પારસી પંચાતના ટરસ્ટી સાહેબોએ તથા બીજા ધરમસંબંધી ઉત્તેજન આપનારાં ફંડોના મુતવલીઓએ એરવદ દોરડીના આ વખાણવા લાયક શાહશનો કદર બુજી ખાશ આસરો આપવો જોઈએ. ખુશામતખોરા ગ્રંથકારોને આજે ઘણા સાહેબો આશરો આપે છે, પણ તે આસરો આપનારાઓ ત્યારેજ ખર અપક્ષપાત ગણાય કે જયારે એરવદ દોરડી જેવા બુજરગ ઊમંગી અથોરનાનનો પોતાના તન-મન "દિલજાન"થી કદર પિછાણે.

માસિક મજાહ—જાનેવારી ૧૮૯૨.